## સમર્થ નવલકથાકાર
## શ્રી ચંદ્રનારાયણ શર્મા
### ની લેખનપ્રતિભા વિષે-
### -સમાલોચકોના અભિપ્રાય

●

[તેમની કૃતિ 'પરાધીન'નાં સમીક્ષણોમાંથી]

"વાર્તા જીવનની બાહ્ય સ્થૂળ હકીકતોને સ્પર્શવા કરતાં માનવીના અંતરને વધારે સ્પર્શે છે * * * બધા સૂક્ષ્મ ભાવોને લેખક




સફળતાથી નિરુપી શકયા છે એમાંજ તેમની સિદ્ધિ છે. **માનવહ્રદયનું આવું સુભગ દર્શન શરદબાબુ સિવાય બીજે કયાંય જોયું નથી.** રામતારણનું પાત્ર એવું તો જીવંત બન્યું છે કે ભૂલવા મથીએ તો યે ભૂલાય નહિ. તેના સ્થૂળ અને સૂક્ષ્મ જીવનની રેખેરેખા મનમાં એવી તો અંકિત થઇ જાય છે કે વાંચતાં વાંચતાં એ પાત્ર નજર સમક્ષ ખડું થઇ જાય છે; અને લેખક માટે આથી

પરિમલ ગ્રંથાવલિ : ૧૦

# ઇન્દ્રજાળ

[ અદ્ભુત રોમાંચિકા ]

અનુયોજક

ભીમભાઈ દેશાઈ




ગાંડીવ સાહિત્ય મંદિર : સુરત

મુદ્રક : પ્રકાશક :
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત






આવૃત્તિ પહેલી
સંવત ૨૦૦૨
સને ૧૯૪૬
કિમ્મત ૩–૦–૦

ઇન્દ્રજાળ ઇંગ્રેજી પરથી ઉતારેલી એક અદ્ભુત નવલકથા છે. નવલકથા મૂળે કાલ્પનિક છે, પણ તેની પાછળ રહેલી ફીલસુફી કેટલેક અંશે ઘણી વાસ્તવિક છે. પૌર્વાત્ય દેશો પર આક્રમણ કરીને તેમની સંસ્કૃતિના અવશેષો સમા ખંડિયેરોને ચૂંથ્યા પછી કેટલેક કાળે યુરોપવાસીઓને ખરેખર સમજાયું છે, કે અમે જે સંસ્કૃતિઓને મનસ્વી રીતે ચૂંથી જે, તે તત્ત્વતઃ ઘણી મહાન હતી અને કેટલાક પંડિતો તો વિમાસણમાં પણ પડયા, કે આ જાતની ચૂંથણક્રિયા કરવાનો અમને અધિકાર હતો ખરો કે કેમ? આવા ચૂંથણવેડાનો પ્રત્યાઘાત થયા વિના રહે ખરો? આ જાતની જે વિમાસણ યુરોપના પંડિતોમાં પ્રગટી અને ધીમીધીમી— છાનીછાની ફેલાઇ તેમાંથી આ નવલકથા રચનારને પોતાની વસ્તુ મળી, અને એ વસ્તુ પર તેણે ઘણી સુંદર માંડણી કરી બતાવી છે.

નવલકથા એવી સરસ લખાઇ છે કે વાંચવા માંડયા પછી તે હાથમાંથી પડતી મૂકાય તેવી નથી. એમાંનું મુખ્ય પાત્ર હિન્દવાસીઓને તો કલ્પિત નહિ લાગે, કેમકે એ મુખ્ય પાત્રમાં સ્થાપિત થયેલી શકિતઓનો પરચો હિંદમાં તો ઘણીએ વાર ઘણી ય વ્યકિતઓએ જોયેલો છે. આજે પણ વિજ્ઞાનને પડકારી પ્રુશિક ઍસિડ પી જનાર, જીભ પર નાગ કરડાવનાર અને મહિનો મહિનો સુધી જમીનમાં દટાઇ રહેનાર, નાડી ને હૃદય બંધ કરી શકનાર યોગબળધારી વ્યકિતઓ હિંદમાં ઠેરઠેર સાંપડે છે. પણ આવી વ્યકિત કલ્પીને આવી ભયંકર વૈરની ભાવનાનું જે આરોપણ તેમાં કરાયું છે તે શુદ્ધ યુરોપી માનસનું જ સર્જન હોઇ શકે. આ નવલકથામાં યોજાયલી વૈરભાવના તો યુરોપી માનસના જ પ્રતિબિંબ રૂપ છે. પણ..............

વાંચકનો રસ બગાડવાનો મને અધિકાર નથી.

ન. વી.

# અનુક્રમણિકા





# ભૂ મિ કા

[ ૧ ]

અનુપસિંહ અને હું પિતરાઇ તો ખરા, પણ સવિશેષ તો લંગોટિયા ભાઈબંધ. અમે બંને સાથે જ ભણેલા. તેના પિતા તખ્તસિંહ મારા સગા કાકા થાય. નાનપણુથી જ તેઓ મિસર ગએલા. ત્યાં તેમનો જબરો વેપાર ચાલતો હતો. મારી જાણમાં તો તેઓ બે જ વાર દેશ આવ્યા હતા. છેલ્લી વાર તેઓ દેશ આવ્યા ત્યારે અનુપને સાથે લઈ ગએલા.

અનુપની બા જીવતી હતી ત્યાં સુધી હું તેને ઘેર હમેશ જતો. કાકીનું મારા પર અનુપ જેવું જ હેત. મહિનામાં દસ-પંદર દિવસ તો હું તેમને હાથે જ જમતો. તેમના હેતની વાત આજે ય યાદ આવે છે ત્યારે મારી આંખ આંસુથી ઊભરાઈ જાય છે. ઘર સિવાય એમના જેવું હેત બહાર હજી મેં ક્યાંય જોયું નથી; એમના જેવી સતીસાધ્વી સ્ત્રી પણ મેં બીજી જોઈ નથી.

એક વાર તેઓ અચાનક બિમાર પડી ગયાં અને થોડા દિવસની માંદગી ભોગવી દેવલોક પણ પામ્યાં.

એ પછી અનુપ મોસાળ ચાલ્યો ગયો. કાકીના મૃત્યુ પછી

તે ફરી ઘેર આવ્યો જ નહિ. એક જ જણ વિના તેનું ઘર આનંદવિહોણું–અંધકારમય બની ગયું. માતૃશોકે અનુપને ક્યાં ય ગોઠયું નહિ. એટલે તેના પિતા ફરીને દેશ આવ્યા અને ઘરમિલકતનો બરાબર બંદોબસ્ત કરી તેને પોતાની સાથે લઈ ગયા. તે વખતે અનુપની ઉંમર પંદરસોળ વરસની હતી. તે મેટ્રિકમાં હતો.

મિસર જતાં પહેલાં તે મને મળવા આવેલો. એ જ અમારી છેલ્લી મુલાકાત. તે પછી અમે એકમેકને ક્યારે ય મળ્યા નથી.

કાકા દૂર દૂરના પ્રવાસે ગયા ત્યાર પછી મિસર પહોંચ્યાનો તેમનો એક પત્ર આવેલો. તેમાં અનુપના પણ સમાચાર હતા. તે પછી થોડા દિવસે જાણવામાં આવ્યું કે અનુપના આગ્રહથી જ ચિત્રકળાની તાલીમ માટે કાકાએ તેને ઈંગ્લાંડ મોકલ્યો હતો. ચિત્રકળાનો તો તેને નાનપણથી જ શોખ હતો. એટલે તે એમાં ઝળકી ઊઠે એવી બધાને જ ખાતરી હતી.

થયું પણ તેમ જ.

ઈંગ્લાડમાં થોડો વખત તાલીમ લેતાંવેંત જ તે આગળ આવી ગયો. તેણે દોરેલાં એએક ચિત્ર વિષે તો ઈંગ્લાંડનાં કેટલાંક અખબારોમાં ભારોભાર પ્રશંસા આવી હતી. એની એ પ્રશંસાથી મને અત્યંત આનંદ થયો. વિલાયતમાં જઈને એક ગુજરાતી ને તે વળી મારા જ કુટુંબનો જુવાન એ રીતે નામ કાઢે તે મારે મન તો મહાગૌરવની વાત હતી.

કેટલાંક વરસ પછી થોડા જ દિવસના તાવમાં કાકા મરણ પામ્યા.

તે પછી અનુપ વિષે મને કશા સમાચાર મળ્યા નહિ.

કાકા વૃદ્ધ થયા પછી દેશમાં જ વસવા આવશે; અને તો તો અનુપનો કયારે ય મેળાપ થશે એવી મને આશા હતી. પણ કાકાના મૃત્યુથી એ આશા કરમાઇ ગઇ !

દરમ્યાન કોલેજનાં ચારે વરસ પસાર કરી મેં સરસ્વતીદેવીને નમસ્કાર કર્યા, ને એક ઓફિસમાં નોકરી લઈ લીધી. એક દિવસ અચાનક એક અંગ્રેજી છાપું વાંચતાં ખબર પડી કે અનુપે વિલાયતમાં કોઇ યહુદી યુવતી સાથે લગ્ન કર્યું છે ! યુવતીનો પિતા સારો પૈસા મૂકી ગયો છે. અનુપને એ બધો જ વારસો મળ્યો છે. લગ્ન પછી તેણે ચિત્રકામનો ધંધો છોડી દીધો છે અને પત્નીને લઈને કયાં ચાલ્યો ગયો છે તેની કોઈને ખબર પણ નથી. કોક દારુણ દુઃખથી તે પત્ની સાથે ચાલી નીકળ્યો છે. વગેરે........

છાપામાં આ ખબર વાંચ્યા પછી મેં તેના મેળાપની આશા સદંતર છોડી દીધી.

નાનપણથી જ અમને એકમેક પર અપાર પ્રેમ હતો. તેના મનોભાવ જેટલા હું જાણતો તેટલા કોઈ જાણતું નહોતું. તેનામાં આમ તો ભોગલાલસા પ્રબળ હતાં, તો પછી કયે દુઃખે એ આ પ્રકારે ચાલ્યો જાય ? તેણે સંસારત્યાગનો સંકલ્પ જ કર્યો હોય તો યહુદી યુવતી સાથે પ્રેમમાં જ શા સારુ પડે ? તેની સાથે લગ્ન જ શા માટે કરે ? આટલો મોટો વારસો મળ્યો હોય તો પછી તેને દુઃખી થવાનું હોય પણ શું ? આવા આવા વિચારો મારા મનમાં ઉભરાવા લાગ્યા. પણ તેથી શું ? માત્ર વિચારોથી જ કંઇ પ્રશ્નોનું નિરાકરણ થઈ જાય ?

આખરે મને એક ઉપાય મળી આવ્યો.

મારો એક કોલેજમિત્ર સુરસિંહ બી. એ. થઈને બેરીસ્ટર થવા વિલાયત ગયો હતો. ત્યાંથી તે મને કોઈ કોઈ વાર પત્રો લખતો. મારા પત્ર પરથી જ અનુપ સાથે તેને મૈત્રી બંધાઈ હતી, ને પાછળથી એ ગાઢ બની હતી. સુરસિંહના પત્ર પરથી જ અનુપના સમાચાર પણ મળતા. પણ થોડા વખતથી સુરસિંહે પત્ર લખવાના બંધ કરી દીધા હતા. મેં પણ તેથી જ પત્રાદિ લખવાનું બંધ કરી દીધું હતું. કોલેજ છોડીને નોકરીમાં પડી ગયા પછી તો પત્ર લખવાનો જાણે મહાવરો જ મટી ગયો હતો !

પણ અનુપની ખબર મેળવવા માટેય સુરસિંહ પર પત્ર ન લખું એ કેમ બને? મેં તેના પર એક પત્ર લખી દીધો. એનો ઉત્તર મળશે જ એવી મને ખાતરી હતી. એટલે જવાબની આશામાં ને આશામાં હું દિવસો ગણવા લાગ્યો.

લગભગ બે માસને અંતે મને ઉત્તર મળ્યો.

સુરસિંહે લખ્યું હતું:

"* * * અનુપ વિષે તું જાણવા તો માગે છે, પણ દિલગીર છું કે હું નિરુપાય છું. હું પોતે જ એને વિષે કશું જાણતો નથી! કેટલાય વખતથી તેનો મેળાપ મને થયો નથી. એટલી ખબર મળી છે ખરી કે ઇંગ્લાંડમાં ભયંકર મહામારી ફાટી નીકળવાની છે એવી બીકથી તે અહીંથી ચાલ્યો ગયો છે. એક યુવતીના પ્રેમમાં પડી જવાથી તે બધાને જ વિસરી ગયો હોય એમ લાગે છે. તાજેતરમાં તેનું લગ્ન થવાનું છે એવી લોકવાયકા સાંભળી તો છે; પણ તે થયું છે કે કેમ તેની ખબર મળી નથી. કદાચ તેણે લગ્ન કર્યું હોય તો ય એ લુચ્ચાએ મારા જેવા સ્વદેશમિત્રને આમંત્રણ ન આપીને ભારે અન્યાય કર્યો છે.

સાચું કહું તો એનું નશીબ જોઇને મને અદેખાઇ થાય છે. એ જે

યુવતીના પ્રેમમાં પડયો છે તેનો બાપ દસપંદર લાખનો જીવ મૂકી ગયો છે. પાછળ બીજું કોઇ છે પણ નહિ. સાંભળ્યું છે કે એ મબલક વારસો ભાઇને જ હાથ આવ્યો છે. એક દિવસ એ યુવતી પણ મારી નજરે ચઢી ગઇ હતી. એના જેવી રૂપસુંદરી મેં કયાં ય જોઈ હોય એવું આજે ય મને લાગતું નથી. ઈંગ્લાંડ આવ્યા પછી મોટા મોટા ઉમરાવોના ઘરની અનેક રૂપસુંદરી જોઈ છે; પણ તેઓ તો આ યહુદી લલનાની દાસી થવાને પણ લાયક નથી !

અનુપ સાથે મારે ઘણા સમયથી મેળાપ થયો નથી. ચિત્રકાર તરીકે તો તે અહીં ખૂબ પંકાઈ ગયો હતો. મોટા મોટા અંગ્રેજો જોડે પણ તેને ઘરોબો બંધાઇ ગયો હતો. અનેક મોટી મોટી મિજલસ–નાચ સમારંભોમાં તેને આમંત્રણ મળતાં હતાં.

કોઇ કોઇ વાર અનુપ પર કાગળ લખવાની ઇચ્છા થાય છે ખરી, પણ તેનું હાલનું ઠેકાણું જાણું નહિ એટલે શું કરું ? ભવિષ્યમાં કદાચ તને કંઈ ખબર પડે તો અચૂક લખી જણાવજે. તારી ઇંતેજારી સંતોષી નથી શકયો. માફ કરીશ ?"

-

[ ૨ ]

ઉપરના પત્ર પછી છસાત મહિના વીતી ગયા. દરમ્યાન સુરસિંહનો એકે પત્ર આવ્યો નહિ. પછી તો ધંધા આડે અનુપના અદ્ભુત જીવન વિષેની મારી ઈંતેજારી પણ ઓછી થઈ ગઈ. એટલામાં અચાનક વિલાયતની મેલમાં સુરસિંહનો એક પત્ર મળ્યો. સાથે એક પેકેટ પણ હતું. ખૂબ કુતૂહલથી હું પહેલાં તો સુરસિંહનો પત્ર ઝટ ઝટ વાંચી ગયો. પછી મનમાં નક્કી કર્યું કે સુરસિંહે લખ્યા મુજબ પેકેટમાંનાં પાનાં વાંચી જવાં. રોજ થોડો થોડો વખત કાઢી એ પાનાં વાંચી જવાનો

મેં નિર્ણય કર્યો. કલાકના કલાક સુધી લાગલાગટ એ "મહાભારત" વાંચવા માટે મારે વખતે નહોતો.

સુરસિંહના પત્ર પરથી જ મને માલમ પડયું હતું કે એ પેકેટમાંનાં પાનાંમાં મારા બાળગોઠિયા અનુપે **સ્વહસ્તે** પોતાના પ્રવાસજીવનનો ઇતિહાસ લખેલો હતો ! એ વાંચતાં વાંચતાં જ કુતૂહલ અને વિસ્મયથી હું એટલો તો તલ્લીન થઈ ગયો કે મારો કટકે કટકે વાંચવાનો નિર્ણય કયાં ય હવાઇ ગયો ! એક વાર વાંચવાનું શરૂ કર્યા પછી છોડવાનું કેમે ગમતું નહોતું. આખી રાત જાગીને શરૂઆતથી તે અંત સુધીનાં પાનાં વાંચી ગયો ત્યારે જ મને નિરાંત થઇ !

પૂરું વાંચી રહ્યા પછી મને થયું કે આટલી અદ્‌ભુત, અસંભવિત, ન માની શકાય એવી આત્મકથાને કોણ સાચી માને ? એ તે સત્ય હશે કે માત્ર રહસ્યજનક નવલકથા જ ?

ગમે તે હો. પહેલાં તો સુરસિંહનો પત્ર જ આપી દઉં :

## સુરસિંહનો પત્ર

સ્નેહી ભાઇશ્રી,

આજે આ પત્રમાં તને જે ઘટના લખું છું તે ત્રણચાર માસ પરની છે. મહિનો તો યાદ નથી, પણ તે વરસાદનો દિવસ હતો, એટલું તો ખચીત યાદ છે. તે દિવસે સવારથી જ વાદળ ઘેરાયલું હતું. આખો દિવસ ઝરમર ઝરમર વરસાદ પડતો હતો અને પવનના સૂસવાટા મારા ખંડમાં આવીને મારા શરીરમાં આછો કંપ ઊપજાવી જતા હતા. બધું કામ પતાવીને જ હું ઘરમાં ભરાઇ બેઠો હતો. થાકી તો ખૂબ ગયો હતો, પણ કેમે કરીને મનને નિરાંત વળતી નહોતી, એટલે પડયો પડયો એક નવલકથા વાંચવાનો પ્રયત્ન કરતો હતો.

એ નવલકથાનું નામ શું, ને તે મેરી કોરેલી, હોલ કેન કે રાઈડર હેગાર્ડે લખેલી હતી તે આજ સુધી મથી રહ્યો છું પણ યાદ આવતું નથી. એટલું તો યાદ આવે જ છે કે સાંજ પડી જવા છતાં મેં પુસ્તક વાંચવાનું છોડી દીધું નહોતું. સાંજના અંધારાં ગાઢ બનવા માંડયાં તે પહેલાં નોકર મેજ પર બત્તી મૂકી ગયો. બત્તી આવી ગયા પછી તો હું ટેબલ પર ઝૂકી ઝૂકીને પુસ્તક વાંચવા મંડયો. એ ચિત્તાકર્ષક નવલકથાનું નવું પ્રકરણ પણ મેં શરૂ કરી દીધું.

તે દિવસે મને કોઇ મળવા આવે એવી વકી જ નહોતી. પણ રાતે આઠના ટકોરા પડયા ને મારો નોકર બારણું ઠોકી અંદર આવ્યો. પછી બોલ્યો: “એક હબસી યુવાન આપને મળવા માગે છે. બહાર ઊભો છે. આપને ખબર આપવા મને મોકલ્યો છે.”

આવા વરસાદના દિવસે રાતે આઠ વાગે હબસી યુવાન મારે ત્યાં કયાંથી ? તે મને શા માટે મળવા માગતો હશે ? એની મને સમજ પડી નહિ. કોઈ હબસી સાથે મારે પરિચય હોય એવું પણ મને યાદ આવ્યું નહિ. મેં નોકરને પૂછ્યું : “તેનું નામ પૂછયું છે? તેને મારું શું કામ પડયું છે ?”

“તેનું નામ બેન્ડમેન. શા માટે આવ્યો છે તે તેણે કહ્યું નથી, પણ આપને મળવાની તેને ખૂબ જ ઉતાવળ છે.”

કોઇ ભિખારુ તો ન હોય ? એવા તો કેટલાય ભિખારી સારા માણસને મળવા માટે આગ્રહ કરે, પછી રૂબરૂ પહોંચ્યા કે પોતાનાં રોદણાં રડવા માંડે. થોડી વાર એવો વિચાર કરી મેં નોકરને કહ્યું: “તેને કહી દે કે અત્યારે મળવાની મને ફુરસદ નથી. મળવું જ હોય તો કાલે સવારે ભલે આવે.”

બેત્રણ મિનિટમાં નોકર પાછો આવ્યો ને બોલ્યો: “તે કહે છે કે આજે રાતે હું એડિનબરો જવાનો છું, એટલે આજે જ હું મળી શકું. મારે અત્યંત જરૂરી કામ છે એમ કહે છે. છતાં મેં તેને ના કહી.

એટલે તેણે કહ્યું: હું આપના મિત્ર મિ. અનુપસિંહ પાસેથી આવ્યો છું એટલું જ તારા શેઠને કહેશે એટલે તેઓ મળ્યા વિના રહેશે જ નહિ."

અનુપસિંહ પાસેથી? પછી તો મારાથી રહેવાય જ કેમ? મેં તરત જ તેને લઇ આવવા નોકરને ફરમાવી દીધું.

નોકર થોડી જ વારમાં એક ઊંચા ને મેલા વેશવાળા હબસી યુવાનને મારી પાસે લઇ આવ્યો. યુવક મને સલામ કરીને ઊભો રહ્યો. મેં તેને બેસવા માટે એક ખુરસી ચીંધી. બેઠા પછી મારા સામે જોઇ તે બોલ્યોઃ "કવખતે આવીને આપને ખલેલ કરું છું તો માફ કરશો. તાકીદના કામને લીધે જ મારે તેમ કરવું પડયું છે."

મેં કહ્યું: "નોકર પાસેથી સાંભળ્યું છે કે તમે મારા મિત્ર અનુપસિંહ પાસેથી આવો છો, તે ખરી વાત છે? એવું હોય તો તો બહુ જ સારું. ઘણા વખતથી મને અનુપસિંહની ખબર મળી નથી."

તે બોલ્યોઃ "હા. હું તેમની પાસેથી જ આવું છું."

હું બોલ્યોઃ "હું તેના જ દેશનો છું. અહીં પણ અમે કેટલોય વખત સાથે રહ્યા છીએ. અત્યારે તે કયાં છે?"

હબસી બોલ્યોઃ "માફ કરશો. એ વાત મારાથી નહિ કહેવાય."

હું નવાઇ પામી તેની સામે જ ટીકી. રહ્યો. પછી કંઇક ખીજથી બોલ્યોઃ "તમે આમ કેમ બોલો છો?"

હબસી બોલ્યોઃ "તેનું હાલનું ઠેકાણું જણાવવાનો મને હુકમ નથી."

"તો પછી મારી પાસે આવ્યા શા માટે?"

"મિ. અનુપસિંહે કાગળનું એક બંડલ આપને આપવાનું કહ્યું છે. હું તે અત્યારે જ આપું છું. તે લઇને આપ મને પહોંચ લખી આપો."

તેણે લાલ દોરાથી બાંધેલું કાગળનું બંડલ મારા ટેબલ પર મૂકયું! કેટલીય વાર સુધી હું વિચારમાં ગરક થઇ ગયો. પછી પેલાને પૂછયું: "તમારું નામ શું?"

"મારું નામ બેન્ડમેન."

પૅડમાંથી એક કાગળ ફાડીને મેં લખવા માંડયું:

**પ્રિય અનુપ,**

આજે, રાતને સમયે, બેન્ડમેન નામના હબસી યુવક પાસેથી કાગળનું એક બંડલ મળ્યું છે. એ બંડલમાં શું છે તે હજી સુધી મેં જોયું નથી. બંડલ મને જ સુપ્રત કરવા તેં એને મોકલ્યો છે એમ એ કહે છે. એના કહેવા મુજબ આ પહોંચ લખી આપું છું.

મેં તારા સરનામા વિષે એને પૂછયું તો એ કહે છે કે તે જણાવવાને હુકમ નથી! તારા એ ફરમાનનો અર્થ મને સમજાતો નથી. આપણે સુખદુ:ખમાં અનેક દિવસ સાથે ગાળ્યા છે. આપણા બંનેની વચ્ચે પરસ્પર છુપાવવા જેવું ય કશું નથી. પણ કેટલાક દિવસથી તારામાં અદ્ભુત પલટો આવી ગયો છે. તું ત્યાં ગમે તે કારણે ગયો હોય, પણ જતાં પહેલાં એક વાર મળવા પણ ન આવ્યો? ભારે વિચિત્ર! તું હાલ કયાં છે, શું કરે છે, તે પણ જણાવવા માગતો નથી? પેલી યહુદી યુવતી સાથે લગ્ન કર્યું છે કે કેમ તે પણ તું જણાવતો નથી. મારા જેવા મિત્ર આગળ પણ પેટછૂટી વાત ન કરી શકે? તારે કોઇ પણ પ્રકારની મદદની જરૂર હોય તો હું તે ગમે તે ભોગે આપવા તૈયાર છું. પ્રવાસમાં તો સ્વદેશના મિત્રો એકબીજા પર નિર્ભર રહે એ જ ઉચિત છે. તારી વાત કદાચ છુપાવવા જેવી પણ હોય; તો પણ દુનિયામાં એક જણ તો વિશ્વાસ રાખવા જેવું હોય જ. એ વિશ્વાસ મારા પર જ નાંખી દે તો?"

નીચે સહી કરી દીધા પછી કાગળ બંધ કરીને મેં બેન્ડમેનને આપ્યો. ગજવામાં પત્ર સેરવી દીધા પછી તે ઊભો થઈ ગયો. મેં તેને ફરી પૂછયું: "મારા મિત્રનું ઠેકાણું ખરેખર તમે નહિ જ કહો?"

બેન્ડમેન બોલ્યો: "માફ કરો. આપના મિત્ર ઘણી વાર અમારી આગળ આપની વાત કરે છે. પણ ઠેકાણું ન જણાવવાની તેમણે સખત તાકીદ કરી છે. પછી હું કેમ કહી શકું?"

મેં કહ્યું: "ભલે, ન કહેવું તો ના કહો. પણ મારો મિત્ર સુખી છે કે કેમ, તેના દિવસો આનંદ ને શાંતિમાં જાય છે કે કેમ તે કહેવામાં તો તમને હરકત ન હોય. એટલું જાણીશ તો ય મને અપાર આનંદ થશે."

બેન્ડમેન બોલ્યો: "આપણે સાધારણ રીતે જેને સુખ કહીએ છીએ તેનાથી તો કમનસીબે તેઓ વંચિત છે. એમનું જીવન અત્યંત ક્લેશમય છે. તેઓ અનિચ્છાએ પણ મહાપાપમાં સંડોવાયા છે. જીવનના બાકીના દિવસો એ જ પાપના કરડા પ્રાયશ્ચિતમાં પસાર કરવાનો એમણે સંકલ્પ કર્યો છે."

અનુપે એવું તે શું પાપ કર્યું હશે, કે તે માટે જીવનભરનું પ્રાયશ્ચિત કરવાની એને જરૂર પડી? મને થયું: મોહમાં ભાન ભૂલીને પરદેશી બૈરી સાથે લગ્ન કરવામાં તો તેણે ખતા ન ખાધી હોય? એના જ સંતાપમાં તો તે દુ:ખી દિવસો ન ગુજારતો હોય?

મેં ફરી બેન્ડમેનને પૂછ્યું: "અનુપ પત્ની સાથે જ રહે છે કે? પતિપત્ની વચ્ચે અણબનાવ તો નથી ને?"

બેન્ડમેન બોલ્યો: "માફ કરશો. આપના એ પ્રશ્નનો પણ હું જવાબ ન આપી શકું. મારું કામ પૂરું થયું છે. હવે હું જઈશ."

"જરા થોભો. મારે માત્ર એક જ સવાલ પૂછવો છે. તેની સાથે ભવિષ્યમાં મને મેળાપ થાય એવી આશા ખરી? અથવા હવે કયારે તેનો કાગળ મને મળશે?"

બેન્ડમેન બોલ્યો: "જિંદગીમાં તેમની સાથે મેળાપ થાય એ આશા હવે રાખશો નહિ. એમણે કહેવડાવ્યું છે કે હું મરી ગયો છું એમ જ હવે આપ માની લેજો. પછી આપ એમના કાગળની આશા તો ન જ રાખી શકો ને?"

ફરી મને સલામ કરી બેન્ડમેન ઝડપથી ચાલ્યો ગયો.

કેટલીય વાર સુધી અનુપસિંહની અદ્ભુત રહસ્યભરી જિંદગી પર વિચાર કરતો હું બેસી રહ્યો. પણ મારા મનમાં કશી જ ઘડ બેઠી નહિ. ઉતાવળા ઉતાવળા મેં જમી લીધું ને ફરી અભ્યાસખંડમાં પેઠો કે તરત જ મૂશળધાર વરસાદ શરૂ થઈ ગયો!

ચારે તરફ ગાઢ અંધકાર હતો. એ અંધકારને ચીરીને ઘડી ઘડીએ વીજળી ચમકારા મારી જતી. થોડી વારમાં તો મેઘગર્જનાના કડાકા પણ શરૂ થઇ ગયા. બરાબર એ જ વેળાએ–ઘનઘોર અંધારી રાતે દૂર દૂરના દેશમાં એકાંત ખંડમાં બેઠો બેઠો હું મારા મિત્રની રહસ્યકથા પર ઊંડા વિચારમાં ઊતરી ગયો. મને કશી જ સૂઝ પડી નહિ !

આખરે ટેબલ પર પડેલું લાલ દોરીથી બાંધેલું પેલું પાકીટ મેં ખોલી નાંખ્યું. કાગળોમાં કોણ જાણે કેવીય અદ્ભુત કથા આલેખાઈ હશે! ઉત્કટ ઉદ્વેગ અને અપાર કુતૂહલથી મારું ચિત્ત સભર હતું. અધીરાઇથી હું પહેલાં જ પાના પર નજર ફેરવી ગયો. મોતીના દાણા જેવા અક્ષરો નજરે પડતાં મારું મન ઘડીભર આનંદથી નાચી ઊઠ્યું. પણ તે બે ઘડી માટે જ. ફરીને મારું અશાંત ચિત્ત વધુ વ્યગ્ર બની ગયું. મેં ઝટઝટ પેકેટમાંના કાગળો ઉકેલવા માંડયા. શરૂઆતમાં જ મારા પર લખેલો એક પત્ર મળી આવ્યો.

**પ્રિય સુરસિંહ,**

**મારો આ પત્ર એકાએક મળતાં તને અપાર આશ્ચર્ય થશે. મારા હસ્તાક્ષરની કદાચ તેં સ્વપ્નેય આશા ન રાખી હોય. પણ સ્વપ્નમાં પણ અગોચર એવી કેટલીક વાતો આ સુખદુ:ખપૂર્ણ જગતમાં નિત્ય બનતી જ રહે છે. એટલે હવે પછીનાં પાનાંઓમાં આવતી મારી કથા વાંચીને તું વિસ્મય ન પામે એટલું માગી લઉં છું.**

**ઇંગ્લાંડનો કિનારો છોડીને જહાજમાં બેસી શૂન્ય ચિત્તે અનંત મહાસાગરમાં તદ્દન ઉદ્દેશહીન સફર મેં શરૂ કરી ત્યારે તને આવો પત્ર**

લખવાનો વારો કદી આવશે એવી કલ્પના પણ નહોતી. ઇંગ્લાંડથી કાયમને માટે વિદાય લેતાં પહેલાં તારા જેવા સહોદરસમ મિત્રને મળવા માટે પણ હું ન આવ્યો, એવો પ્રશ્ન તને થશે. મારા એ વિચિત્ર વર્તનથી તને દુ:ખ પણ થશે. એ બધું જ હું સમજું છું. પણ હું તને કેમ ન મળી શકયો એની કેફિયત ટૂંકમાં પતે એવી નથી. મારે જ હાથે આલેખેલી અને આ પછીનાં પાનાંઓમાં આવતી મારી કથા તું ધૈર્યથી વાંચી જજે. એ પછી જ ઇંગ્લાંડથી હું અચબૂચ કેમ અંતર્ધાન થયો તેનું કારણ તું સમજી શકશે.

તું જાણે જ છે કે ચિત્રકળામાં જિંદગી વીતાડવાનો મેં નિશ્ચય કર્યો હતો. એ માટે જ હું ઇંગ્લાંડ આવેલો અને મેં થોડો કાળ ફ્રાન્સમાં પણ ગાળેલો. મારી તો ઇચ્છા હતી કે ભવિષ્યમાં તક મળતાં જ ઇટાલીના ફ્લોરેન્સ આદિ ને જર્મનીના મ્યુનિચ આદિ ચિત્રકળાનાં સ્થળોની મુલાકાત લઇ હું અભ્યાસમાં અનુભવ ને તાલીમ ઉમેરીશ. પણ માણસ ધારે શું ને ઇશ્વિર યોજે શું? લાંબો સમય ચિત્રકળા પાછળ મંડયા રહી મેં કંઇક સફળતા મેળવી હતી એ ય તારાથી છાનું નથી. તું જાણે છે કે મેં દોરેલાં કેટલાંક ચિત્રો કડકમાં કડક પરીક્ષકોનો સારો અભિપ્રાય મેળવી ચૂકયાં છે અને કેટલાંક તો ઇંગ્લાંડનાં ચિત્રાલયોમાં કાળજીથી સંઘરવામાં આવ્યાં છે. યુરોપની તાલીમ પૂરેપૂરી લઇ લીધા પછી સ્વદેશ સિધાવીને આપણા દેશજનોને એનો સારી પેઠે લાભ આપવાની મારી મુરાદ ફળી હોત તો મારું જીવન ધન્ય ધન્ય બની જાત.

પણ વિધિનાં નિર્માણ જુદાં જ હતાં. જે આકાંક્ષાની મને લગની લાગી હતી તે ન ફળી. મારી જીવનદિશાએ જુદો જ પલટો ખાધો! એમ કેમ થયું, એ પરિવર્તનનાં કારણો કયાં, તે બધી કથા હવે પછી આવે છે. તું મારે વિષે ગમે તે ધારતો હોય, કૃપા કરીને એમાં મારો દોષ જોઇશ નહિ. . . . . . . . . . .

તું ધારશે કે યહુદી યુવતીના પ્રેમમાં પડીને હું અધોગતિમાં ગબડી પડયો છું. પણ એનું કારણ બીજું જ છે. તને જાણીને નવાઇ થશે કે મારી રેબેકાના પિતા પાછળ એક પાઇ પણ મૂકતા ગયા નહોતા! મારા સસરાની પેઠે જ મારા પિતા વેપારમાં સારું કમાયેલા ખરા, પણ છેલ્લે જબરી ખોટ આવતાં તેઓ પણ એક કોડી યે મૂકી ગયા નહોતા. ચિત્રકળામાં જે આછુંપાતળું મળે તેનાથી સંતોષ માની જીવનભાર વહેતા રહેવાના મારા મનોરથ હતા. પણ કાળચક્રે એવી તો ગુલાંટ ખાધી કે મારે તેમાંથીય હાથ ધોઈ નાખવા પડયા. હવે તો મારો એક માત્ર બેલી ભગવાન જ છે. પણ મહાપાપે મારું જીવન એટલું તો કલં-કિત બની ગયું છે કે ભગવાનનું પવિત્ર નામ ઉચ્ચારવાનો પણ મને જાણે અધિકાર નથી! ભીષણ પરિતાપથી મારું હૃદય અહોરાત્ર શેકાયા જ કરે છે; મૃત્યુ પહેલાં હું શાંતિ પામીશ કે કેમ તેની મને શંકા છે; અને મૃત્યુ પછી પણ શાંતિ મેળવવાની આશા તો મેં છોડી જ દીધી છે.

છતાં મારી પાપલીલાની કથા આ બંડલમાં તારા પર હું પાઠવું છું. મારા મનનો ભાર કંઇક હળવો થાય એટલો જ મારો હેતુ છે. સાંભળ્યું છે કે પોતાના પાપની કથા છુપાવ્યા વિના ઉઘાડેછોગ જાહેર કરી દેવી એ પણ પ્રાયશ્ચિત જ છે. એ કથા સાચી છે તેમ કદાચ તું ન માને; પણ હું તો એને તંતોતંત સાચી માનું છું. તું મારા સગા ભાઇ સરખો છે. મારા પર તને અપાર સ્નેહ છે; એટલે તારી સમક્ષ મારી આગ્રહપૂર્વક માગણી છે કે તું એને પુસ્તકાકારે સત્વર પ્રગટ કરજે. એ વાંચીને આપણા સ્વદેશજનોને ખબર તો પડશે કે એક ચંચળ મનના દેશબંધુએ એક નરપિશાચની **ઈન્દ્રજાળમાં** અટવાઇ જઇને અજાણપણે કેવાં ભીષણ દુષ્કર્મો કર્યાં છે; જીવનની ઉચ્ચ આશા વ્યર્થ કરીને જીવતાં મૂએલો જેવો તે અત્યારે કેવી રીતે દિવસો પસાર કરી રહ્યો છે!

બીજાઓ તો મને ક્ષમા કરે કે ન કરે, પણ મને આશા છે કે મેં

અજાણપણે કરેલા અપરાધોની તું તો માફી આપશે જ. હું કોઇ અજ્ઞાત-વાસમાં હાલ વસું છું. ત્યાંથી પાછો વળું એવી આશા કદી રાખીશ નહિ. મારે માટે હવે વર્તમાનકાળ જ નથી. દુનિયા સાથેનો મારો સંબંધ પૂરો થઇ ગયો છે, મારા જેવો કમભાગી ને દુઃખી અન્ય કોઇ જ ન હોય. તારા એ જીવતા મૂએલા જેવા મિત્રની કથા કયારેક કયારેક પણ યાદ કરશે તોય ભગવાન તારું કલ્યાણ કરશે.

તારો કમભાગી મિત્ર,

**અનુપસિંહ પરમાર.**

પત્ર પૂરો કરીને મેં મારા મિત્રની કથા વાંચવા માંડી. બહાર તડીમાર વરસાદ વરસી રહ્યો હતો. પણ બંધ બારણાના મારા એકાંત ખંડમાં મેજ પરના ઘડિયાળના ટક ટક અવાજ સિવાય સંપૂર્ણ શાંતિ હતી. રાતે સાડા દશે મેં એ કથા શરૂ કરી અને પૂરી વાંચી રહ્યા પછી જોયું તો મળસકાના પાંચમાં દસ જ મિનિટ કમ હતી! આખી રાત એકી બેઠકે પુસ્તક વાંચી જવું સહેલું નથી; પણ આશ્ચર્યની વાત તો એ છે કે એ કથા વાંચતાં મને લેશ પણ થાક કે કંટાળો લાગ્યો નહિ. આજુબાજુનું લગારે ભાન રહ્યું નહિ, તેમ પછી પણ ઊંઘ આવી નહિ.

આજ સુધીમાં મેં અનેક રોમાંચક–અદ્‌ભુત રસની નવલકથાઓ વાંચી છે, પણ અનુપસિંહની આત્મકથા જેવી કુતૂહલપ્રેરક અદ્‌ભુત કહાણી તો આજસુધીમાં એકે વાંચી નથી. એ એટલી તો અસંભવિત છે કે તેને સાચી ગણવી કે કેમ તેનું નિરાકરણ પણ હું કરી શકયો નથી!

કથા પૂરી વાંચી રહ્યા પછી હું ઉદ્વિગ્ન ચિત્તે કયાંય સુધી બેસી રહ્યો. તે પછી ઊઠીને મેં પૂર્વ દિશાની બારી ખોલી જોયું તો આકાશ ચોકખું થઈ ગયું છે. કયાંય કાળું વાદળ જણાતું નથી!

**અનુપસિંહની આત્મકથા આજે હું તમને ટપાલ દ્વારા પાઠવું છું.**

એને જલદી છાપી નાખવા છાપખાનામાં સોંપી દેજો. અહીં ગુજરાતીમાં છાપવાની સગવડ ન હોવાથી તમારે માથે એ કામ નાખું છું.

અનુપસિંહ તમારો બાળપણનો મિત્ર છે. આશા છે કે તેના પ્રત્યેનું કર્તવ્ય સમજીને તમે આનંદભેર આ ભાર ઉપાડી લેશો. થોડા જ વખતમાં હું દેશ આવીશ. તે વખતે તો પુસ્તક છપાઇને તૈયાર પણ થઇ ગયું હશે. કામકાજ લખશો.

અંતરથી તમારો

સૂરસિંહ

# ★ અનુપસિંહની આત્મકથા ★

## પ્રકરણ ૧લું

### સેતાન ડાસો!

બાલપણથી જ હું પ્રવાસપ્રેમી છું. મારા પિતાએ પણ પોતાની ઘણી જિંદગી દૂર દૂરના પ્રવાસમાં ગાળી છે. મિસર દેશમાં તેમણે ઘણાં વરસ વેપાર કર્યો હતો. વેપાર કરતાં કરતાં જ ત્યાં તેમનું મૃત્યુ થયું. એ વાતને તો આજે વરસો વહી ગયાં છે.

મારા પિતાએ ધનનું દુઃખ કદી ભોગવ્યું નહોતું. પણ કોઇ ખરાબ ઘડીએ વેપારમાં ખોટ આવી ને તેની હાયમાં જ તેઓ મરણ પામ્યા. માતા તો તે પહેલાં જ મરણ પામી હતી. મારી ઉંમર તે વખતે સોળેક વરસની હતી.

માતાના મરણ પછી પિતા મને મિસર લઇ ગયા. ત્યાં તેમની સાથે મેં લગભગ પાંચ છ વરસ ગાળ્યાં. તે પછી મેં જન્મભૂમિનાં દર્શન

કર્યાં નથી.

બાળપણથી જ મને ચિત્ર ચીતરવાનો શોખ હતો. મિસર ગયા પછી હું તેની પાછળ જ મંડી રહેલો, પણ યોગ્ય શિક્ષકને અભાવે આગળ વધી શક્યો નહિ. આખરે એકવીસ વરસની ઉંમરે પિતાજીની અનુમતિ લઇ ચિત્રકળાના વધુ અભ્યાસ માટે હું ઇંગ્લાંડ આવ્યો. ત્યાં આવ્યાને ત્રણ વરસ થયાં એટલામાં તાવની બિમારીમાં મારા પિતા મરણ પામ્યા. મૃત્યુકાળે હું તેમની સમક્ષ હાજર નહોતો. તેમના મંદવાડની ખબર મળતાં જ હું મિસર જવા નીકળી પડયો, પણ તેમની શય્યા આગળ જઇ પહોંચું તે પહેલાં તો તે સ્વર્ગધામમાં ચાલ્યા ગયા હતા. પોતાની પાછળ તેઓ કશું જ રોકડ મૂકી ગયા નહોતા. માત્ર વીસ હજારનો એક વીમો હતો, તે મારે ભાગ આવ્યો. મિસર દેશની અનેક અલભ્ય અને કીમતી પ્રાચીન ચીજો તેમણે ખૂબ પૈસા ખરચી ખરીદી હતી. પુરાતત્ત્વ કે ઐતિહાસિક નજરે તેનું મૂલ્ય ગમે તેટલું હોય પણ બજારમાં તેની ઝાઝી કિંમત નહોતી. ઇંગ્લાંડ પાછા ફરતી વખતે એમાંની ઘણી ચીજો મેં ત્યાં ને ત્યાં પાણીને મૂલે વેચી નાખી. માત્ર પિતાને અત્યંત પ્રિય એવી કેટલીક ચીજો જ સાથે લઇ આવ્યો. એમાંથી જ તો મારા સત્યાનાશનાં બીજ રોપાયાં. પણ તે કથા આગળ કહીશ.

કેટલાંક વરસ પર ઇંગ્લાંડમાં–ખાસ કરીને તેના પાટનગર લંડનમાં–જે ભયંકર મહામારી વ્યાપી ગઇ હતી, તે વાત કદાચ તમે ભૂલી ન ગયા હો. ભીષણ પ્લેગમાં કેટલાં ય માણસ મરણશરણ થયાં હતાં. એની કલ્પના કરતાં પણ આજે હું કંપી ઊઠું છું. ઇંગ્લાંડનાં અસંખ્ય કુટુંબોમાં હાહાકાર મચી ગયો હતો. ઘરમાં કે સ્મશાન માટે માણસો શોધ્યાં જડતાં નહોતાં. જ્યાં નજર પડે ત્યાં શબો જ રઝળતાં જણાતાં.

ઇંગ્લાંડની એ ઘોર કમનસીબીના દિવસોમાં પ્લેગે મને ભરખી લીધો હોત તો તે બહેત્તર હતું. પણ વિધાતાએ તે વેળા મારા નસીબમાં મોત નિર્માણ કર્યું નહોતું. તેથી જ તો જીવતા મોત જેવી અસહ્ય વેદના રાતદિવસ

આજે બેઠી રહ્યો છું. એ જ કથા કહેવા માટે મેં કલમ હાથમાં લીધી છે.

મારી આત્મકથાનો મેં આરંભ કર્યો છે તે પહેલાં યુરોપમાં ક્યાંય પ્લેગ જણાતો નહોતો.

ઘણુંખરું માર્ચનું છેલ્લું અઠવાડિયું હતું. મને યાદ છે કે તે વખતે ઇંગ્લાંડની હાડ ગાળી નાખે એવી ઠંડી ઓસરી ગઇ હતી. એ જ સમયે એક દિવસ રાતે હું મારા ચિત્ર પર છેલ્લો હાથ મારી રહ્યો હતો. ચિત્ર લંડનના એક ચિત્રાલયમાં મોકલવાની વાતો ચાલી રહી હતી. એ હતું 'મહાભિનિષ્ક્રમણ' અથવા બુદ્ધદેવના સંસારત્યાગનું ચિત્ર.

ગંભીર રાત્રે સગાંવહાલાંની જાણબહાર રથમાં બેસીને સિદ્ધાર્થે કપિલવસ્તુનો ત્યાગ કર્યો છે. રાત પૂરી થતાં તેઓ પિતાના રાજ્યની સીમા વટાવી ગયા છે. એક સ્થળે રથમાંથી ઊતરી પડીને પોતાની જ તલવાર વડે તેણે માથાના વાળ કાપી નાખ્યા છે. સારથી છંદક થોડે દૂર ઊભો રહી ભયવિસ્મયથી આંખો પહોળી કરી રાજપુત્રની એ વિચિત્ર લીલા નિહાળી રહ્યો છે. ઉષાનાં અજવાળાંથી પૂર્વાકાશ લાલ લાલ બની ગયું છે. દૂર દૂરનાં અરણ્ય ને પર્વતમાળાઓ પર એ લાલ આભા ધીરે ધીરે પથરાઈ રહી છે. સિદ્ધાર્થના પરમ સુંદર વદનમંડળ પર તેનું પ્રતિબિંબ ચમકી રહ્યું છે. ધીરે ધીરે પ્રકાશની આછી આછી રેખાઓ ફૂટતી આવે છે—એ ચિત્રનો વિષય હતો.

એ ચિત્ર મેં ભારે મહેનતે તૈયાર કર્યું હતું. ચિત્ર અતિ સુંદર રીતે ચીતરાયું હતું. તે એટલું તો સુંદર હતું કે તૈયાર કરી રહ્યા પછી મારા મનમાં જરા ગર્વ પેદા થયો હતો એય હું કબૂલ કરું છું. બુદ્ધદેવ સંબંધે એવું ઉત્કૃષ્ઠ ચિત્ર આજ સુધીમાં કોઇ પણ પ્રતિભાશાળી ચિત્રકારે ચીતર્યું નહોતું એવો ઘણાનો અભિપ્રાય હતો.

ચિત્રને ધારી ધારીને જોઈ લીધા પછી, એને સંપૂર્ણ તૈયાર કરી નાખ્યા પછી, મારા મનમાં કોણ જાણે શું થયું કે તે જ રાતે હું લંડનના રાજમાર્ગ પર નીકળી પડયો. આખો દિવસ ઘરમાં એકલો બેઠો બેઠો હું

કંટાળી ગયો હતો, એટલે જ જરા લટાર મારી આવવાની મને મરજી થઈ. એક વાર મનમાં થયું: લાવ, તમારા તરફ જ જરા ફરી આવું. પણ એક જગ્યાએ અટકી ગયો. મારા ઘરથી થોડે જ દૂર એક મિત્ર રહેતો હતો. તેને તો તમે પણ ઓળખો છો. તેનું નામ મિ. બામબ્રિજ. તેને ત્યાં જઇને જોયું તો તે નાટક જોવા જવા તૈયાર થયો હતો. પોતાની સાથે નાટક જોવા આવવા તેણે મને ખૂબ જ આગ્રહ કર્યો.

હું તેનો આગ્રહ ઠેલી શકયો નહિ. તેની સાથે અમે એક થિયેટરમાં ગયા. પણ કોણ જાણે કેમ મને ખેલમાં રસ પડયો નહિ. મિત્ર તો નાટક જોવામાં તલ્લીન બન્યો હતો. હું બહાર નીકળી આવ્યો. ચિરુટ સળગાવી તે પીતો પીતો કશા ય ખ્યાલ વિના નીચે રસ્તા પર જતાઆવતા લોકો સાથે હું ચાલવા લાગ્યો.

હું તદ્દન બેધ્યાનપણે ચાલી રહ્યો હતો. ચાલતાં ચાલતાં જોયું તો ટેમ્સ નદીને કિનારે હું આવી પહોંચ્યો હતો. કિનારેથી પુલ પર ચઢીને મેં નજર નાખવા માંડી. નદીનું રાત્રિદૃશ્ય કેટલું મનોહર હતું ! નદીના પટ પર જહાજોમાં બળતા દીવાના ઓળા કાજળકાળાં પાણીમાં પડતાં જાણે ગગનમાં પ્રકાશતા તારા જેવા લાગતા હતા. રસ્તાનો વળાંક વટાવીને એ જ પુલ પર થઈને હું થોડે દૂર જઇને ઊભો. મારી પાછળથી એક આગગાડી ધમધમ કરતી પુલ પરથી પસાર થઇ ગઇ !

રાજમાર્ગ પર લોકોની અવરજવર ઝાઝી નહોતી. એકલો ઊભો ઊભો દીવાથંભને અઢીંગીને હું શૂન્યમનસ્ક ભાવે નદી તરફ નિહાળી રહ્યો હતો. એટલામાં મને થયું કે પુલથી થોડે દૂર પાણીમાંથી કોઇ ચીસ પાડી રહ્યું છે. એકાએક પાણીમાં ઊથલી પડવાથી ને ડૂબી જવાના ડરથી જાણે કોઈ ધા નાખી રહ્યું છે. એ અવાજ સાંભળતાં એક જ છલંગે હું નદીકિનારે દોડી પહોંચ્યો. ઊંચા દીવાથંભ પરના ગેસના દીવાનું પ્રતિબિંબ પાણીમાં પડતું હતું. એ અજવાળામાં જોયું તો એક નાનકડી હોડકી પવનમાં ડોલાં ખાઇ રહી છે ને દસબાર હાથ દૂર કોઇ માણસ પાણીમાં

ડૂબકાં ખાઈ રહ્યો છે. થોડી થોડી વારે તે પાણીની ઉપર તરી આવે છે ને બે હાથ ઊંચા કરી 'મને બચાવો !' 'ઓ કોઇ બચાવો !' એવી ચીસો પાડી રહ્યો છે. એને પાણીમાંથી બહાર કેમ કાઢવો, એનો જીવ કેમ બચાવવો તે નક્કી ન કરી શકવાથી પહેલાં તો હું બહાવરોમૂઢ બનીને ઠરી ગયો. તે બિચારો ઘડીમાં ડૂબકી ખાતો તો ઘડીમાં ઉપર તરી આવીને ડૂબકી પર ડૂબકી ખાઈ રહ્યો હતો. પળવારનો પણ વિલંબ કર્યા વિના મેં ભૂસકો માર્યો. પાધરો હોડી પર જઇ પડયો ને તેના આગલા ભાગ પર ઊભો.

હોડકાના તુતક ઉપર કૂદી પડવાની તૈયારી કરીને હું ઊભો રહ્યો. પેલો માણસ પાણીમાંથી ઉપર આવે કે તરત જ પાણીમાં કૂદી પડીને તેને પકડી પાડવો એવો મેં નિશ્ચય કર્યો. બરાબર એ જ વખતે વદી પખવાડિયાના અર્ધચન્દ્રનું આછું અજવાળું નદીના પટ પર પથરાયું. એ અસ્પષ્ટ ચન્દ્રના અજવાળામાં મેં જે જોયું તેથી પાણીમાં કૂદી પડવાની વાત તો દૂર રહી પણ મારા હાથ પગ જાણે અકડાઈ ગયા ! તેમને હલાવવા ચલાવવાની પણ શક્તિ રહી નહિ ! પેલો બિચારો પાણીમાં પડયો પડયો ગૂંગળાઈ રહ્યો હતો. હોડકાની સાંકળ પકડીને જીવ પર આવી જઈ તે ઉપર ચઢવાનો પ્રયાસ કરી રહ્યો હતો. પણ આફત બીજી જ હતી. કોઈ બીજો એક જણ હોડકાને નાકે ઊભો હતો. તેના હાથમાં લાંબી લાકડી હતી. પેલો માણસ હોડકા પાસે આવીને ઉપર ચઢવાનો પ્રયત્ન કરતો તે જ વખતે પેલો માણસ લાકડીનો ગોદો મારી તેને અંદર હડસેલી મૂકતો હતો ! આ વખતે તો તેણે જબરો ગોદો માર્યો. પાણીમાં તરી આવીને પેલો બિચારો સાંકળ પકડવા ગયો કે તરત જ ઠોંસો લાગ્યો ને તેના હાથમાંથી સાંકળ છૂટી ગઇ. થોડી વારમાં તો તે પાણીને તળિયે પહોંચી ડૂબી ગયો ! પાણીના જુવાળમાં તે કયાં ઘસડાઇ ગયો તે નજરે પણ પડયું નહિ.

હોડકામાં ઊભેલો પેલો માણસ હવે ટટાર થઇને ઊભો ને ચારે

દિશા ગજવી મૂકી હા હા હા હા કરી હસવા લાગ્યો. તે પૃથ્વી પરના માણસનું નહિ પણ પિશાચનું અટ્ટહાસ્ય હતું. તેનું એ હાસ્ય સાંભળી મારું હૈયું ધબક ધબક ધબકી ઊઠયું. તેનું એ પૈશાચિક આચરણ જોઈને ક્રોધથી મારું આખું અંગ કંપી ઊઠયું. તેના તરફ ધસી જઇ તેના બે હાથ પકડી હું બોલી ઊઠયો: "અલ્યા, તું કોણ છે ? માણસ કે પિશાચ ? પેલા બિચારાને અબઘડી હું બચાવી લેત, પણ તેં એને હાથે કરીને ડૂબાડી દીધો. આ રીતે એ બિચારાને મારી નાખતાં તને કશું જ લાગતું નથી ? અરે, એ વાત તો દૂર રહી પણ તું તો પાછો ઉપરથી હા હા કરીને હસી રહ્યો છે ! કોઇ માણસ આટલો બધો નિષ્ઠુર થઈ શકતો હશે એ તો મેં આજે જ જાણ્યું !"

તે માણસ, અથવા પિશાચ કે જે કહો તે, મારા આક્રમણથી જરા ય ખંચકાયો નહિ. એક ઠોંસો મારીને તેણે મારો જમણો હાથ સજ્જડ પકડી લીધો ને પછી વેધક નજરે મારા મોં સામે તાકી રહ્યો.

તેના એ ક્રૂર દૃષ્ટિપાતથી પવનના સપાટામાં જેમ પાંદડાં ધ્રૂજી ઊઠે તેમ મારું આખું અંગ થરથર કંપવા લાગ્યું. મારું માથું ઘુમ્મ બની ગયું.

એમ કેમ થયું તે હું સમજી શકયો નહિ, પણ વીજળીના તારને લાગી જતાં હાથ જેમ અવશ ને અક્કડ બની જાય છે તેવું જ તે માણસનો સ્પર્શ થતાં મારું શરીર જડ બની ગયું. કોઇ પણ માણસનું શરીર અડતાં મને કયારે ય એવો અનુભવ થયો નહોતો. બીકથી જડસડ બનીને તેના મોં સામે હું જોઇ રહ્યો. તેની આંખો અંગારા જેવી ચમકી રહી હતી. ઘણો ય પ્રયાસ કર્યો પણ આંખો સામેથી હું નજર ખસેડી શકયો નહિ. તેની એ ભયંકર અંતરવેધી દૃષ્ટિ હું જીવનના અંતદિન સુધી પણ ભૂલી શકીશ નહિ. મારું ચાલે તો એ નરાધમને ધકકો મારી પાણીમાં હડસેલી મૂકવા હું તૈયાર હતો. પણ તે વેળા મારામાં એટલી શક્તિ જ નહોતી. જાણે કોઇ મંત્રબળે તેણે મને વશ બનાવી દીધો હતો !

એ કયા દેશનો હતો તે તેનો આકાર જોઇને પણ હું નક્કી કરી શકયો નહિ. પણ તે યુરોપિયન નહોતો એ તો તેના વર્ણ અને પહેરવેશ પરથી હું સમજી ગયો. તેનું શરીર તદ્દન દુબળું ને ઘડપણની કરચલી-ઓવાળું હતું. કપાળ ને ચહેરા પર ચોખ્ખી કરચલી જણાતી. હાડકાં પર ચામડીના આવરણ સિવાય કશું ન હતું. તેના શરીરમાં માંસ છે કે નહિ તે કલ્પવું મુશ્કેલ હતું. હાથીદાંતની કોઈ ચીજ લાંબો વખત વાપર્યાથી જેમ પીળી પડી જાય છે તેવી જ તેના મોંની ચામડી હતી. તેણે જાડો, કાળો ને લાંબો ડગલો પહેર્યો હતો. પાયજામા પર થઇને તે ઘૂંટણ સુધી પહોંચતો હતો. માથા પર મોટી મોગલાઇ ટોપી હતી. મિસર દેશના એવા પહેરવેશવાળા અનેક લોકો મેં જોયા છે; અનેક આરબોને પણ એના જેવા પોશાકમાં મેં જોયા છે. પણ મને લાગ્યું કે એ નહોતો આરબ કે નહોતો મિસરવાસી. તેના ઓઠ નિષ્ઠુરતા અને દૃઢતાથી અંકિત હતા. તેની દૃષ્ટિ સાપની દૃષ્ટિ જેવી ક્રૂર હતી. તેની ઉંમર કેટલી હશે તે હું નક્કી કરી શકયો નહિ. છતાં અનુમાને મેં એંસીનેવું જેટલી તો ધારી જ. કદાચ સો વરસની હોય તો ય નવાઇ નહિ.

બેત્રણ મિનિટ સજ્જડ મુઠ્ઠીમાં પકડી રાખી તેણે મારો હાથ છોડી દીધો. પછી ત્યાંથી ચાલ્યા જવાનો ઇશારો કર્યો. દોરીથી ચાલતા પૂતળાની પેઠે હું તરત જ ત્યાંથી સરકયો. તેણે મારા તરફ વળી એક વાર વેધક દૃષ્ટિ નાખી. પછી હાથમાંની લાઠી પાણીમાં ફેંકી દીધી ને હોડકા પરથી ઊતરી પડયો. ત્યાર પછી અંધકારમાં તે કયાં અદૃશ્ય થઇ ગયો તે મને સમજાયું નહિ. કેટલી ય વાર સુધી મૂઢ જેવો બનીને હું હોડકા પર ઊભો રહ્યો. મારા કપાળ પર પરસેવો વળી ગયો હતો. આંગળાથી મેં તે બધો નિતારી નાખ્યો. થોડી વાર તો કશી જ સૂઝ ન પડતાં સ્તબ્ધ બની હું નદીપટ તરફ નિહાળી રહ્યો. પછી હોડકા પરથી ઊતરી પડીને ઘર તરફ ચાલવા લાગ્યો.

**એ સેતાન વૃદ્ધને તે રાતે હું પહેલી જ વાર મળ્યો. પણ હાય રે ! તે મુલાકાત છેલ્લી નહોતી !**

# પ્રકરણ ૨જું

## રા–તાઈ

શુક્રવારે બપોરે જમીકરીને એક નવું ચિત્ર દોરવાની હું તૈયારી કરી રહ્યો હતો. એટલામાં બંધ બારણા પર બહારથી કોઇએ ટકોરા માર્યા. તે વેળા કોઇ આવે એવી વકી નહોતી. પણ બારણાં ખોલીને જોયું તો મારા જૂના મિત્ર મિ. જ્યોર્જ બામર પોતાની પત્ની અને પુત્રીઓને લઈને મળવા આવ્યા હતા. મિ. બામર લંડનમાં રહેતા નહોતા; લંડનથી થોડા માઇલ દૂર ગામડામાં રહેતા હતા. કોઇ કોઇ વાર તે પોતાના કુટુંબ સાથે લંડન આવતા. ઓક્ષફર્ડમાં તેના પુત્ર સાથે મારે મૈત્રી બંધાઈ હતી. એને લીધે જ હું કયારેક તેને ઘેર જતો. પણ લંડન આવે તો યે તેઓ મારે ઘેર હજી સુધી કદી આવ્યા નહોતા. છતાં તેમણે મારું ઠેકાણું તો ખોળી કાઢયું !

જ્યોર્જ બામર શરીરે ખડતલ ને મજબૂત હતા. સાડાચાર હાથના ને એવડા કોઠાના. તેમનું મોં રાતું, બંને આંખો ભૂરી અને વાળ સોનેરી હતા. ઉંમર વધુ હોવા છતાં તેમનાં પત્ની પણ જુવાન જ લાગતાં. પોતાની મોટી છોકરી કરતાં પણ તેઓ નાનાં દેખાતાં. મિ. બામરનો પુત્ર ઓક્ષફર્ડમાં ભણતો હતો. તે ભારે ધર્મચૂસ્ત હતો. ઘોડદોડ, ફૂટબોલ કે શિકારમાં તેને રસ નહોતો. તેથી તેના પિતા કહેતાઃ એ કોઈ દિવસ નામ કાઢવાનો નથી. તેમની બંને દીકરીઓ પણ કોલેજમાં ભણતી હતી. રજામાં કદી કદી ઘેર જતી. બંને બહેનો પિયાનો સરસ વગાડતી. સંગીતમાં બંને પ્રવીણ હતી. તેમના પિતાને ગાવાબજાવવાનું ખાસ પસંદ નહોતું, પણ નાટકના તો તેઓ અચ્છા શોખીન હતા.

મિ. બામર હસતા હસતા મારા ખંડમાં ઘૂસ્યા ને બોલ્યાઃ “આજે તો આબાદ પકડાઈ ગયો ! લંડન તો અમે ઘણી વાર આવીએ છીએ,

પણ તને મળવાનો જોગ તો આજે જ ખાધો." કહી તેમણે મારો હાથ એવો તો દબાવ્યો કે થોડી પળ તો તે અકડાઈ જ ગયો !

પણ તે તો સ્નેહઘેલા હતા, તેમને એની ખબર શેની પડે ? તે બોલ્યા: "શું ચાલે છે ? તારું ઘર શોધતાં શોધતાં મારો તો જીવ નીકળી ગયો. ગાડીમાંથી ઊતરીને શોધાશોધ કરતાંય અડધો કલાક નીકળી ગયો. આખરે કોઇ ચમારના છોકરાએ તારું ઘર બતાવ્યું. હા હા હા !"

હસીને હું બોલ્યો: "એ જ બતાવે છે કે ચિત્રકળામાં હું કેટલો પ્રખ્યાત થઇ ગયો છું. સામાન્ય ચમારનો છોકરો પણ મને ઓળખે છે. મારું ઘર શોધતાં આપને ભારે તકલીફ પડી છે તે જાણી મને દુઃખ થયું."

મિ. બામર બોલ્યા: "એ તો ઠીક હવે. પણ તારે જે કરવાનું છે તે સાંભળ. પહેલાં તો અમને અહીંના ચિત્રાલયમાં લઈ જા. ગઇ કાલના છાપામાં તારા જે ચિત્રનાં ભારે વખાણ વાંચ્યાં છે, તે અમારે ખાસ જોવું છે. ત્યાંથી ઘેર આવીને સાંજે જમીશું. તે પછી નાટક જોવા જઇશું. તારે ઝાઝી કઇ જ ધમાલ કરવાની નથી. અમે ગામડાના લોક. શહેરમાં કંઇ હમેશ આવીએ નહિ. પણ કયારેક આવીએ તો શહેરની મઝા તો લૂંટી લઈએ ને ? ચારપાંચ માસ પર તું મળેલો. આજે ઘણે દિવસે સહેજમાં તને છોડીએ એમ તું રખે માનતો."

શ્રીમતી બામર અને તેમની બંને દીકરીઓ પણ બોલી ઊઠયાં: "ના, ના. આજે તો એમને છોડવા જ નથી."

પછી તો તેમની સાથે મારે જવું જ પડયું. ગાડીમાં બેસીને અમે એક નાનકડા ચિત્રાલયમાં પ્રથમ ગયાં. ત્યાં જઇને જોયું તો કેટલાંય સ્ત્રીપુરુષનાં ટોળેટોળાં જુદા જુદા ચિત્રકારોનાં ચિત્રો જોવા એકઠા થયાં હતાં. મેં દોરેલાં બે ચિત્રો તો બધાંને ખૂબ જ પસંદ પડયાં હતાં. મિ. બામર તો એટલા ખુશ થઇ ગયા કે મારો બરડો ત્યાં ને ત્યાં જ થાબડી નાખ્યો. તેમનો એ આનંદ હું જેમતેમ જીરવી શકયો !

ચિત્રાલયની જુદી જુદી ગૅલેરીઓમાં ફરતાં ફરતાં મિ. બ્રામર સાથે એક સ્થળે હું ગયો કે મારું આખું અંગ કંપી ઊઠયું. મારી આંખે અંધારાં આવી ગયાં. હું એક બાંક પર બેસી પડયો. એકાએક આમ કેમ થયું તેની મને સમજ ન પડી. એકબે મિનિટ પછી સ્વસ્થ થતાં મેં ચારે તરફ નજર ફેરવી. થોડે જ દૂરથી કેડમાંથી વાંકો વળી ગએલો એક વૃદ્ધ લાકડીને ટેકે મારી પાસે આવી રહ્યો હતો. તે દિવસે રાત્રે નદી પર જોયેલો તે જ એ વૃદ્ધ !

તે દિવસે ચન્દ્રના અજવાળામાં તેનું મોઢું મને બરાબર દેખાયું ન હતું. આજે તે મોં હું સારી પેઠે જોઇ શકયો. પૈશાચિકતા ને ભયંકરતા તેના પર ચોખ્ખી વર્તાતી હતી. તેને જોતાં હું એકલો જ બેચેન નહોતો બન્યો; પણ તેનામાં કોણ જાણે કેવી અકથ્ય શક્તિ હશે કે તેને જોતાં બધાં જ રસ્તો આપવા લાગ્યાં હતાં. વિષધર નાગને જોતાં જેમ બધાં નાસવા માંડે છે, બરાબર તેવી જ રીતે બધાં તેનાથી દૂર ભાગતાં હતાં !

વૃદ્ધ ચાલતો ચાલતો એકદમ અટકી ગયો. પછી લાકડી પર ભાર દઇને પાછળ વાળી કોઈની રાહ જોવા લાગ્યો. થોડી જ વારમાં એક સુંદરી તેની પાસે આવીને ઊભી. તેને જોતાં જ તે યહુદી છે એમ મને લાગ્યું. પણ તેના જેવી સુંદરી મેં જીવનભરમાં કયાં ય જોઈ ન હતી. જાણે શાપભ્રષ્ટ દેવકન્યા ! શરીરે તે ઊંચી હતી, છતાં તેનો એકેએક અવયવ સપ્રમાણ હતો. મોં પર કયાં ય કશી ખામી જણાય નહિ. તેણે દેહને અનુ-રૂપ જ કપડાં પહેર્યાં હતાં. ધનુષ્યાકાર ભ્રમરો નીચે આવેલી તેની ભાવવાહી તેજસ્વી આંખો જોતાં જ હું મુગ્ધ બની ગયો.

હું તો ચિત્રકાર. માણસના મોં પરના વિચિત્ર ભાવો મારા ધ્યાનમાં ન આવે એવું બને જ નહિ. મુગ્ધ નેત્રે કેટલી ય વાર સુધી હું યુવતીના મોં તરફ તાકી રહ્યો. તેના મોં પરથી મને લાગ્યું કે તેનું હૃદય કોઈક ગંભીર દુ:ખ અને વેદનાથી સભર છે. શરદનાં વાદળ આડે ઢંકાયેલા ચન્દ્ર જેવું જ તેનું સરળ, સુંદર મોં શોકના મેઘથી ઢંકાયેલું જણાતું

હતું. આવી લાવણ્યવતીને પણ આટલી નાની ઉંમરે એવું તે શું દુઃખ હશે એવું મને થયું. પણ તે હું કેવી રીતે કલ્પી શકું? રસ્તે ચાલતાં કેટલાંય માણસોની વેદના તેમના મોં પર અંકાયેલી જોઇએ છીએ, પણ તેમાં ઊંડા ઊતરવાની આપણે ક્યાં પરવા રાખીએ છીએ?

ચિત્ર જોવા આવેલાં બધાં જ સ્ત્રીપુરુષો તે યુવતી તરફ આશ્ચર્યમુગ્ધ બની જોઇ રહ્યાં. પેલા વૃદ્ધ સાથે જુદી જુદી ગેલેરીઓમાં ફરી રહ્યા પછી તે અદૃશ્ય થઇ ગઈ.

મિ. બામરની મોટી પુત્રી મૅરી મને પૂછવા લાગીઃ "મિ. અનુપ, પેલા ડોસાનું ડાચું જોયું? ભગવાને ઘડેલા સર્વશ્રેષ્ઠ પ્રાણી એવા માણસના મોં પર આટલી બધી પૈશાચિકતા હોય છે તે તો આને નજરોનજર જોયા વિના કોઇ માને પણ નહિ, ખરું?"

મેં કહ્યુંઃ "હા. તારી વાત ખરી છે. માણસના મોં પર આટલા બધા હિંસ્ર અને ક્રૂર ભાવ મેં ક્યારેય જોયા નથી. એ કોણ હશે? યુરોપિયન તો લાગતો નથી. અમારા એશિયા ખંડમાં પણ આવું કદરૂપું મોં ભાગ્યે જ હોય."

મૅરી બોલીઃ "કોણ જાણે કોણ હશે! જાણવાની જરૂર પણ શી છે? એવાનું ડાચું જોવાનો ફરી અવસર ન આવે તો ભાગ્ય!"

એટલામાં મિ. બામર આવી પહોંચ્યા. તે બોલ્યાઃ "અનુપ, પેલો ડોસો ને પેલી યુવતી જોયાં કે? ડોસાનું ડાચું કેટલું વિકરાળ છે? જરા સરખી નજર પડતાં મને તો એવો આંચકો લાગ્યો!"

શ્રીમતી બામર બોલ્યાઃ "ડોસા સાથે પેલી યુવતીને જોતાં જ મને તો નવાઇ લાગી. એની પૌત્રીબૌત્રી તો ન હોય?"

મૅરી બોલીઃ "એમ જ લાગે છે."

મિ. બામર બોલ્યાઃ "પૌત્રી શું, મને તો પૌત્રની પણ પૌત્રી લાગે છે. ડોસાની ઉંમર તમે જે તે ધારો છો? તું શું ધારે છે, અનુપ?"

મેં શો ઉત્તર આપ્યો તે આજે યાદ નથી. અમે ચિત્રશાળાની બહાર નીકળ્યાં. તે પછી બધાં મને ખૂબ વળગ્યાં. પણ તબિયતનું બહાનું કાઢી હું જેમ તેમ છટકયો. રસ્તે ચાલતાં ચાલતાં પણ પેલો ડોસો ને યુવતી મારા મનમાંથી ખસતાં નહોતાં! બંનેના વિચાર કેમે મારો પીછો છોડતા નહોતા.

ઘેર આવીને હું આરામખુરસી પર પડયો. મન બીજે વાળવા મેં પુસ્તકમાં ચિત્ત પરોવવાનો પ્રયાસ કર્યો, પણ વ્યર્થ! પુસ્તકના કાળા કાળા અક્ષરોમાં થઇને પેલા વૃદ્ધની પૈશાચિક મૂર્તિ ફૂટી નીકળતી હતી! ફરીને તેની જ વાત મારા મન પર સવારી કરી બેઠી! તેને દૂર કરવા મેં કેટલાં ય ઓથોડિયાં માર્યાં. પણ જેમ જેમ તેના વિચારોને દૂર કરવા મથતો તેમ તેમ વૃદ્ધની વિકરાળ મૂર્તિ મારા માનસ-નેત્રો સમક્ષ આવીને ખડી થઇ જતી હતી!

આખરે બપોરની ટપાલમાં કાગળ આવ્યો છે કે નહિ તે જોવા હું ઊઠ્યો. ટપાલમાં બે આમંત્રણપત્રિકા આવી હતી. એક નાચ માટેની અને બીજી સંગીત-જલસાની. તે દિવસે નાચમાં ચિત્ત ચોંટે એવી મને આશા નહોતી, પણ સંગીત સાંભળીને ચિત્તની ચંચળતા દૂર થશે ખરી એમ મને થયું. માર્કિવસ ઓફ બેનહામે પોતાના સંગીતસમારંભમાં પધારવાનું મને નિમંત્રણ આપ્યું હતું.

રાત્રે નવ વાગે રિજન્ટ સ્ટ્રીટમાં આવેલા બેનહામ-ભવનમાં હું પહોંચ્યો. બારણા પર જ લેડી બેનહામ ઊભાં હતાં. તેમને નમસ્કાર કરીને હું વિશાળ દીવાનખાનામાં દાખલ થયો. એ કુટુંબ ખૂબ જ સંગીતપ્રેમી હતું. ઇંગ્લાંડના અનેક પ્રખ્યાત ગાયક ને ગાયિકા જોડે એમને પરિચય હતો. સંગીત પાછળ એ કુટુંબ દર વરસે અઢળક પૈસો ખરચતું.

દીવાનખાનામાં જતાં જ મારો એક ઓળખીતો મને મળી ગયો. તે લેડી બેનહામનો દૂરનો સગો ને વાયોલિનનો જાણકાર હતો. હું જઇને તેની નજીકની ખુરસી પર બેસી ગયો. અમે વાતે વળગ્યા.

તે બોલ્યો: "આજની મિજલસમાં કોઇ નવી જ યુવતી વાયોલિન વગાડવાની છે. તું તેને ઓળખે છે?"

મેં જવાબ વાળ્યો: "ના. હું તો નથી ઓળખતો."

મિત્ર બોલ્યો: "લેડી બેનહામ કહે છે કે એ યુવતીનો વાયોલિન પર એવો તો હાથ બેસી ગયેલો છે કે ભલાભલા ઉસ્તાદ તેની આગળ પાણી ભરે. લેડી બેનહામને પેરીસમાં તેની ઓળખાણ થયેલી. તેના રૂપગુણ પર મુગ્ધ બનીને તેમણે તેને આજે આમંત્રણ આપ્યું છે."

કોણ જાણે કેમ મારા મનમાં થયું કે ચિત્રાલયમાં ડોસા સાથે જોયેલી પેલી યુવતી તો એ ન હોય?

મેં મિત્રને પૂછ્યું: "એ લેડી બેનહામની અતિથિ છે, તો તારે એની સાથે વાતચીત થઇ હશે ને?"

મિત્ર બોલ્યો: "ના ભાઈ, હજી સુધી તો તક નથી મળી. સાંભળ્યું છે કે કોઈ વાંદરમુખો ડોસલો એ યુવતી સાથે ફરતો જ ફરે છે. તેની પાસેથી જરાય ખસતો નથી. એવી સુંદર યુવતી જોડે એવા જાનવરને ફરતો જોઇને બધાંને ખૂબ નવાઇ લાગે છે. મને તો લાગે છે કે ડોસાની ઉંમર એકસો વરસ કરતાં ય વધારે છે."

મિત્ર બોલ્યો: "તો તો એ ટચરો એવી યુવતી સાથે ન ફરતો હોય તે જ ઠીક. એટલી ઉંમરે એવો શ્રમ લેવાની શી જરૂર? તેં બંનેને ક્યાં જોયાં હતાં?"

મેં કહ્યું: "ચિત્રાલયમાં જોયેલાં એવું હવે કંઇક યાદ આવે છે. યુવતી ભારે રૂપાળી છે. પણ ઇંગ્રેજ ઓલાદ હોય એવું તો નથી લાગતું."

મિત્ર બોલ્યો: "ના. છે તો યહુદીની જ દીકરી. સાંભળ્યું છે કે બંને કેટલાય દેશ ફરી વળ્યાં છે. બંને જણ ઇંગ્રેજી સરસ બોલે છે."

હું બોલ્યો: "એ ડોસો છે કોણ? યુરોપિયન તો નથી લાગતો."

મિત્ર બોલ્યો: "મને ખબર નથી. પણ તેનું જીવન ભારે ભેદી છે.

તેને વિષે કોઇ કંઇ જ જાણતું નથી. યુવતીનો તે શો સગો છે તેની પણ કોઇને ખબર નથી."

મિત્રની વાત પૂરી થઇ તે પહેલાં તો લેડી બેનહામ પેલી યુવતીને લઇને દીવાનખાનામાં આવ્યાં. વીજળીના ઝાકઝમાળ પ્રકાશથી યુવતીનું રૂપ બેવડું વધી ગયું. લેડી બેનહામ પણ રૂપાળાં હતાં, પણ યુવતીની જોડે સરખાવતાં તે કશી જ વિસાતમાં નહોતાં. બંને સુંદરીઓની પાછળ પેલો કદરૂપો ડોસો પણ આવી પહોંચ્યો. કેટલાંય રૂપાળાં યુવકયુવતીઓ વચ્ચે તે આવીને બેઠો ત્યારે મને થયું કે રાજહંસના ટોળામાં જાણે કાગડો ભરાઈ બેઠો! આજે તો ડોસાએ મખમલનો કાળો પોશાક સજ્યો હતો. ખૂબ લાંબો ડગલો, માથા પર લાલ અરબ્બી ટોપી અને લાકડીને ટેકે ટેકે ધીરે ધીરે આવીને તે એક ખુરસી પર બેઠો. ગાડીમાંથી ઊતરીને આટલું ચાલતાં પણ તે ખૂબ થાકી ગયો હોય એમ લાગતું હતું. યુવતી પણ લેડી બેનહામે બતાવેલી ખુરશી પર બેઠી.

આજની મિજલસમાં પહેલવહેલો કાર્યક્રમ વાયોલિનના એક વિખ્યાત ઉસ્તાદનો હતો. તેણે વખતસર વગાડવાનું શરૂ કર્યું. પણ હું તે સાંભળતો નહોતો. હું તો પેલા વૃદ્ધ તરફ જ ટીકી રહ્યો હતો. બીજી તરફ જોવાની ય મારામાં શક્તિ નહોતી. બીજે કશે જ મારું ચિત્ત ચોટતું નહોતું. કેટલીક પળ પછી મારું માથું તપી ઊઠ્યું. મારાથી બેસી શકાયું નહિ. ઊઠીને હું બહાર નીકળ્યો.

મારી નજીક બેઠેલો મિત્ર આશ્ચર્યથી બોલી ઊઠ્યોઃ "કેમ અલ્યા, ઊઠ્યો ?"

હું બોલ્યોઃ "મને ખૂબ ઉકળાટ લાગે છે. જરા ઓટલા પર જઇ આવું."

પાસેના બારણામાંથી હું બહાર ઓટલા પર જઈને ઊભો. નીચે બગીચો હતો. તેમાંનાં જાતજાતનાં ફૂલો પર થઇને વહી આવતા પવનથી મારા મગજને ટંડક વળવા લાગી.

મને બહાર ઊભેલો જોઇને એક નોકર મારી પાસે આવ્યો, ને પૂછવા લાગ્યો: "આપને કંઇ જોઇએ છે?"

મેં કહ્યું: "ત્યાં અંદર તો ખૂબ ઉકળાટ લાગે છે. જરા ટંડુ પાણી પા."

થોડી વારમાં નોકર પાણી લઈ આવ્યો. તે મેં આંખ મોં પર છાંટયું. મને કંઈક શાંતિ વળી.

હું ફરીને દીવાનખાનામાં ગયો. અંદર જતાં જ જોયું તો પેલા સાહેબનું સંગીત પૂરું થવા આવ્યું હતું. થોડી વારે પેલી યુવતીએ નાના ટેબલ પર બેસીને ધીરે ધીરે વાયોલિન વગાડવા માંડયું. શરૂઆતમાં તો વાયોલિનના સૂર ખૂબ જ ધીમા સંભળાતા હતા. જાણે કોઇ નવવધૂ લજ્જાથી સંકોચ પામી રહી હોય તેમ યુવતીના હાથ કંપી રહ્યા હતા. વાયોલિનના સૂર ખૂબ જ ધીમા ઊઠતા હતા—કોઇ અતિ દૂરની સંગીત-શાળામાંથી આવતા હોય તેમ છેક આછા ય નહિ ને બહુ સ્પષ્ટ પણ નહિ.

થોડી વાર જ એમ ચાલ્યું. પછી તો યુવતીનો સંકોચ જાણે હટી ગયો. જોતજોતામાં તેના હાથમાંના વાયોલિનનો મીઠો સૂર આખા ખંડને ભરી દેવા લાગ્યો. વાયોલિન જાણે અતિ કરુણ સ્વરે રૂદન કરતું હૃદયની અવ્યક્ત વેદના પ્રકટ કરવા લાગ્યું. એવું વાયોલિનવાદન તો મેં કયારે ય સાંભળ્યું નહોતું. વાયોલિનના પ્રત્યેક તાર કંપી ઊઠીને હૃદયનાં ગંભીર દુ:ખ, દૈન્ય, વ્યાકુળતા અને નિરાશા વ્યક્ત કરવા લાગ્યા. જાણે કોઈ પતિત આત્મા પાપપંકમાં ખૂંચી જવાથી મુક્તિની આશામાં રડતાં રડતાં કોઇની મદદ માટે કાલાવાલા કરી રહ્યો છે. એ નિરાશા, એ વ્યાકુળતા, એ વિષાદ, એ વેદના માનવીની ભાષામાં તો વ્યક્ત જ ન થઇ શકે. શ્રોતાઓ મંત્રમુગ્ધ બનીને એ મોહક સંગીત સાંભળવા લાગ્યા. એ મિજલસમાં સંગીતની સમજવાળા શ્રોતા અનેક હતા. અનેકે કદાચ જગતભરનું સર્વશ્રેષ્ઠ વાયોલિનવાદન સાંભળ્યું હશે; પણ એ બધાં ય જાણે કબૂલ કરતાં હતાં કે આવું અદ્ભુત સંગીત તો કદી સાંભળ્યું નથી.

રડતું વાયોલિન ધીરે ધીરે નીરવ બન્યું. પણ તેની સ્વર–લહરી તો મારા કાનમાં ગૂંજતી જ રહી. મને થયું: આ જોઉં છું તે માત્ર ઇન્દ્ર-જાળ જ છે; જે સાંભળું છું તે માત્ર સ્વપ્ન જ છે!

વાયોલિન બંધ પડયું. પણ કોઈના ય મોંમાંથી પ્રશંસાનો શબ્દ નીકળ્યો નહિ. બધાં જ અવાક, નિઃસ્તબ્ધ–જાણે મોહમૂર્છિત બની ગયાં હતાં! એ અપૂર્વ સંગીતે બધાંને કેવાં જકડી લીધાં હતાં તે એ પરથી જ વરતાતું હતું.

યુવતી ઊઠી. ટેબલ પર વાયોલિન મૂકયું. પછી નીચી ડોકે શ્રોતાઓને નમસ્કાર કર્યાં.

તે પછી એક પ્રખ્યાત પિયાનાવાદકે પિયાનો વગાડવો શરૂ કર્યો. એ તો જાણે ભરેલા પેટ પરનું ભોજન હતું. છતાં પિયાનો સાંભળીને અનેક 'વાહ વા' તો બોલી જ ઊઠયા.

પિયાનો પૂરો થયો એટલે યુવતી ફરી ઊઠી. વાયોલીન હાથમાં લીધું અને અતિ ઝડપથી ઉતાવળા તાલે વગાડવા માંડયું. આ વખતે વાયોલિનમાંથી આગળના જેવા શોકજનક, નિરાશાપૂર્ણ હૃદયના ક્રંદનધ્વનિ ન નીકળ્યા, પણ તે જાણે કે નાચવા લાગ્યું. એની સ્વરલહરીમાંથી હૃદયની અનંત આશા, પ્રબળ આકાંક્ષા, પ્રચંડ ઉન્માદ ને અફાટ ઉત્સાહ પ્રગટી ઊઠયાં. વાયોલિનના એ સૂરથી શ્રોતાનાં હૃદય હરખ ને ઉત્સાહથી ઊભરાઇ ઊઠયાં. ધન્ય સાધના, ધન્ય તાલીમ! વાયોલિનના કરુણ સ્વરથી પહેલાં જેમ અમે વિવશ થઇ ગયા હતા, તેમ આ વેળા તેના આનંદો-દ્રેકથી અમારાં મન નાચી ઊઠયાં. જગતમાં કયાં ય જાણે દુઃખ, દૈન્ય કે અપૂર્ણતા નથી; સમગ્ર વિશ્વ અખંડ સુખસ્રોતમાં જાણે મહાનંદે સ્નાન કરી રહ્યું છે એમ અમને લાગવા માંડયું.

એકાએક વાયોલિન બંધ થઇ ગયું. યુવતી પુનઃ ઊઠી, શ્રોતાઓને નમસ્કાર કર્યા, પહેલાંની પેઠે મેજ પર વાયોલિન મૂકયું અને ખુરસી પર બેસી ગઇ. કયાં ય સુધી હું મૂઢની પેઠે બેસી જ રહ્યો. પછી ધીરે

ધીરે ઊઠીને ઓટલે આવ્યો. ત્યાંથી અંદર ડોકાવીને જોયું તો માર્કિવસ અને લેડી એનહામ બારણાં પાસે ઊભાં રહીને મીઠું મીઠું હસી મહેમાનોને વિદાય કરતાં હતાં.

મને જોતાં લેડી એનહામ હસતાં હસતાં બોલ્યાં: "મિ. અનુપ, કેમ, વાયોલિન સાંભળ્યું ને? સંતોષ થયો ને? આવો, એ અસાધારણ પ્રતિભાશાળી યુવતીનો પરિચય કરાવું. એમનું નામ કુમારી રેબેકા કોહન."

યુવતી જોડે મારો પરિચય થયો. હું એક સાધારણ ગુજરાતી ચિત્રકાર. તે યુરોપવિખ્યાત, અપૂર્વ સંગીતનિપુણ, સૂરસુંદરી જેવી સૌંદર્યમયી યુવતી. એની જોડે મારો વિશેષ પરિચય શો હોઇ શકે? વાયોલિન પરની અપૂર્વ સિદ્ધિની પ્રશંસા માટે શિષ્ટાચારના માત્ર બેએક બોલ કહીને મેં એની જોડેની વાત પૂરી કરી.

યુવતી થોડી વાર પછી કુતૂહલભરી તીરછી નજરે મારા તરફ જોઇ રહી. હસીને મને પ્રણામ કર્યા. મારો આભાર માન્યો. તેની એ કુતૂહલભરી તીરછી નજર હું સમજી શકયો નહિ.

લેડી એનહામ મારી પાસે આવ્યાં ને બોલ્યાં: "મિ. અનુપ, મિ. રા–તાઇ કહે છે કે આપની હકીકત જાણી એમનેય અતિ આનંદ થયો છે. આપ પૂર્વના રહીશ છો તેમ તેમણે પણ એક પ્રાચીન ખંડમાં જન્મ લીધો છે. મને લાગે છે કે તેમની જોડે વાતચીત કરવામાં આપને અતિ આનંદ આવશે."

લેડી એનહામ બોલી રહ્યાં કે તરત જ પેલો વૃદ્ધ મારી સામે આવીને ઊભો. થોડી વાર મારી સામે તીક્ષ્ણ નજરે તે જોઈ રહ્યો. મને તો શું બોલવું તે જ સૂઝયું નહિ!

મને મૂગો ઊભેલો જોઇ તે બોલ્યો: "આપને જોઇને અતિ આનંદ થયો. થોડી જ વારમાં આપણે નિકટના પરિચયમાં આવી જઇશું એમ મને લાગે છે. આજે એક ચિત્રાલયમાં પ્રાચીન મિસર દેશનું એક

સુંદર પૌરાણિક ચિત્ર જોઇને હું એવો તો મુગ્ધ થઇ ગયો કે તે ચિત્રકારને મળવા તલપાપડ થઇ ગયો છું. મને ખાતરી છે કે એ ચિત્ર આપે જ દોર્યું છે. મેં સાંભળ્યું છે કે આપ એશિયાવાસી છો. પણ જે સમયનું જે રીતે આપે ચિત્ર દોર્યું છે તે જોતાં તે કાળના ચિત્રકારો પણ તે ન દોરી શકે. ચિત્ર જોયું ન હોત તો હું એ માની પણ ન શકત. સ્થળ, કાળ કે પાત્રના યોગ્ય પરિચય વિના એવું ચિત્ર કોઈ દોરી શકે જ નહિ. આપ ચિત્રનો વિષય કેવી રીતે પકડી શકયા છો તે જ મને સમજાતું નથી."

મેં જવાબ આપ્યો: "મારા પિતાએ મિસરમાં કેટલાં ય વરસ ગાળ્યાં છે. હું પણ થોડાં વરસ ત્યાં રહ્યો છું. એથી તે દેશનો મને પાકો પરિચય છે. મિસર વિષે તો મને લાગે છે કે, આપ પણ પૂરા પરિચિત હશો."

સફેદ દાંતો ચમકાવીને હસતાં હસતાં વૃદ્ધ બોલ્યો: "હું ખુદ મિસરનો જ રહીશ છું. પણ મને માત્ર મારા દેશની જ નહિ, દુનિયાના લગભગ બધા જ દેશોની પૂરી માહિતી છે. કોઇક દિવસ એ બધા વિષે આપને હું જરૂર કહીશ. આજે તો હું ખૂબ થાકી ગયો છું. રાત પણ ઘણી થઇ ગઇ છે. આજે તો આટલેથી જ વિદાય માગું છું."

મને સલામ કરીને વૃદ્ધ ધીરે ધીરે રેબેકા સાથે દાદર ઊતરી ગયો. હું પણ વિચારમગ્ન ચિત્તે ઘેર આવ્યો.

મિસર દેશના એ વૃદ્ધનું નામ **રા–તાઈ.** તેના જેવો અતિ વૃદ્ધ મિસરવાસી ઇંગ્લાંડ કેમ આવ્યો હશે? પેલી યહુદી યુવતી રેબેકા કોહનને સાથે લઇને તે કેમ ભમતોફરતો હશે? બંને વચ્ચે શો સંબંધ હશે? કેટલા ય વખત સુધી એવા એવા વિચાર મેં કર્યા. પણ હું કંઈ જ પાર પામી શકયો નહિ.

## પ્રકરણ ૩જું

### મમીનો શાપ!

ઘેર આવ્યા પછી ઘડિયાળમાં જોયું તો રાતના બાર વાગી ગયા છે. પણ આટલી મોડી રાતે ય મને સુવાની લેશ ઇચ્છા થઈ નહિ. ખંડમાં ખુરસી પર બેઠો બેઠો હું સિગારેટ પીવા લાગ્યો. આખો ખંડ મિસરનાં અનેક પુરાણાં ચિત્રોથી સજ્જ હતો. તેમાંના કેટલાક મેં પોતે દોર્યાં હતાં. કેટલાંક મારા પિતાએ ખરીદેલાં હતાં. એ બધાં સાથે કાચની એક પેટીમાં મિસર દેશનું એક મમી પણ મેં કાળજીથી સાચવી રાખ્યું હતું.

મમી એટલે? કદાચ ઘણા તે વિષે પૂરું ન જાણતા હોય. સેંકડો વરસ પહેલાં યુરોપ ને અમેરિકામાં જ્યારે અંધકાર હતો, સભ્યતાનો તો એ લોકોને જરા ય પરિચય નહોતો, ત્યારે એ પ્રાચીન યુગમાં એશિયા ખંડમાં માત્ર ભારતવર્ષ અને આફ્રિકાનો પ્રાચીન મિસર દેશ સંસ્કૃત ને ઉન્નતિની ટોચે હતા. સંસ્કૃતિના એ આદિ યુગમાં મિસર દેશનો કોઇ લોકપ્રિય ને પ્રખ્યાત માનવી મરણ પામતો તો તેનું શબ દાટવા કે બાળવામાં ન આવતું, પણ જાતજાતના મસાલા ભરી તેને અખંડ–અવિકૃત સાચવી રાખવામાં આવતું. કાયમને માટે એમ કઇ રીતે રહી શકતું તે આજે કોઇ જાણતું નથી. પણ કોઇ અદ્દભુત રસાયણોના દ્રવ્યગુણે આખું ય શબ જેવા ને તેવા સ્વરૂપમાં કેટલા ય કાળ સુધી રહેતું. જરા ય બગડે કે ખવાય નહિ! એવા મૃતદેહો કેટલે ય સ્થળે સાચવી રાખવામાં આવતા. એના પ્રત્યે કોઇ તિરસ્કાર દાખવી શકતું નહિ. ઊલટું લોકો એને પવિત્ર વસ્તુ માનતા!

હજાર હજાર વરસ વીત્યા છતાં આજે ય મિસરમાં એ બધાં મમી મોજૂદ છે. તે બધાં મિસરના પ્રાચીન યુગના ભુલાતા જતા પુરાતત્ત્વના મૂક સાક્ષી છે. કેટલાં ય પંડિતો, કેટલા ય તત્ત્વચિંતકો, કેટલા ય ઇતિહાસકારો કે કેટલા ય રાજાના મૃતદેહો એ રીતે વરસો થયાં પ્રાચીન મિસરનાં

જુદાં જુદાં ખંડિયેરોમાં અખંડ સચવાઇ રહ્યાં હશે તે કોણ જાણે છે? મારા પિતાએ મિસર દેશની એવી કેટલી ય અદ્‌ભુત ને દુષ્પ્રાપ્ય સામગ્રી સંઘરી હતી. તેમાંથી કેટલાંક ચિત્રો ને એ મમી હું ભારે મહેનત ને કાળજીથી ઇંગ્લાંડ લઈ આવ્યો હતો.

સિગારેટ ફૂંકતાં ફૂંકતાં કાચની પેટીમાં રાખેલા મમી તરફ મેં એક વાર જોયું. એકાએક મને થયું, કે જાણે બહુ વરસો સુધી મૂગા પડી રહેલા એ મમીને વાચા આવી છે ને તે કહી રહ્યું છે: "ઓગણીસમી સદીના ઓ ક્ષુદ્ર માનવી, તારા પિતાએ મને ખરીદીને પોતાના ઘરમાં પૂરી રાખી મારાં સુખ ને શાંતિ હરી લીધાં છે. હવે તું વળી મને અહીં લઈ આવ્યો છે. તેથી તો મારાં દુઃખ ને અશાંતિ ઓર જ વધી ગયાં છે. યાદ રાખજે, એનું ફળ તારે ભોગવવું જ પડવાનું છે."

ઘનઘોર મધરાતે એકાંત ખંડમાં મમીની આવી શાપવાણી સાંભળી હું ધ્રૂજી ઊઠ્યો. કેટલી ય વાર સુધી ઊંડા વિચારમાં ગરક થઇ ગયો. મને મારા પિતા યાદ આવ્યા. હું તરત જ ઊઠ્યો. મારી સાથે મારા પિતાની નોંધપોથી હું લઇ આવ્યો હતો. તે કેટલા ય કાળની જૂનીપુરાણી હતી. તેનાં કેટલાંક પાનાં ફાટીતૂટી ગયાં હતાં. કયારે ને કયાંથી કઇ પ્રાચીન વસ્તુ પોતે મેળવી હતી તેની ટૂંકી નોંધ મારા પિતાએ તેમાં લખેલી હતી. આટલા બધા દિવસ પછી મને એ 'મમી' વિષે જાણવાની તાલાવેલી લાગી. મેજના ખાનામાંથી તે મેં ખોળી કાઢી. પછી ઉપર આતુર નજર ફેરવવા લાગ્યો. અચાનક એક અતિ પુરાણું પાનું મળી આવ્યું. તેમાં એ મમી વિષે ટૂંક નોંધ હતી. તે વાંચતાં મને જણાયું કે એ મમી—સાચવેલું શબ—મિસર દેશના રા—મીસ નામના એક પુરોહિતનું હતું. હજારો વરસ પહેલાં મિસર દેશ પર ફેરાઓ વંશનો એક રાજા રાજ કરતો હતો. તેનો રાજપુરોહિત તે રા—મીસ. એ રા—મીસ ઇંદ્રજાળવિદ્યા—મંત્ર-તંત્રમાં અસાધારણ નિપૂણ હતો.

હું એકાગ્ર ચિત્તે તે રાજપુરોહિતના જીવનનો અદ્‌ભુત ઇતિહાસ

વાંચી રહ્યો હતો. એટલામાં પાછળનાં બારણામાં કોઈનાં પગલાં સંભળાયાં. પોથી લઇને હું બારણા પાસે દોડયો. ત્યાં જઇને જોયું તો મારા વિસ્મયનો પાર રહ્યો નહિ. હું એક ડગલું પણ આગળ વધી શકયો નહિ ! મને ચોક્કસ યાદ હતું કે ખંડમાં પ્રવેશતાં પહેલાં મેં બારણાંના આગળા વાસી દીધા હતા. પણ કોણ જાણે કેમ, લેડી એનહામે ઓળખાવેલો પેલો રા–તાઇ બારણામાં થઇને ખંડમાં આવી ઊભો હતો ! જાણે લાંબે સુધી ઝડપમાં ચાલીને આવતાં થાક લાગી ગયો હોય તેમ તે હાંફી રહ્યો હતો. મધરાતે મારા ઘરમાં એકાએક આવીને ઊભેલો જોતાં મારી જીભ તાળવે ચોંટી ગઇ ! તેના તરફ જોતો પથ્થરના પૂતળાની પેઠે હું થંભી ગયો !

મને મૂગો ઊભેલો જોઇને રા–તાઈ એકબે ડગલાં આગળ આવ્યો, ને બોલ્યોઃ "મિ. અનુપસિંહ, કવેળાએ રજા વિના ઘરમાં આવીને મેં ખલેલ કરી છે તે માટે માફી માગું છું. પણ મેં સ્વેચ્છાએ એમ કર્યું નથી. હું જરા ફરવા નીકળ્યો હતો, પણ રસ્તો ભૂલી જવાથી તમારા ઘર સામે આવી પડયો. જોયું તો તમારાં બારણાં ખુલ્લાં હતાં એટલે, ઘરમાં પેઠો. સારે નસીબે અજાણ્યું ઘર નીકળ્યું નથી. પણ તમને જોતાં લાગે છે કે મારા આવવાથી તમને ખીજ ચઢી છે."

તેની વાત સાંભળી શું ઉત્તર આપવો તે મને સૂઝયું નહિ. રસ્તો ભૂલીને આમ મધરાતે તે મારા ઘરમાં આવી પડે એ તે માનવા જેવી વાત હતી ! કોઈ ઉઠાવગીર પણ એવો જવાબ આપવાની હિંમત કરે નહિ. વળી મારા બારણાં ખુલ્લાં હતાં તે વાત તો તદન ખોટી હતી. ગાંડો હોય તે જ આવા ઠંડા મુલકનાં બારીબારણાં આમ મધરાતે ખુલ્લાં રાખે. પણ તે વિષે કશું જ ન કહેતાં હું બોલ્યોઃ "હું ભારતવાસી છું. પરદેશી છો તો યે આપ મારા મહેમાન છો. અતિથિ સર્વ સ્થળે ને કાળે અમારા આદરને પાત્ર હોય છે. આપ આવ્યા છતાં મૂઢ જેવા બની જઇ મેં સત્કાર ન કર્યો એ માટે મારે જ આપની માફી માગવાની છે. આવો, બેસો."

રા–તાઈ ખુરસી પર ન બેઠો. તે બોલ્યો: "અધિકાર વિના તમારા ઘરમાં મધરાતે હું આવ્યો, છતાં તમને રંજ નથી થયો તે જાણી આનંદ થયો. માત્ર થોડા જ કલાક પરની ઓળખાણનો લાભ લઈને આમ મધરાતે હું તમારા પર જુલમ કરવા આવ્યો છું તે વાજબી નથી એ હું સારી પેઠે સમજું છું. આ રીતે શિષ્ટાચાર વિરુદ્ધ વરતવા માટે મને શરમ ઊપજે છે."

એવી શરમનો તો આજકાલ પાર જ કયાં છે? પણ તે વિષે હું કશું જ ન બોલતાં વાત પલટાવી કાઢી હું બોલ્યો: "આપ કહો છો કે થોડી વાર પર જ આપનો મને પરિચય થયો છે. પણ તે પહેલાં ય એક વેળા રાત્રે આપનો ને મારો ભેટો થયો હતો, તે આપ ભૂલી તો નથી ગયા ને?"

રા–તાઈ બોલ્યો: "તમને હું મળ્યો હતો! આજ દિન પહેલાં? ના, ના. મને તો કંઈ યે યાદ આવતું નથી. ભાઈ, હવે તો ઉંમર થઈ. એવું બધું કયાંથી યાદ રહે?"

નદી પર એ જ ડોસાએ પેલા કોઈને નદીમાં ડુબાવી દીધો હતો એ મેં મારી સગી આંખે જોયું હતું. એ માટે મેં તેનો તિરસ્કાર પણ કર્યો હતો. તે વાત આજે એ ભૂલી જાય એ શું બનવાજોગ છે? કે પછી ભૂલી જવાનો ડોળ કરે છે? ગમે તેમ હોય, પણ આજે ઠીક લાગ છે. આવું એકાંત ફરી કયાં મળે? હવે હું એને શા સારુ છોડું? એણે કેવું દુષ્કર્મ કર્યું હતું તેની એને ખબર પડવી જ જોઈએ. આવા આવા વિચારો થોડી પળમાં મારા મગજમાં વહી ગયા.

મેં કહ્યું: "મિ. રા–તાઈ, આટલી વારમાં આપ એ બધું ભૂલી જાઓ એ હું નથી માની શકતો. તે દિવસે આપે પેલાને ડુબાડી માર્યો એ કંઈ ભૂલી જવાય એવી વાત નથી. મેં એ માટે આપનો તિરસ્કાર પણ કર્યો હતો. છતાં આપ તો એ માટે જરા ય શરમાયા નહિ. ઊલટું એ નીચ કૃત્ય કરતી વેળા આપને તો હસવું આવતું હતું!"

રા–તાઇ બોલ્યો: "હા. હા. હવે યાદ આવે છે ખરું. પણ એમાં મેં શું ખોટું કર્યું છે તે જ મને સમજાતું નથી. જેને મેં ડુબાડી દીધાનું તમે કહો છો તે તો આપઘાત કરવા નદીમાં કૂદી પડયો હતો. મરતાં પહેલાં કેટલા ય દિવસથી તે ભૂખે મરતો હતો. તે જીવવા માગતો જ નહોતો. એને ડુબાડી ન દીધો હોત તો ય કોઇ પણ ઉપાયે એ આપઘાત તો કરત જ. બે દિવસ પછી મરતે, તેના કરતાં બે દિવસ પહેલાં મર્યો. એમાં ખોટું શું ? બચી જાત તો તેનું દુ:ખ ઊલટું વધી જાત. મૃત્યુ એ જ તેનો તરણોપાય હતો. એ માટે મેં તેને મદદ કરી એ તો એક મિત્રની ગરજ સારી. વળી તમે કહો છો કે મને હસતાં જોયો હતો. પણ હું હસતો હતો તો તેમાં તમને કે બીજા કોઇને પણ શી લેવાદેવા ?"

હું બોલ્યો: "વાહ વા! આપનો ઉપાય તો વખાણવા જેવો! આપનું એ કૃત્ય તો ઘૃણાસ્પદ જ છે."

રા–તાઇ બોલ્યો: "તમે એને ઘૃણાજનક કહો તેથી બધા જ એમ કહે, એ માનવા હું તૈયાર નથી. દયા ચીજ તો સારી છે. પણ દુનિયામાં સર્વત્ર દયા નથી હોતી. અયોગ્ય પર કોઈ જ દયા દર્શાવતું નથી. આપ ઇશ્વરને દયાળુ કહો છો, પણ તેનામાં પણ કેટલીક વાર દયા નથી હોતી. માણસ પોતપોતાના કર્મ અનુસાર સુખશાંતિ ભોગવે છે. દુનિયામાં સર્વત્ર સબળો નબળાનું ભક્ષણ કરે છે. નબળા પણ આર્ત્તનાદ કરીને નિરુપાયે સબળાનું ભક્ષણ બને છે. આપનો ઇશ્વર તેઓનું રક્ષણ કરે છે ખરો કે? દુર્બળ દેડકો બળવાન સાપનું ભક્ષ્ય છે. દેડકાએ પાપ કર્યાં હોય, તો શું સર્પે પુણ્ય કર્યાં હશે? બંને વચ્ચે ભક્ષ્ય–ભક્ષકનો સંબંધ છે. અનાદિ કાળથી એ ચાલતું આવે છે. એ જ પ્રકારે પ્રબળ યુરોપે દુર્બળ એશિયા ને આફ્રિકાનો લગભગ ગ્રાસ કરી દીધો છે. કરુણામય પરમેશ્વર પોતાની સૃષ્ટિમાં કોટિ કોટિ મનુષ્યને દુ:ખી જોતો હોવા છતાં તે કેટલાક પર દયા દર્શાવે છે ?......પણ આજે તો મોડી રાત થઇ છે. એટલે એ બધા તર્કો માટે સમય નથી. મૂળ મુદ્દા પર જ આવું. આપ જે માણસની વાત કરો છો તેના જેવો નરાધમ દુનિયામાં બીજો એકકે ન હોય. એક

સંસ્કારી કુટુંબમાં તેનો જન્મ થયો હતો. બાળપણ તેણે પરમ સુખચેનમાં પસાર કર્યું હતું. તે ધારતે તો સમાજમાં દાખલારૂપ બન્યો હોત. પણ તે એવો હતો જ નહિ. યુવાનીના આરંભમાં જ તે ખોટે રસ્તે ચઢયો હતો. વ્યભિચારી બન્યો હતો. માતપિતાની પેટીમાંથી છાનોમાનો પૈસા ચોરી જતો. તેના એ વર્તનથી માતપિતાને અપાર સંતાપ થતો. એ જ હાયમાં તેઓ મરણ પામ્યાં હતાં. એક સુશીલ યુવતી સાથે તેનું લગ્ન થયું હતું. પુત્રપુત્રી પણ થયાં હતાં. પણ એ નરપશુએ એક પણ દિવસ તેઓનાં પાલનપોષણની પરવા કરી નહોતી. તેના એક કાકાએ બેએક જણને ભલામણ કરીને કામે લગાડયો. પણ ત્યાં ય એ ન ટકયો. ચોરી કરીને પેટ ભરવામાં પણ બુદ્ધિ ને સાહસ જોઇએ. તેનામાં તો તે ય ન હતું. જેટલા દિવસ જીવ્યો તેટલા દિવસ તેણે ભારરૂપ જ જીવન ગાળ્યું. ભીખની આશાએ લોકોને ઘેર પણ તે ધક્કા ખાતો. પણ તેના પર દયા બતાવનાર કોઇ ન નીકળતું. પછી શું બન્યું તેથી તમે અજાણ નથી."

રા–તાઇની વાત સાંભળી મને આશ્ચર્ય થયું. હું બોલ્યોઃ "આપને લંડનમાં આવ્યાને ઝાઝો વખત થયો નથી; તો પછી એટલા વખતમાં એને વિષે આપને બધી ખબર શી રીતે પડી?"

રા-તાઈ બોલ્યોઃ "અનેક જણની અનેક વાતોથી હું માહિતગાર જ રહું છું. તમારી સાથે મને તાજો જ પરિચય છે, પણ તમારે વિષે બીજું કોઈ ન જાણતું હોય એટલું હું કહી બતાવું. પણ અત્યારે એની શી જરૂર છે? તમારા હાથમાં આ કાગળ છે તેમાં શું લખ્યું છે?"

હું બોલ્યોઃ "મારા પિતાએ મિસર દેશની અનેક ચીજો સાથે એક મમી સંઘરી રાખ્યું હતું. તેમના મૃત્યુ પછી બધી ચીજો સાથે મમી પણ હું લઈ આવ્યો છું. આ પોથીમાં એનો ઇતિહાસ છે. એને વિષે જાણવાની એકાએક ઇંતેજારી થવાથી મેં આ કાગળો શોધી કાઢયા છે."

રા-તાઇ હવે ખુરસી પર બેઠો. પછી બોલ્યોઃ "મને જરા એ જોવા દેશો?"

કંઈ પણ બોલ્યા વિના મેં તેના હાથમાં પોથી મૂકી. બત્તીના અજવાળામાં તે વાંચવા લાગ્યો. તેના મોં તરફ મારી નજર ગઈ. મેં જોયું તો હવે તેની આંખોમાંથી અગ્નિજવાળા નીકળવા લાગી હતી. પૂરેપૂરું વાંચી રહ્યા પછી તે કંઇ બબડવા લાગ્યો. પછી દાંતે દાંત ભીડી તે એકદમ ઊભો થઇ ગયો, અને લાલ લાલ ડોળે ધૂંઆંફૂઆં થતાં બોલ્યો: "ઓ નાદાન, મમી ક્યાં છે? બતાવ મને. અત્યારે ને અત્યારે જ!"

તેનો ક્રોધ જોઈ હું વિસ્મય ને ભયથી નરમઘેંસ બની ગયો. હું કાંઈ બોલું તે પહેલાં મારા ખંડમાં તેણે ચોતરફ નજર ફેરવવા માંડી પેલી પેટીમાંના મમી તરફ તેની નજર જઇને ઠરી. તેના તરફ તે પાંચેક મિનિટ સુધી અનિમિષ નજરે જોઇ રહ્યો. તેના ઢંગ જોતાં જ મારી છાતી ધડક ધડક થવા લાગી!

એકાએક મારા તરફ નજર ફેરવીને રા તાઇ બોલ્યો: "ઓ હૈયાફૂટા! સાચી વાતની તને શી ખબર છે? કોઇ અંગ્રેજ આ પવિત્ર દેહને તેને ઠેકાણેથી ચોરી ગયો અને તારા પિતાને તે વેચી નાખ્યો. અધૂરામાં પૂરું દેવતાનું અપમાન કરી, મિસરના સામાજિક નિયમોનો ભંગ કરી, પુરોહિતના પવિત્ર દેહને તું સાગરપાર લઇ આવ્યો! વાહ રે તારી હિંમત? એ અપરાધ માટે તારે ભીષણ સજા વેઠવી જ પડવાની. યાદ રાખજે, તારા પાપના પ્રાયશ્ચિત માટે હવે બહુ વાર નથી."

ક્રોધથી રા-તાઈનું આખું અંગ કંપવા લાગ્યું. તેનું ફિક્કું સુકું મોં પિશાચ જેવું ભયંકર બની ગયું. ઘૃણાભરી આંખો મમી તરફ ફેરવી તે બોલ્યો: "અનંત શક્તિના આધાર સમોવડી સંસ્કૃતિની આદિ જનની, પૃથ્વીના મુકુટમણિ સમી માતૃભૂમિ મિસર, તારું કેવું દારુણ અધઃપતન થયું છે! દાંભિક પરદેશીઓ અતિથિના છૂપા વેશમાં તારે દ્વારે આવે છે, અને તારું સર્વસ્વ લૂંટી જઇને વહાણોમાં ભાગી છૂટે છે. તેઓને તારા દેવોપુરોહિતો પ્રત્યે સન્માન નથી. મૃત્યુ પછીની વિશ્રામસમાધિમાં ઘૂસી જતાં પણ તેઓ ખંચકાતા નથી. પણ એ દારુણ અપમાનનો બદલો

વાળવાનો સમય હવે પાકી ચૂક્યો છે. એ માટે બાળક, વૃદ્ધ, વનિતા, અપરાધી કે નિરપરાધી કોઇ પણ હવે બચી શકે નહિ."

રા-તાઇનો ઉશ્કેરાટ અને બધી વાતો સાંભળી હું બેબાકળો બની ગયો. મને એ કંઇક પાગલ પણ લાગ્યો. મોડી રાતે તેની સામે એકલા બેસવામાં પૂરું જોખમ પણ ભાસ્યું. પણ થોડી જ વારમાં તે હતો તેવો બની ગયો. પછી બોલ્યો: "મિ. અનુપસિંહ, તમારું અપમાન કરવાની કે તમને દુ:ખ દેવાની મારી લેશ પણ ઇચ્છા નથી. મારા કથનથી તમને આઘાત લાગ્યો હોય તો માફ કરજો. મને ખબર છે કે તમારા પિતા મિસરના વેપારી હતા. એમણે અનેક પ્રાચીન વસ્તુઓ સંઘરી હતી તેની પણ મને ખબર છે. દુનિયામાં ઘણા માણસો નફ્ફટકે પરદેશ ખેડે છે. તેઓમાંના કેટલાક અધિકાર વિનાની વાતોમાં પણ ભારે રસ લે છે. પુરાતત્ત્વને નામે તેમણે કેટલા ય પ્રાચીન રાજ્યોની પુરાતન કીર્તિનો ધ્વંસ કર્યો છે. પ્રાચીન યુગનાં કેટલાં ય પવિત્ર સ્મૃતિચિહ્નો તેઓ એક સ્થળેથી બીજે સ્થળે લઈ ગયા છે. કેટલાંયનાં માથાં, કેટલાંયનાં ધડ ને કેટલાંકને સમૂળાં ઉખેડી લઈ તેઓ માત્ર કુતૂહલ ખાતર ઉપાડી ગયા છે. એ બધું ગણવા બેસીએ તો પાર આવે નહિ. હિંદુસ્તાનના રહીશ હોવા છતાં ય તમારા પિતાએ બીજા ચોરોની ધૂનોનું અનુકરણ કર્યું છે, એ કંઈ ઓછા દુ:ખની વાત નથી. એ બધા જ પરદેશી ચોરો માટે મને રજભાર સહાનુભૂતિ નથી. સ્વર્ગસ્થો પ્રત્યે માન દર્શાવવું એ અમારો સંસ્કારવારસો છે. અન્ય લોકોના સંપર્કમાં આવ્યા છતાં ય અમે અમારો એ વારસો છોડતા નથી."

હું કંઇક તપી જઈને બોલ્યો: "તે ગમે તે હોય. પણ આટલી વૃદ્ધ ઉંમરે આમ ફાવેતેમ બોલો, એ આપના સંસ્કાર ને સભ્યતાને શોભે છે ખરું ?"

રા-તાઇ બોલ્યો: "નહિ જ. પણ મારા જેવો વૃદ્ધ કોઈ ખાસ કારણથી ઉશ્કેરાઇ જતાં હૃદયના ભાવો છુપાવી શકે એવી આશા તું કેમ

રાખે છે? વય વધતાં માણસ વાણીસંયમ નથી રાખી શકતો. પણ યાદ રાખજે કે હું તારા બૂરા માટે અહીં નથી આવ્યો. તું આજે કદાચ ન માને, પણ તારા નસીબ સાથે મારું ભાગ્ય પણ સંકળાયેલું છે. એ સાંકળ લોખંડના જેવી અભેદ્ય છે-દૃઢ છે. મારે તારી પાસેથી ઘણાં કામ પાર પાડવાનાં છે, એટલે તને ગુસ્સે કરવો મને પાલવે નહિ. મેં તને ઘણું ય કડવું કહ્યું છે, પણ મનમાં લાવીશ નહિ."

મેં કહ્યું: "આપની વાતથી મને માઠું લાગ્યું હોય કે ન યે હોય, પણ તેથી અપાર આશ્ચર્ય તો થયું જ છે આપના નસીબ સાથે મારા નસીબની નક્કર સાંકળ જોડાયેલી હોય એ વાત પણ મારાથી કેમે સમજાતી નથી."

રા-તાઇ બોલ્યો: "અત્યારે તે સમજવાની જરૂર પણ નથી. ભવિષ્યની કથા સાંભળે તો તને સુખ જણાવાનું નથી. માઠું લગાડીશ નહિ. વખત આવ્યે બધી જ વાત તું જાણવાનો છે."

એ બધી વાત કરતાં રા-તાઇ મારી સામે એવી રીતે જોતો હતો કે ભયથી મારી છાતી ધડકી ઊઠતી. તેની બંને આંખો લાલ અંગારા પેઠે ચમકતી હતી. ભૂખ્યો વાઘ શિકાર પર તૂટી પડે તે વેળા તેની આંખો ચમકારા મારે તેમ તેની આંખો ચકળવકળ થતી. તેના મોં પરના ભાવ, તેનો બકવાદ એ બધાંથી મને તેની વાતો પર જરા ય વિશ્વાસ બેઠો નહિ. એવા ઉન્મત્ત જોડે એકાંત રાતે બેસવું એ પણ ઇચ્છવાજોગ નહોતું. હું અકળાયો. એને કેમે કરી વિદાય કરું તેનો હું ઉપાય ખોળવા લાગ્યો.

મને મૂગો બેઠેલો જોઇને રા-તાઇ હસ્યો. પછી બોલ્યો: "તું મને ગાંડો માનતો હોય એમ લાગે છે, પણ હું કઇ કોટિનો માનવી છું તે સમજવાની તને વાર લાગશે. છતાં હજી ય તને તક આપું છું, તું ભવિ-ષ્યમાં વિપત્તિમાં પડવા ન માગતો હો, સુખ ને શાંતિમાં જીવન ગાળવા ઇચ્છતો હો, તો પેલું મમી મને સોંપી દે."

વૃદ્ધની દાદાગીરી જોઇ હું આખે શરીરે સળગી ગયો. મને થયું કે

એક લાત મારીને એ બુઢ્ઢાને ઘરબહાર કાઢું. પણ હું આ વિચાર અમલમાં જ ન મૂકી શકયો. ઊંચે સ્વરે હું બોલ્યો: "તમે શું એમ માનો છો કે આપે બીક બતાવી છે તે પરથી ગભરાઇને મારા પિતાએ ભારે દામ ચૂકવીને ખરીદેલી ને કાળજીથી સંઘરી રાખેલી ને જેને હું ભારે મહેનતથી અહીં લઈ આવ્યો છું તેવી ચીજને તમારા હાથમાં સોંપી દઇશ?"

રા–તાઈ બોલ્યો: "એ મમીને તું ગણે તે કરતાં હું લાખગણું મહત્વનું માનું છું. એની શોધ માટે છેલ્લા વીસ વરસથી હું દેશેદેશ રખડતો ફરું છું. પણ આજ દિવસ સુધીની તપાસમાં મને ન મળ્યું તે વિષે કોઇ ભેદી આદેશથી હું ગઇ કાલે જાણવા પામ્યો છું. એથી જ તારી સમક્ષ આજે હું આવી ઊભો છું. જ્યાં સુધી તું એ મમી મને ન સોંપે ત્યાં સુધી તું ઠરીને બેસવા નહિ પામે."

હવે મને તેની સાથે જીભાજોડી કરવામાં સાર લાગ્યો નહિ, એટલે ટૂંકમાં જ પતાવવા મેં કહ્યું: "જીવ જાય તો ભલે, પણ એ મમી હું આપના હાથમાં સોંપવાનો નથી જ; એટલે કૃપા કરીને એક અક્ષર પણ ઉચ્ચારશો નહિ."

મારી વાત સાંભળી રા–તાઈ સ્તબ્ધ બનીને મારી સામે જોઇ રહ્યો. તેની આંખોમાં પુનઃ અકુદરતી તેજ પ્રકાશી ઊઠ્યું. મને લાગ્યું કે મારી છેલ્લે પાટલેની વાત સાંભળ્યા છતાં પણ પોતાનો સંકલ્પ તેણે છોડયો નથી. કઈ રીતે મમી પડાવી લેવું તેનો ફાંદો રચતો હોય તેમ તે જાણે વિચાર કરી રહ્યો હતો. તે મારા પર કદાચ હુમલો કરે તે છેક અસંભવિત નહોતું.

થોડી વાર પછી મેં કહ્યું: "મિ. રા-તાઇ, હું આપની માગણી સ્વીકારી નથી શકયો તે માફ કરશો. રાત ઘણી થઈ ગઈ છે. આજે હું ખૂબ થાકી ગયો છું. એ માટે આપને દોષ દેતો નથી; પણ આપ ચાલ્યા જાઓ તો હું આપનો ખૂબ જ આભારી થઈશ."

મારી વિનંતી તેના મગજમાં ઊતરી હોય એમ લાગ્યું. તે ખુરસી

પરથી ઊઠયો. બત્તીનું અજવાળું તેના મોં પર પડતું હતું. રાત્રિના અંધકારમાં તેની પૈશાચિક મુખછબિ જોતાં જ હું ફરી કંપી ઊઠયો. તે વખતે ડોસો વધુ કંઇ કેમ ન બોલ્યો તે તો હું સમજી શકયો નહિ, પણ તેના મુખભાવ તેનું હલનચલન વગેરે પરથી મને લાગ્યું કે તે સિંહ જેવો બળવાન છે ને મનુષ્યાકારે નર્યો પિશાચ છે. એ બધું ધ્યાનમાં લઇ હું સાવધાન બનીને ઊભો.

ઊભાં ઊભાં રા–તાઈ બોલ્યો: "મેં તને ભય બતાવ્યો છે તેથી તું ચીડાઇશ નહિ. હું તારું કશું જ બૂરું કરવાનો નથી. એ મમી તને એટલું બધું પ્રિય છે એ મેં પહેલેથી જાણ્યું હોત તો હું તારી પાસેથી તે માગત જ નહિ. એટલે ઉશ્કેરાઇને તું મને વિદાય કરવા તૈયાર થયો છે તેમ કરવાની જરૂર નથી. તને વધુ હેરાન કરવાની પણ મારી ઇચ્છા નથી. મારી અસભ્યતા ભૂલી જઇને તું પ્રસન્ન ચિત્તે મને વિદાય આપ."

બારણાં આગળ જવા માટે પગ ઉપાડતાં રા–તાઈએ જમણો હાથ લંબાવ્યો. મેં કંઈક ખંચકાઇને તેના હાથમાં મારો હાથ મેળવ્યો. એનો હાથ તદ્દન બરફ જેવો શીતળ હતો ! મારા મગજમાં ઘડીભરમાં વિચાર વહી ગયો કે એના શરીરમાં લોહી જ વહેતું હોય તો એનો દેહ આટલો બધો ઠંડો કેમ ? પણ વધારે વિચાર કરું તે પહેલાં તો મારા આખા શરીરમાં જાણે વીજળી પ્રસરી ગઇ. બાવરા બનીને મેં હાથ ખેંચી લીધો કે તરત જ તે નરપશુ મારા તરફ તરફ ધસ્યો, મારા ગળા ફરતે બંને હાથની ભીંસ મારી મને ભોંય પર પટકી પાડયો ને મારી, છાતી પર તે ચઢી બેઠો !

જીવનની છેલ્લી ઘડી સુધી તે દિવસની સંકટપળ મને યાદ રહેશે. બચાવની વાત તો દૂર રહી, પણ હું આખે શરીરે થરથર કંપવા લાગ્યો. મારા ગળાની આસપાસ નર્યાં હાડકાના હાથની ભીંસ લગાવી ડોસો મારી સામે ઘૂરકી રહ્યો હતો. તેની આંખોમાં થઈને એક વિદ્યુતરેખા મારી આંખોમાં જાણે પ્રવેશતી હતી. મારું શરીર અક્કડ બની ગયું. થોડી વાર પર

હાથ બરફ જેવા ઠંડા લાગતા હતા તે હવે ધગધગતા લોખંડ જેવા અસહ્ય થઇ ગયા. તે પછી હું કશું જ જોઇજાણી શકયો નહિ. હું બેભાન બની ગયો.

★

# પ્રકરણ ચોથું

## ભેદી ખૂન

સવાર પડી. હું ભાનમાં આવ્યો. પંખી કલરવ કરતાં હતાં. રસ્તા પર લોકોનો અવરજવર ચાલુ થયો હતો. હું બેઠો થયો. જમીન પર જ હું કેમ ઊંઘી ગયો હઇશ તે મને એકદમ યાદ ન આવ્યું. પછી અતિ આશ્ચર્ય પામીને ગઇ રાતની વાત હું એક પછી યાદ કરવા લાગ્યો. રાતની ઘટના જાણે કોઈ ભયંકર સ્વપ્ન જેવી મને લાગી. હું ઊઠયો. ખંડમાં ચારે તરફ નજર ફેરવી. બધી ચીજો જેમની તેમ હતી. બારણાં પણ બંધ! પણ મારે આખે શરીરે કળતર થતી હતી. માથું ભારે લાગતું હતું. મનમાં જરા ય ઉત્સાહ નહોતો. એક જ રાતના ઉજાગરાથી શરીર આટલું બધું ભાંગી કેમ ગયું હશે તે મને સમજાયું નહિ. તે વિષે વિચાર કરતો માથું દાબતો બેઠો હતો, એટલામાં બારણા પર ટકોરા પડયા. બારણું ખોલીને જોયું તો પોલિસ ઇન્સ્પેકટર ઊભો હતો. તેની સાથે એક જમાદાર પણ હતો.

મારું પડેલું મોં જોઇને ઇન્સ્પેકટર બોલ્યો: "મિ. પરમાર, આપ આવા કેમ દેખાઓ છો? વહેલી સવારે આપની ઊંઘમાં ખલેલ કરવા બદલ માફી ચાહું છું. ખાસ કામ પડવાથી જ મારે આવવું પડયું છે. મારે એકબે વાત પૂછવી છે."

રાતની દુર્ઘટનાનો ભાર મગજ પર હતો જ. એ પછી મળસ્કે તરત જ ઇન્સ્પેકટરને આવેલો જોઇને મારી નવાઇનો પાર રહ્યો નહિ. મને કંઇ જ સમજાયું નહિ. હું બોલ્યો: "આપને જે પૂછવું હોય તે

ખુશીથી પૂછો. ઘરમાં આવો."

ઇન્સ્પેકટર ઘરમાં આવ્યો. ખુરસી પર બેઠો. મેં બારણાં બંધ કર્યાં. જમાદાર બહાર જ રહ્યો.

ઈન્સ્પેકટરને મેં કહ્યું: "હું આપને ઓળખતો નથી, ને કોઇ પણ ફોજદારી ખટલામાં ય હું પડયો નથી; તો પછી આપને મારું શું કામ પડયું તે હું સમજી શકતો નથી."

ઇન્સ્પેકટર બોલ્યો: "પાસેની ગલી નજીક એક દુકાનમાં ગઇ કાલે રાતે ખૂન થયું છે. રાતે કયારે ખૂન થયું તે હજી જણાયું નથી. પણ મારું અનુમાન છે કે બારથી એકના ગાળામાં થયું હોવું જોઇએ. ચોકી પરના પોલિસને કાને પણ મરનારની બૂમ સંભળાઈ નહોતી. તે પરથી લાગે છે કે ખૂનીએ તેના પર અચબુચ હુમલો કરીને એકદમ ગળું દબાવી દીધું હશે અને પછી તેની હત્યા કરી હશે. નવાઈની વાત તો એ છે કે જે ઘરમાં ખૂન થયું છે તેનાં બધાં જ બારણાં સજ્જડ બંધ છે. મારે બારણાં ઉતારીને અંદર જવું પડયું હતું. તે પરથી લાગે છે કે ખૂની પાછલે બારણેથી પલાયન કરી ગયો હશે. દુકાનની પાછળ એક ગલી છે. તેમાંથી રાતે એક ને બેના ગાળામાં એક જણને જતાં ચોકી પરના પોલિસે જોયો હતો. પણ તેને કંઇ વહેમ ન જવાથી કંઈ પૂછપરછ કરી નહોતી. પોલિસના કહ્યાથી જણાયું છે કે તે આપના ઘર તરફથી આવ્યો હતો. આપના પડોશીએ જણાવ્યું છે કે ગઇ આખી રાત આપની બત્તી બળતી હતી. રાતે આપની પાસે કોઇ આવ્યું હતું કે કેમ અને આપે કોઇને મોંથી કંઈ વાત સાંભળી છે કે કેમ, તે જાણવા જ હું આવ્યો છું."

ઇન્સ્પેકટરની વાત સાંભળી મને આગલી રાત સાંભરી. બરાબર રાતે એક વાગે રા-તાઇ મારે ઘેર આવ્યો હતો. તેણે મારી પાસેથી મમી માગ્યું હતું, પણ અત્યાર સુધી એ બધું સપનું જ માનતો હતો. મેં પેલી કાચની પેટી તરફ જોયું. તેમાંથી મમી ગેબ થઇ ગયું હતું! પેલો

પિશાચ જ મને બેભાન બનાવીને મમી ચોરી ગયો હતો. એ વિષે હવે મને ખાતરી થઇ ગઇ. કદાચ દુકાનદારનું ખૂન કર્યા પછી મારે ઘેર તે આવ્યો હોય. એમ કરીને દોડતો આવ્યો હોય તેથી જ તે હાંફતો હતો. પણ ઇન્સ્પેક્ટરને મેં એમાંની એકકે વાત કરી નહિ.

મને મૂગો બેઠેલો જોઇ ઇન્સ્પેક્ટર બોલ્યો: "મહેરબાન, આપ કેમ આટલા બધા વિચારમાં પડી ગયા? મારે પળેપળ કીમતી છે. આપ જે કંઇ જાણતા હો તે ઝટઝટ કહી નાંખો."

મારી તબિયત બરાબર હોત તો મારી ખાતરી છે કે રા–તાઈ વિષે હું જાણતો હતો તે બધું મેં ઇન્સ્પેક્ટરને કહી દીધું હોત. પણ કોણ જાણે કેમ, મારી જીભે મને દગો દીધો. હું તેને કંઇ જ કહી શકયો નહિ. મારી જીભ જાણે તાળવે ચોટી ગઈ હતી! એ તો શું, પણ મારા ઘરમાં ઘૂસી જઇ રા–તાઈ મારી કીમતી વસ્તુ ઉપાડી ગયો તે વાત પણ ઈન્સ્પેક્ટરને કહી શકયો નહિ. જાણે કોઇ અદશ્ય શક્તિએ ઇચ્છા વિરુદ્ધ મને મૂગો બનાવી દીધો હતો. કહું કહું એમ થવા છતાંય હું ઇન્સ્પેક્ટર આગળ સાચું બોલી શકયો નહિ. મેં એને કહ્યું: "સાહેબ, રાતે મારે ઘેર કોઇ પણ આવ્યું નહોતું. મેં કોઇને જોયું નથી ને કોઈની પાસેથી મેં કશી વાત પણ સાંભળી નથી." આ જૂઠી વાત મારા મગજમાં શી રીતે ગોઠવાઇ ગઇ તે તો ઇશ્વર જાણે; છતાં સાચી વાત ખાતર કોઇ મારું ખૂન કરવા તૈયાર થાત તો પણ હું તે કહી શકત નહિ. મારી વાત સાંભળી નિરાશ થઇને ઇન્સ્પેક્ટર ચાલ્યો ગયો.

તેના ચાલ્યા ગયા પછી મને થયું કે હું તેને પાછો બોલાવું ને ખૂનીનું નામ કહી દઉં. પણ મારી ઈચ્છા હું અમલમાં ન મૂકી શકયો. સ્પષ્ટ કહું તો મારી ઇચ્છા મારા તાબામાં જ નહોતી. એમ કેમ બન્યું હશે? કોઇ માણસ આ રીતે અન્યની ઇચ્છાને કાબૂમાં રાખી શકે એવી મને કલ્પના સરખી નહોતી. ક્ષોભ, ઘૃણા ને શરમથી હું ઢીલો બની ગયો. બંને હાથે મેં મોં ઢાંકી દીધું. પછી વિચાર કરવા લાગ્યો: સાચે જ

મારું આટલું દુઃખદ અધઃપતન કેમ થયું હશે? મારું જીવન આ રીતે શાપગ્રસ્ત બનશે એવી મને એક દિવસ પહેલાં કલ્પના પણ નહોતી. મારા જીવનમાં મેં કોઈને શત્રુ કર્યો નથી. તો પછી શા સારુ મારે માથે આવી પીડા આવી પડી હશે?

કલાક પર કલાક વીતવા લાગ્યા. બાર વાગે નોકર હોટલમાંથી જમવાનું લઇ આવ્યો. પણ મને જરાય ભૂખ નહોતી. બળાત્કારે મેં ખાવાનો પ્રયાસ કર્યો. પણ કેમે કર્યો ગળામાં કોળિયો નીચે ઊતરતો નહોતો. બેઠો બેઠો હું ગઇ રાતના ખૂનનો વિચાર કરવા લાગ્યો. રા–તાઇ પરનો મારો સંદેહ વધુ દૃઢ થયો. છતાં મારા ઘરમાંથી તે ચોરી કરી ગયો હતો, ખૂન કરી આવ્યા પછી તે મારે ઘેર આવ્યો હતો, એ વાત પોલિસ સમક્ષ કહી દેવાની મારી શક્તિ નહોતી! એનાથી અધિક કમનસીબી કે કરુણાજનક દશા બીજી શી હોય?

ખુરસી પરથી ઊઠીને હું બારી બહાર જોવા લાગ્યો. આકાશ ઘેરાઇ ગયું હતું. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. બહારનું વાતાવરણ પણ મારા અંતર પેઠે શોકગ્રસ્ત જણાતું હતું. પાછો ફરીને હું કાચની પેટી નજીક ગયો. જોયું તો તેમાંથી માત્ર મમી જ ગેબ થયું હતું. બાકીનું બધું જેમ ને તેમ જ હતું. મમી ખૂબ જ ભારે હતું. રા–તાઇ જેવો ડોસો એટલી ભારે ચીજ શી રીતે ઉઠાવીને લઈ ગયો હશે તે જ મને સમજાયું નહિ. ઇન્સ્પેકટર મારે ઘેર આવ્યો તે પહેલાં પણ મારા ખંડનાં બારણાં અંદરથી બંધ હતાં. મને થયું કે રા–તાઇ મને બેભાન કરીને પાછળને બારણેથી તો મમી ન લઇ ગયો હોય? ત્યાં જઈને મેં તપાસ કરી. ત્યાં પણ બારણાં બંધ હતાં. તો પછી તે કયાંથી ગયો હશે? મને જરાય સમજ પડી નહિ. આખીય ઘટના એવી તો અદ્ભુત ને રહસ્યભરી હતી કે હું હરી ગયો. ખૂબ ઊંડા વિચારમાં પડી ગયો. મને શંકા થઈ કે કદાચ સ્વપ્ન તો ન આવ્યું હોય? પણ સ્વપ્ન જ હોય તો મમી કયાં ગયું? મેં નિશ્ચય કર્યો કે ગમે તે થાય, એક વાર

રા-તાઇ પાસે સામા થઇને જવું જ, ને મનની શંકા દૂર કરવી. આવું કુકૃત્ય કરીને તે ચુપચુપ પોતાને દેશ ચાલ્યો જાય તે કદી બની શકે નહિ. આ કૃત્યનો તેને બદલો મળવો જ જોઈએ.

પણ રા-તાઇના ઠેકાણાની મને બિલકુલ ખબર નહોતી. તેનો પત્તો કેમ મેળવવો તે હું વિચારવા લાગ્યો. મનમાં થયું: લેડી બેનહામ પાસે જઇને પત્તો મેળવી લાવું. ગઇ રાતે મિજલસમાં તેમણે આમંત્રણ આપ્યું હતું એટલે તેમને પત્તાની ખબર હશે જ.

નાહીધોઈને હું તૈયાર થઇ ગયો. કપડાં પહેરી લીધાં. વરસાદ બંધ પડી ગયો હતો. આકાશ ચોખ્ખું થઈ ગયું હતું. ગાડી ભાડે કરીને હું લેડી બેનહામને ઘેર જવા ઊપડયો. તે વેળા ત્રણેક વાગ્યા હશે. ત્યાં જતાં જણાયું કે તેઓ ઘેર જ હતાં. હું તરત જ તેમની સામે જઈને ઊભો.

મને જોતાં જ લેડી બેનહામ નવાઇ પામ્યાં. બોલ્યાં: "મિ. પરમાર, આપને એક રાતમાં જ શું થઇ ગયું? આપની તબિયત બરાબર લાગતી નથી."

હું બોલ્યો: "કંઇ નહિ. કોણ જાણે કેમ, આજે મનને જ સારું લાગતું નથી. માફ કરશો. આપનું જરા કામ પડયું છે."

લેડી બોલ્યાં: "કહો, ખુશીથી કહો."

મેં કહ્યું: "કાલે પેલા વૃદ્ધને આપે આમંત્રણ આપ્યું હતું ને? મારે તેમનું સરનામું જોઇએ છે."

લેડી બોલ્યાં: "કાલે તો મારે ઘેર અનેક વૃદ્ધ આવ્યા હતા. આપને કયાનું સરનામું જોઇએ છે? આપ રા-તાઇનું સરનામું તો નથી માગતા?"

હું બોલ્યો: "આપનું અનુમાન તદન સાચું છે. કાલે આપે તેની જોડે મારી ઓળખાણ કરાવી હતી. પણ ત્યારે તો તેમને વિષે વધુ કંઇ જાણી શકયો નહિ. તેને જોતાં જ મને લાગ્યું હતું કે તે કોઈ અદ્ભુત વ્યક્તિ લાગે છે."

લેડી બોલ્યા: "હા, એવું જ લાગે છે. વળી તેની સામે જોતાં ય આપણને જબરો આંચકો લાગે છે. એવાને મિજલસમાં આમંત્રણ આપવાની મારી જરા ય ઇચ્છા નહોતી. પણ શું કરું? પેલી રેબેકાને બોલાવવી હોય તો એને બાકી કેમ રખાય? ન છૂટકે જ મારે એને બોલાવવો પડેલો."

મેં સીધું જ પૂછ્યું: "ત્યારે બધા ધારે છે તેમ રેબેકા કોહન યહુદીની દીકરી નહિ હોય. મને લાગે છે કે રા–તાઈ તેનો દાદો હશે."

હસીને લેડી બેનહામ બોલ્યાં: "ના રે ના! એ બંને વચ્ચે એવો કંઈ જ સંબંધ નથી. રેબેકાના જીવનનો ઇતિહાસ જેટલો કરુણ છે તેટલો જ વિચિત્ર છે. તેના પિતા પેરીસના પ્રતિષ્ઠિત ધનાઢ્ય વેપારી હતા. બહુ આનંદી હતા. નાનપણમાં જ રેબેકાની માતા મરણ પામી હતી. બાલપણથી તેને સંગીતનો જબરો શોખ હતો. તેના પિતાએ ખૂબ ખૂબ પૈસો ખરચીને મોટા મોટા ઉસ્તાદો રાખ્યા હતા. થોડા વરસ પર રેબેકાના પિતા સોલોમન કોહન મૃત્યુ પામ્યા. પછી જ માલમ પડયું કે તેમની બધી જ પૂંજીમિલકત તેમણે ઉડાવી દીધાં હતાં. પિતાના મૃત્યુ બાદ રેબેકા એકલી પડી ગઇ. પછી તો મોટી મોટી મિજલસોમાં જઇને તે ગાતી-વગાડતી ને જે મળતું તેથી ગુજરાન ચલાવતી. રા–તાઇ સાથે તેને પરિચય કેમ થયો, એ વિદેશી વૃદ્ધે તેના લાલનપાલનો ભાર કેમ માથે લીધો, તેની મને ખબર નથી. સાંભળ્યું છે કે રા–તાઇ ખૂબ ધનવાન છે. તે સંગીતનો જબરો શોખીન છે. રેબેકાની સંગીતનિપુણતા જોઇને જ તેને એના પર દયા આવી હોય. ત્યારથી એટલે કે છેલ્લાં પાંચ વરસથી બંને સાથે રહે છે."

લેડી બેનહામની વાત સાંભળી હું વિચારમાં પડયો. થોડા જ વખતના રા–તાઇના પરિચય પરથી મને લાગ્યું હતું કે દયાથી પ્રેરાઇને એણે રેબેકાને આશ્રય આપ્યો હોય એ કદી બને નહિ. ત્યારે બંને વચ્ચે એવો નિકટનો સંબંધ કયાંથી? હું તે સમજી ન શકયો.

થોડી વાર પછી મેં લેડી બેનહામને કહ્યું: "આ ઇતિહાસ સાંભળ્યા પછી રા–તાઇ સાથે વાતચીત કરવાની મને ઉત્કંઠા થઇ છે. તેનું ઠેકાણું આપો તો અત્યંત આભારી થઇશ."

લેડી બોલ્યાં: "પણ તેનું ઠેકાણું તો હું પણ નથી જાણતી. મિ. રા–તાઇ ક્યારે ક્યાં રહે છે તે કોઇને જણાવતા નથી. છતાં એ વિષે આપને કંઈક જણાવું છું. આપ સર જ્યોર્જ મૂલરને ઓળખતા હશો."

મેં જવાબ આપ્યો: "આપ પેલા ઓરીએન્ટલ મ્યુઝિયમના સંરક્ષકની વાત કરો છો ને? તેમની સાથે તો મારો સારો પરિચય છે. તેઓ કેટલોક વખત મિસર પણ રહ્યા હતા. મારા પિતાના તેઓ મિત્ર છે."

લેડી બેનહામ બોલ્યાં: "આપ તેમને મળો. મને લાગે છે કે તેઓ આપને રા–તાઇનું ઠેકાણું કહેશે. મેં પણ તેમના દ્વારા જ રા–તાઇને નિમંત્રણ આપ્યું હતું."

લેડી બેનહામનો આભાર માની હું ઊઠ્યો. લેડી તે વેળા બોલ્યાં: "મિ. પરમાર, આપની તબિયત ખૂબ લથડી ગયેલી લાગે છે. કોઇ સારા દાક્તર પાસે જાઓ તો? પરદેશમાં શરીરની સંભાળ ન રાખશો તો આફતમાં આવી પડશો. જરા બેસો. ચા બા પીને જ જાઓ."

હું હસ્યો. તેમના સદ્ભાવ માટે ફરી આભાર માન્યો. મારો રોગ શો હતો તે તો હું સારી પેઠે જાણતો હતો. દાક્તર પાસે જાઉં તો ય માનસિક વ્યાધિનો તેની પાસે ઉપાય શો હોય?

ચા પીતાં અડધો કલાક થઇ ગયો. તે પછી વિદાય લઈ હું ઉપડ્યો. ગાડીવાળાને મેં ઓરીએન્ટલ મ્યુઝિયમ તરફ ગાડી લેવા કહ્યું. મ્યુઝિયમ ત્યાંથી બહુ દૂર નહોતું. ત્યાં તો હું ઘણી વાર જતો.

સર જ્યોર્જની ઓફિસે જતાં તેઓ સામે જ મળી ગયા. પ્રાચીન મિસરના ઇતિહાસના તેઓ જબરા અભ્યાસી હતા. તેઓ જબરા શોખીન હતા. તેમની આર્થિક સ્થિતિ પણ સારી હતી. દયાળુ પણ ખૂબ હતા. દીનદુ:ખી

કે આફતમાં સપડાઈ ગએલાં માણસોને તેઓ વારંવાર પૈસાટકાની મદદ કરતા.

મને જોતાં જ હસીને તેમણે હાથ લંબાવ્યો. પછી બોલ્યા: "મિ. અનુપ, કેમ, આજ દિન સુધી ક્યાં ગયા હતા? ઘણે દિવસે મળ્યા. તમારા એક ચિત્ર વિષે તો આજકાલ ખૂબ પ્રશંસા સાંભળી છે."

મેં વિનયપૂર્વક જણાવ્યું: "અહીં પ્રશંસા તો આજકાલ ખૂબ સોંઘી થઈ ગઇ લાગે છે."

સર જ્યોર્જ હસીને બોલ્યા: "પણ આજે તમે કેમ ભૂલા પડયા? કામ વિના તો આવો એવા નથી. અરે, પણ તમે આટલા બધા લેવાઇ કેમ ગયા છો?"

બધા જ મને માંદલો જુએ છે! એ તે કેવી વાત? પણ સર જ્યોર્જને એ વિષે કશું જ ન કહેતાં હું બોલ્યો: "ના, ના, એવું તો ખાસ કશું નથી. આપને એક વાત પૂછવા આવ્યો છું. પણ મારી વાતથી આપ નવાઈ ન પામશો."

સોનાની ફ્રેમવાળા ચશ્માામાંથી સર જ્યોર્જ ઘડીભર મારી સામે ટગર ટગર જોઇ રહ્યા. પછી બોલ્યા: "એવી તે શી વાત છે?"

મેં કહ્યું: "હાલમાં લંડન ખાતે એક પરદેશી વૃદ્ધ આવ્યો છે તે વિષે આપ કંઈ જાણતા હો, તો મને જણાવશો?"

સર જ્યોર્જ બોલ્યા: "તમે કયા વૃદ્ધની વાત કરો છો? મને કંઇ સમજ પડી નહિ."

"તેનું નામ રા-તાઇ. સાંભળ્યું છે કે તે મિસરના રહીશ છે."

મારી વાત સાંભળી સર જ્યોર્જ મૂગા મૂગા મારી સામે પળ વાર જોઈ રહ્યા. એકાએક તેમનું પ્રફુલ્લ મુખ કરમાઇ ગયું. તેઓ કંઈક ચમકયા હોય એમ મને લાગ્યું. પણ પોતાના મનોભાવ છુપાવી તે બોલ્યા: "તમારે એ વૃદ્ધની શી જરૂર પડી?"

"કેટલાંક કારણસર હું આપના પ્રશ્નનો જવાબ આપી શકતો નથી તે માફ કરશો. આપ એને વિષે જે કંઈ જાણતા હો તે મને જણાવશો તો આપનો અત્યંત આભાર થશે. આશા છે કે આપ મને નિરાશ ન કરશો."

સર જ્યોર્જ એકદમ ખુરસી પરથી ઊભા થઈ ગયા. પછી ઝડપથી ઓરડામાં આંટા મારવા લાગ્યા. કેટલીક પળ સુધી તેઓ ગંભીર ચિંતામગ્ન જણાયા. એ પછી મારી સામે ઊભા રહી તેઓ ધેરા સ્વરે બોલ્યા: "જો અનુપ, હું તારા પિતાનો મિત્ર છું. તારે માટે મને લાગણી છે. એટલે જ કહું છું કે એ વૃદ્ધ વિષે જાણવાની જરા ય ઉત્સુકતા રાખીશ નહિ. મારું માનતો હો તો એનો પડછાયો પણ લઇશ નહિ. તે રહે છે તે તરફનું ઓશિકું પણ કરીશ નહિ. એને તું ઓળખે છે? કાળોતરા સાપ જેવો એ ભયંકર છે, ને શયતાન જેવો દુરાચારી છે. તેનું હૈયું પથ્થર કરતાં પણ કઠણ છે. દયા, માયા, સ્નેહ, મમતા જેવી સુકોમળ લાગણીઓ તેના હૃદયમાં ઊંડે ઊંડે પણ મળશે નહિ. તે કેવો ભયંકર છે તે શબ્દોમાં પણ વર્ણવી શકાય એમ નથી. એટલે હું વૃદ્ધની વાત ગળે ઊતરતી હોય તો આટલેથી જ માંડી વાળ. તું એના પંજામાં સપડાયો છે એ વાત જાણ્યાથી મને જેવો આઘાત થશે, તેવો ખુદ તારા મોતના સમાચાર વડે પણ નહિ થાય એ તને નક્કી કહી રાખું છું. એ મિસરવાસી રા–તાઇનો તો મને શયતાન કરતાં પણ અધિક ડર છે."

મેં પૂછ્યું: "સાચે જ, મિસરમાં તેનો જન્મ થયો છે?"

"હા. મિસર દેશના પ્રાચીન ફેરાઓ રાજવંશના પુરોહિતકુળમાં તેનો જન્મ થયો છે. એનું કુળ અતિ પ્રાચીન છે, એટલું જ નહિ પણ હજારો વરસથી તેનું અસ્તિત્વ છે એમ કહેવાય છે."

"એને વિષે બીજું કંઈ આપ જાણો છો ખરા?" એમ પૂછીને મેં ઊંચું જોયું તો સર જ્યોર્જ અદબ વાળી મારી સાથે વાત કરી રહ્યા હતા. મેં જોયું તો તેમના બંને હાથ ધ્રૂજતા હતા! આશ્ચર્યભેર હું તેમની

સામે જોઈ રહ્યો.

સર જ્યોર્જ થોડી વાર કશું બોલ્યા નહિ. પછી ધીમેથી ધીરે બોલ્યા: "એ અદ્ભુત ડોસા વિષે હું જે કંઇ જાણું છું તે બધું તારી આગળ કહેતાં મારી હિંમત જ ચાલતી નથી. જીવનભરમાં એ હું કોઇને કહેવાનો પણ નહિ. તારા પર મને અત્યંત લાગણી હોવા છતાંય હું તે જણાવી શકતો નથી. કૃપા કરીને મને હવેથી એ વિષે કંઈ પૂછીશ જ નહિ. પૂછશે તોય તેનો ઉત્તર નહિ મળે."

મેં કહ્યું: "મારા પ્રશ્નથી આપ આટલા બધા બાવરા કેમ થઇ ગયા છો તે મને સમજાતું નથી. મારાથી ન રહેવાયું ત્યારે જ એને વિષે જાણવા હું આપની પાસે આવ્યો છું; માત્ર કુતૂહલ સંતોષવા જ આવ્યો નથી. હું શા કારણે આટલો અધીરો થઈ ગયો છું તે આપને કહી શકતો નથી; કેમકે એમાં મારી પ્રતિષ્ઠાનો સવાલ છે."

સર જ્યોર્જે મારી વાત શાંતિથી સાંભળી. પણ તેમણે કશો જ ઉત્તર વાળ્યો નહિ. તેમણે ટેબલ પરથી એક છાપું ઉઠાવ્યું. પછી એક જગ્યાએ નિશાની કરી મને વાંચવા આપ્યું. મેં જોયું તો તેમાં મારી શેરીમાંના ખૂનના સમાચાર હતા! પોલિસ એ ખૂનની બાતમી માટે કેટલી જહેમત ઉઠાવી રહી હતી તેનું પણ સમાચારને અંતે વર્ણન હતું. પણ સમાચાર મારાથી ક્યાં અજાણ્યા હતા? છાપું ટેબલ પર રાખી મેં કહ્યું: "વાંચી ગયો. મને તો કંઇ સમજાયું નહિ."

સર જ્યોર્જ બોલ્યા: "પણ હું બધું જાણું છું. એ દુકાનદાર તારો પડોશી છે. એક સાક્ષીએ તો જણાવ્યું પણ છે કે ખૂનની રાતે એક જણુ તારા ઘરમાંથી નીકળેલો તે તેણે નજરે જોયો હતો. સાક્ષીએ તેને તારા ઘરમાં પ્રવેશતો પણ જોયો હતો. મને લાગે છે કે એ બનાવ પરથી જ રા–તાઈ વિષે જાણવા તું મારી પાસે આવ્યો છે."

મેં કહ્યું: "રા–તાઇને એ બનાવ સાથે કંઈ સંબંધ છે એવો આપને શક છે?"

સર જ્યોર્જ બોલ્યા: "એ વિષે હાલ હું કંઇ જ કહી શકતો નથી." મેં જોયું કે સર જ્યોર્જ પાસેથી કંઇ પાર પામવાનો સંભવ નથી. છતાં મેં પૂછયું: "ભલે. એ અંગે આપ કંઇ ન કહો, પણ એનું સરનામું જણાવવામાં તો આપને કંઈ હરકત ન હોય એમ હું માનું છું. લેડી એનહામ પાસેથી મેં સાંભળ્યું છે કે આપ એનું સરનામું જાણો છો."

સર જ્યોર્જ બોલ્યા: "હા. જાણું છું. પણ તેથી તને કશો જ લાભ નથી."

મેં પૂછયું: "કેમ ?"

સર જ્યોર્જ બોલ્યા: "તે પેલી રેબેકા સાથે આજે સવારે જ ઇંગ્લાંડમાંથી ચાલ્યો ગયો છે. તો પછી તેનું લંડનનું સરનામું તારે શા ખપનું ?"

સર જ્યોર્જની વાત સાંભળી હું નિરાશ બનીને બેસી રહ્યો.

સર જ્યોર્જ બોલ્યા: "તું જે આશાથી મારી પાસે આવ્યો હતો તે પાર ન પડેલી જોઇને મને ભારે દુ:ખ થાય છે. રા-તાઇ આ દેશમાં પાછો આવે એવો પણ હાલ ઝાઝો સંભવ નથી. એટલે એને માટે નકામી તલાશ કરીશ જ નહિ. એ બધી વાત ભૂલી જાય એમાં જ તારું કલ્યાણ છે."

હું બોલ્યો: "એક વાર પણ તેને મળ્યા વગર મને શાંતિ વળે એમ નથી. તેને મળ્યા પછી કદાચ હું પૂરેપૂરો પાયમાલ થઈ જાઉં તો તેની પણ મને પરવા નથી. મિત્રદાવે હું તેને મળવા માગું છું એમ તો આપ માનશો જ નહિ. એટલે ગમે તે થાય, પણ હું તેને મળવા અત્યંત ઉત્સુક છું. એનો ભેટો કેમ કરીને થઇ શકે, તે રસ્તો પણ આપ દર્શાવી ન શકો ?"

સર જ્યોર્જ થોડી વાર વિચારમાં પડયા. પછી બોલ્યા: "કંઈ ઉપાય હશે, તો વખત આવ્યે તને જરૂર જણાવીશ."

સર જ્યોર્જ પાસેથી વિદાય લઇને હું ઘેર આવ્યો. કેટલીક વાર પછી મ્યુઝિયમનો એક દરવાન મને એક કાર્ડ આપી ગયો. સર જ્યોર્જે

તેના પર પેન્સિલથી લખ્યું હતું: "તું એને વિષે જાણવા ખૂબ જ ઉત્સુક થયો છે તો જણાવું છું: ઇટાલી દેશના નેપલ્સ શહેરમાં કાર્લો એન્જેલાટિ નામના એક જણ પાસેથી તેનો પત્તો મળશે. નેપલ્સમાં 'સાન્ કાર્લો' થિયેટર પાસે અરજીઓ લખવાની તેની દુકાન છે."



# પ્રકરણ પાંચમું

## નેપલ્સમાં

ઇટાલી તો યુરોપનું નંદનવન છે. આપણું પૃથ્વી પરનું સ્વર્ગ કાશ્મીર ને ઇટાલી બંને સરખાં. કેટલા ય કવિ, કેટલા ય ઇતિહાસકારો અને કેટલા ય ચિત્રકારોએ પુરાણા સમયથી એના નિઃસર્ગરમણીય દૃશ્યો, સુશોભિત લીલી કુંજો અને ઐતિહાસિક ઘટનાઓથી ચિરસ્મરણીય રંગભૂમિનાં મુક્ત કંઠે ગુણગાન ગાયાં છે. હું એક ક્ષુદ્ર ગુજરાતી ચિત્રકાર તેમાં શો નવો વધારો કરી શકું ?

કુદરતનાં રમણીય દૃશ્યો પરત્વે નેપલ્સ નગર ઇટાલીનાં અનેક શહેરો કરતાં શ્રેષ્ઠ છે. પણ ઉનાળામાં જેઓ ત્યાં રહ્યા હશે તેઓ જ એ સમયે ત્યાં કેટલી અકળામણ થાય છે તે જાણતા હશે. મુસાફરો એ વખતે નેપલ્સ બહુ જતા નથી. હું રા-તાઇની શોધમાં નીકળ્યો ત્યારે ત્યાં ઉનાળો જ હતો.

રાત્રે લગભગ એક વાગે નેપલ્પસના સ્ટેશને મારી ટ્રેન ઊભી રહી. સરસામાન લઇને એક પૂર્વપરિચિત હોટલમાં જઈ મેં મુકામ કીધો. મારા મનમાં અશાંતિ ને ઉદ્દગનો પાર નહોતો. જ્યાં સુધી રા-તાઇનો મેળાપ ન થાય ત્યાં સુધી મને શાંતિ વળે એમ નહોતું.

હોટલમાં જઈને સુંવાળી શય્યા પર મેં દેહ લંબાવ્યો. પણ ઊંઘ શેની આવે ? પડયો પડયો પાસાં ઘસવા લાગ્યો. પણ આખરે કંટાળ્યો.

પથારી છોડી હું બારી પાસે જઇને ઊભો. પૂર્ણિમાની ચાંદની જોઇને હું મુગ્ધ બની ગયો.

એવી મનોહર રાત મેં લંડનમાં કદી જોઇ નહોતી. સ્વચ્છ નિર્મળ આકાશમાં ચંદ્ર હસી રહ્યો હતો. એ હાસ્યમાં જાણે આખું નગર નાહી રહ્યું હતું. મારી સામે જ બંદર હતું. હું ક્યાંય સુધી બંદરની રાત્રિશોભા નિહાળી રહ્યો. દૂર દૂર સુપ્રસિદ્ધ જ્વાળામુખી વિસુવિયસ ઉન્નત મસ્તકે ઊભો હતો. ચંદ્રના અજવાળામાં ગિરિશૃંગોની હારમાળા આકાશમાં ફેલાયેલા ધૂમસ જેવી લાગતી હતી. એ પ્રકૃતિલીલાથી હું મુગ્ધ થઇ ગયો. ઘડીભર મનના સંતાપ વિસરી ગયો. પણ થોડી જ વારમાં રા-તાઈ સાથે ફરતી રેબેકાની સ્વપ્નસુંદર મૂર્તિ મારી નજર સામે આવીને ઊભી. જાણે કરુણ દૃષ્ટિએ મારી સામે જોઇને તે મારી મદદ માગી રહી હોય એમ મને લાગ્યું. તેનો મીઠો કંઠસ્વર, તેની વાયોલિનનો પેલો સુલલિત સુમધુર ઝંકાર મારા કાનમાં ગૂંજવા લાગ્યો. રેબેકા અત્યારે અહીં જ હતી. હું પણ ત્યાં જ આવી પડ્યો હતો! એ વિચાર આવતાં જ મારું હૃદય આનંદથી નાચી ઊઠ્યું.

લગભગ એક કલાક હું અગાસીમાં ઊભો રહ્યો. રાત્રિના મીઠા પવનની ઠંડી લહેરોથી મારું તપ્ત મગજ શાંત બન્યું. મને કંઇક નિરાંત લાગી. હું પાછો પથારી પર આવીને સૂઇ ગયો. પાંચ જ મિનિટમાં મને એવી ઊંઘ આવી ગઈ કે ઠેઠ બીજે દિવસે સવારે નવ વાગે ઊઠ્યો!

વહેલો વહેલો હું ઊઠી પડ્યો. દાતણપાણી પતાવી નાહી લીધું. થોડો નાસ્તો કરી લીધો. પછી પેલા અરજીનવીસ એન્જેલાટિની શોધમાં નીકળ્યો. 'સાન્ કાર્લો' થિયેટર મારી હોટલથી બહુ દૂર નહોતું. ગાડી ભાડે કરી થોડા જ વખતમાં હું ત્યાં જઇ પહોંચ્યો. સર જ્યોર્જ મૂલરે લખેલું કાર્ડ મારી પાસે જ હતું. તે ગજવામાંથી કાઢી હું એન્જેલાટિની શોધમાં થિયેટરની ચારે બાજુ ઘૂમી વળ્યો. પણ કમનસીબે તેનો પત્તો જ લાગ્યો નહિ!

ભમતાંભમતાં એક સ્થળે મેં એક યુવકને સિગારેટ પીતો ઊભેલો જોયો. મેં તેને એન્જેલાટિ વિષે પૂછ્યું. તે થોડી વાર મારી સામે ટગરટગર જોઇ રહ્યો. કાંચનવર્ણો તે ઇટાલિયન યુવક કાળા ગુજરાતી જેવા મને જોઇને જાણે કાફ્રી કે હબસી સમજ્યો હોય તેમ કંઇ બોલ્યો નહિ. બેત્રણ મિનિટ સુધી તો તે એટલા વિસ્મયમાં રહ્યો કે સિગારેટ તેના મોંની લગોલગ બળી રહી હતી તેનું પણ તેને ભાન રહ્યું નહિ. મને નખશિખ જોઈ લીધા પછી તે બોલ્યો: "ક્યાંથી આવો છો?"

"લંડનથી."

એક લાંબો દમ ખેંચી તે બોલ્યો: "આપ અંગ્રેજ તો નથી જ લાગતા."

"ના. હું હિંદી છું."

"એ વળી કયો દેશ?"

હું કદાચ યુરોપમાં નવોસવો આવ્યો હોત તો મને એ યુવકના અજ્ઞાનથી નવાઇ લાગી હોત; પણ યુરોપના કેટલાક લોકો આપણા દેશથી કેટલા અજાણ્યા છે તે હું સારી પેઠે જાણતો હતો, એટલે એની પૂછપરછથી મને કંટાળો આવ્યો. હું બોલ્યો: "તમારી સાથે એવી લાંબી કથા ઉકેલવાનો મને વખત નથી. તમે તેને વિષે કંઇ જાણો છો કે નહિ તે જ મને કહો. ખાસ કામસર જ મારે તેને મળવું છે."

લગભગ પૂરી થએલી સિગારેટને દૂર ફેંકતાં યુવક બોલ્યો: "એ નામનું કોઇ જ અહીં રહેતું નથી."

એટલામાં એક–ઘણુંખરું તેનો મિત્ર-બીજો યુવાન ત્યાં આવ્યો ને પૂછવા લાગ્યો: "એ શું પૂછે છે?"

પેલો યુવક બોલ્યો: "એન્જેલાટિ નામનું અહીં કોણ છે? તેને એ મળવા માગે છે."

"એ વળી કોણ?" એટલું બોલીને આવનાર યુવાન ચાલતો થયો.

હતાશ થઇને હું આગળ ચાલ્યો. રસ્તામાં એક ઊંચો ને સુકકો યુવાન મને મળ્યો. તે રસોઈયો હશે કે ઘરચાકર એ મને ના સમજાયું. મેં તેને પૂછ્યું: "અહીં કોઈ એન્જેલાટિ નામનો અરજીનવીસ રહે છે? કયાં રહે છે તે જાણો છો?"

"હા."

કોણ જાણે કેમ મને તેના પર વિશ્વાસ બેઠો નહિ. જાણે મારા જેવા કાળા વિદેશીની મસ્કરી તે કરતો હોય તેમ મને લાગ્યું. કાળા લોકોને જોઇને યુરોપના મજૂરહેલકરીઓ પણ મસ્કરી કરવાનું ચૂકતા નથી. હું બેપરવાઇથી તેની સામે જોઇને બોલ્યો: "તમે તેને ચોક્કસ ઓળખો છો?"

"ઓળખું છું. તે મારા કાકા થાય. મારા બાપના નાના ભાઇ."

યુવકની આ વાત પણ સાવ મસ્કરીઠઠ્ઠા જ લાગી. તો પણ હું બોલ્યો: "આપ એન્જેલાટિના ભત્રીજા જ છો તો તો ફિકર જ શી? મને એનું ઠેકાણું બતાવશો?"

નેપલ્સના હલકા વર્ણના લોકો અત્યંત લોભી હોય છે. કાંઇ પણ પરખાવો નહિ તો ઉપકાર કરવા તૈયાર ન થાય. મને આ યુવક પણ તેવો જ લાગ્યો. મારી વાત સાંભળી તેણે જમણો હાથ લંબાવ્યો: "કંઈ આપશોઆપશો ખરા? મહેનતાણું મળે તો તરત જ તમને તેમની પાસે લઇ જાઉં. એમ મફતનો હું ન અથડાઉં. વખતની પણ કિંમત છે."

એન્જેલાટિને મળવા માટે હું ગમે તેટલું નાણું ખરચવા તૈયાર હતો. લંડનથી અહીં આવતાં મેં સારી પેઠે ખરચ કર્યો હતો. એટલે તેના હાથમાં પણ થોડીક દક્ષિણા મૂકી. ગજવામાં તે સેરવીને મને તે એક ગલીમાં લઈ ગયો. નેપલ્સની નાની નાની ગલીઓ જેવી ગંદી ગલીએ: બીજે કયાંય હશે નહિ. એ સાંકડી ગલીઓમાં બંને બાજુએ એટલાં તો ઊંચાં મકાનો હોય છે કે સૂર્યનાં કિરણ પણ આવી શકે નહિ. ઘણુંખરું દરેક મકાનના ઝરૂખા બહાર પડતા હોય છે અને બંને બાજુના મકાનોના

એ ઝરૂખાઓ એકમેકને એવા અડકેલા હોય છે કે એક ઘરમાંથી બીજા ઘરમાં ખુશીથી ચાલ્યા જવાય. એ બધાં મકાનોને ભોંયતળિયે નાની નાની દુકાનો હોય છે.

એ ગલી પાર કરીને અમે બીજી ગલીમાં વળ્યા. તે ગલીને નાકે એક મકાનને ભોંયતળિયે એક દુકાન નજરે પડી. તેમાં જૂનાંપુરાણાં વાજિંત્રો ગોઠવેલા હતાં.

તે દુકાનની નજીક લઈ જઇને યુવક બોલ્યોઃ "આ રહી એન્જેલાટિ કાકાની દુકાન. પહેલાં તેઓ સાન કાર્લો થિયેટર પાસે અરજીનવીસ મુખ-ત્યારનો ધંધો કરતા ને આ તેમના ભાઇની દુકાન હતી. પણ ભાઇ ગુજરી જવાથી હવે આ દુકાને આવ્યા છે ને વાજાં વેચે છે. વાયોલિન કહો કે ફ્લ્યુટ કહો કે પછી હારમોનિયમ કહો, ગમે તે જાતનું વાજિંત્ર તમને અહીંથી જ સસ્તામાં મળે. ઇટાલીમાં બીજે ક્યાં ય નહિ."

જાણે હું વાજાંનો વેપારી ન હોઉં એમ જ તે વાત કરતો હતો! મેં વળી તેને વધારે દક્ષિણા આપી. એટલે તે ખુશ થતો ચાલ્યો ગયો. દુકાનમાં જતાં જ હું ઠરી ગયો. ક્યાં ય ઊભા રહેવાની જગ્યા મળે નહિ. જ્યાં જુઓ ત્યાં વાજિંત્રો જ વાજિંત્રો! એક ખૂણામાં એક જૂના ટેબલ પાસે હાથા વિનાની ખુરસી પર બેઠો બેઠો એક વૃદ્ધ કંઇ લખી રહ્યો હતો. કરચલીવાળું શરીર, માથું મૂંડેલું ને ધોળી દાઢી છાતી પર પથ-રાયેલી—એવો તે વૃદ્ધ હતો.

મને દુકાનમાં પેસતો જોઇને હાથમાં કલમ રાખી તે ઊભો થઇ થયો. આંખો મટમટાવી તે બોલ્યોઃ "કેમ સાહેબ, શો હુકમ?"

"સિનોર એન્જેલાટિને મારે મળવું છે. લંડનથી ખબર મળી છે કે 'સાન કાર્લો' થિયેટર નજીક એમની દુકાન છે."

વૃદ્ધ બોલ્યોઃ "મારું જ નામ એન્જેલાટિ. આપે જે ઓળખાણ આપી તે બરાબર છે. કાર્લો થિયેટર પાસે જ મારી દુકાન હતી. પણ થોડા વરસથી ભાઇ ગુજરી જતાં આ દુકાન લઇ બેઠો છું. મારી આ દુકાને

આખા ઈટાલીમાં તમને ન મળે એ જાતનાં વાયોલિન, ફ્લ્યુટ કે બ્યૂગલ જેવાં વાજિંત્રો સસ્તામાં મળશે. બેંડનો બધો સરસામાન પણ હું રાખું છું. મારી દુકાનમાં મળે તેવાં જૂનાં વાજિંત્રો તમે આખું ઇટાલી ભલે ને ફરી વળો, મળે જ નહિ ને! તમારે શું જોઇએ છે?"

"હું વાજિંત્રો ખરીદવા નથી આવ્યો. ફક્ત એક વાત પૂછવા જ ઇંગ્લાંડથી આટલે દૂર આવ્યો છું."

માથું હલાવતાં હલાવતાં ડોસો બોલ્યો: "હા, હા, બરાબર! એ દેશ મારાથી કયાં અજાણ્યો છે? જબરો મુલક. લોકો પણ ભારે પૈસાદાર. મારા પર તો એ દેશથી જાત જાતના કાગળો આવે છે. એ દેશના બેચાર ડોસા જોડે મારે દોસ્તી પણ છે. પણ આપ અંગ્રેજ નથી લાગતા. કયાંથી, આફ્રિકાથી આવો છો?"

ઓ મારા બાપ! આ તો મને આફ્રિકાવાસી સમજતો હતો! મેં કહ્યું: "ના હું પૂર્વનો—હિંદુસ્તાનનો રહીશ છું."

ડોસાએ હિંદનું નામ પહેલી જ વાર સાંભળ્યું હતું! તે બોલ્યો: "એ વળી કયો મુલક?"

"એ ઘણે દૂર આવ્યો. પણ હાલ તો હું ઇંગ્લાંડથી આવું છું. આપની પાસેથી એક જણનું સરનામું જોઈએ છે. આજ સુધી તે ઇંગ્લાંડ જ હતો. થોડા જ દિવસ પર અહીં આવ્યો છે."

"તે આપના દેશનો છે કે અંગ્રેજ છે?"

"ના. તે નથી મારો દેશબંધુ કે નથી અંગ્રેજ. તે કયાંનો છે તે પણ હું જાણતો નથી. પણ હાલમાં ઇંગ્લાંડથી આવ્યો છે એટલી જ ખબર છે. તેની થોડી બાતમી મારે જોઈએ છે."

"તેનું નામ શું? જાણતો હઈશ તો જરૂર કહીશ."

થોડી વાર વિચાર કરી મેં જવાબ આપ્યો: "તેનું નામ રા–તાઈ. મિસરનો રહીશ છે એવી મને ખબર મળી છે."

મેં કંઇક કલ્પ્યું હતું તેવું જ બન્યું. એ શયતાન વિષે પૂછતાં જ એન્જેલાટિ બે ડગલાં પાછળ હટી ગયો! ભયવિસ્મયથી મારી તરફ થોડી વાર જોઈ રહ્યો. ઘુંટાતે ગળે બોલ્યો: "રા–તાઇ ! ના ભાઇ, મેં તો એ નામ આજે જ સાંભળ્યું. મને એની કશી ખબર નથી."

તેના મોંના ભાવ પરથી હું જાણી ગયો હતો કે રા-તાઈથી તે જરા ય અજાણ્યો નથી. તે જૂઠું કેમ બોલ્યો તેની મને સમજ પડી નહિ. સમજાવ્યા પટાવ્યાથી કામ સરતું હોય તો તેમ કરી જોવાનો મેં વિચાર કર્યો. હું બોલ્યો: "મને લાગે છે કે આપ તેને ઓળખો જ છો. પણ હાલ ભૂલી ગયા છો. જરા બરાબર યાદ કરી જુઓ" સર જ્યોર્જ મૂલરનો કાર્ડ મારી પાસે જ હતો. તે એન્જેલાટિના હાથમાં મૂકતાં હું બોલ્યો: "આ જુઓ, ઇંગ્લાંડના એક સંગ્રહસ્થાનના સંરક્ષકે આ કાગળ આપ્યો છે. તેમાં લખ્યું છે કે રા–તાઇની બાતમી આપની પાસેથી મળશે જ. તેમના જેવા માણસ કંઈ અદ્ધરતાલ લખે નહિ."

ડોસાએ નાકે ચશ્માં ચઢાવ્યાં. મહામહેનતે તે કાગળ વાંચવા લાગ્યો. પછી મોં ઊંચું કરીને તે બોલ્યો: "હા. એ તો જોયું. નામ મારું જ છે. પણ હું એને ઓળખું છું, તેનું ઠેકાણું જાણું છું, તે વાત એમણે ક્યાંથી જાણી? હું આપની જિજ્ઞાસા પૂરી કરી શકું એમ નથી. પણ આપ સજ્જન લાગો છો અને ખૂબ જ દૂરથી ભારે મહેનતે આવ્યા છો એટલે આપને નિરાશ કરવા ઉચિત નથી. આપ આપનું સરનામું મને આપી જાઓ. આપ જેને ખોળો છો તે કદાચ મને મળી પણ જાય. તો તો હું તમને જરૂર ખબર આપીશ. હાલ તો એથી વધારે હું કંઈ કહી શકું નહિ."

મને લાગ્યું કે ડોસો રા–તાઇનું ઠેકાણું જાણે છે, પણ કોઇ કારણથી કહેતો નથી. એટલે ઝાઝી લપછપ મૂકી દઇને મેં પેલા જ કાર્ડ પર મારું નામ ને ઠેકાણું લખી આપ્યું. કાર્ડ ડોસાને સોંપી હું ચાલતો થયો.

ડોસા પાસેથી નીકળી ભમતો ભટકતો હું હોટલ તરફ ચાલવા

લાગ્યો. એટલામાં મારે કાને ઘોડાગાડીનો ખડખડાટ પડયો. ગાડી ખૂબ જ વેગથી આવતી હતી. હું વિચારમાં ને વિચારમાં ચાલતો હતો. એટલામાં ગાડી મારી નજીક આવી, ને હું બાજુએ ખસી ન ગયો હોત તો ચગદાઇ જ જાત. પણ હું કૂદકો મારી ફૂટપાથ પર ગયો ને ત્યાંથી નજર નાંખી તો......કેવું અચરજ ! ગાડીમાં રેબેકા બેઠી હતી ! મને જોઇને તે નવાઇ પામી હોય એવું મને લાગ્યું. પણ ગાડી એટલા તો વેગથી દોડતી હતી કે બેએક મિનિટમાં તો તે અદૃશ્ય થઇ ગઇ ! મૂઢ જેવો બનીને હું ઊભો રહી ગયો. મને થયું રેબેકા તો અહીં જ છે, તો પછી રા–તાઇ નેપલ્સ છોડીને બીજે ન જ જાય. મને ખાતરી થઇ ગઇ કે હવે તો રા–તાઇનો પત્તો લાગશે જ લાગશે. એક વાર તો તેને મળ્યા વિના ન જ છોડું.

હું આગળ કહી ગયો છું કે પરદેશીઓ નેપલ્સમાં ઉનાળો ગાળવા આવતા નથી, એટલે હોટલમાં ઝાઝી ભીડ નહોતી. આટલી મોટી હોટલ ખાલી જેવી હતી એમ કહું તો ય ખોટું નહિ. હોટલમાં જઇને મેં જમી લીધું. પછી બપોર કેમ વીતાડવી તેનો વિચાર કરવા લાગ્યો. એટલામાં જ એક જણે આવીને મારા હાથમાં પરબીડિયું મૂકયું. મેં ઝટઝટ તે ખોલ્યું. જોયું તો એન્જેલાટિને જે કાર્ડ હું આપી આવ્યો હતો તે જ તેણે પરત કર્યો હતો. તેની પાછળ જ લખ્યું હતું: “મિ. અનુપસિંહ જેને મળવા માગે છે તે આજે બપોરે ચાર વાગે પોંપીઆઇના ખંડિયેર મંદિર આગળ મળશે. ત્યાં એકલા જ ઊભા હશે. સાથે કોઇને લઇ જશો તો કામ પાર પડશે નહિ !”

આખા કાગળમાં કોઇ વ્યકિતનું તો નામ જ નહોતું. પણ તે ઠેકાણે ગયાથી રા–તાઇ જ મને મળશે એવી મને ખાતરી થઇ ગઇ.

ઘડિયાળમાં જોયું તો એક વાગ્યો હતો. પોંપીઆઇના ખંડિયેર મારી હોટલથી ઘણાં દૂર હતાં. ઘોડાગાડી કે આગગાડીમાં ત્યાં જવાય. પણ આવા તાપમાં ટ્રેનમાં જવા કરતાં ઘોડાગાડીમાં જવાનું જ મને ઠીક

લાગ્યું. હું થોડી વાર આડો પડ્યો ને ત્રણ વાગ્યા એટલે ગાડી ભાડે કરી પોંપીઆઇ જવા નીકળી પડ્યો.

ધીમે ધીમે લગભગ ચાર વાગે મારી ગાડી પોંપીઆઇ નગરનાં ખંડિયેરો પાસે પહોંચી. ભાડું ચૂકવી ગાડીવાળાને મેં વિદાય કર્યો. પછી એક ભોમિયાને પૂછી કાર્ડમાં જણાવેલા ખંડિયેર મંદિર પાસે પહોંચ્યો ને રા–તાઇની રાહ જોતો એક પથ્થર પર બેઠો. ઘડિયાળ કાઢીને જોયું તો ચારમાં થોડીક જ મિનિટ બાકી હતી.

સ્થળ તદ્દન નિર્જન હતું. કુદરત પણ જાણે સ્તબ્ધ બની ગઇ હતી. ઝાડનું પાંદડું પણ હાલે નહિ. માત્ર દૂર દૂર જતી ટ્રેનનો અવાજ સંભળાયો ને સ્મશાનશાંતિમાં જરા ભંગ થયો.

ઘડિયાળનો કાંટો ચાર પર પહોંચ્યો. એ જ વખતે પાછળથી અવાજ આવ્યો: "મિ. અનુપસિંહ, નમસ્કાર! તમને જોઇને અત્યંત આનંદ થયો. બરાબર વખતસર જ આવ્યો છું ને?"

હું ઊઠીને ઊભો થયો. પાછળ ફરીને જોયું તો રા–તાઇ ઊભેલો!



## પ્રકરણ ૩જું

### આમંત્રણ

રા–તાઇને જોતાં થોડી જ વારમાં મારા મનના બધાય સંકલ્પો તાપમાં રાખેલા બરફની પેઠે જાણે પીગળી ગયા! મારી હિંમત ને દઢતા ઓગળી ગયાં. શું બોલીને વાતનો આરંભ કરવો તે પણ મને સૂઝ્યું નહિ. રા–તાઈ જાણે મારા મનોભાવ સમજી ગયો હોય એમ મને લાગ્યું. હું કંઈ બોલું તે પહેલાં જ તે બોલ્યો: "હું ધારું છું કે સર જ્યોર્જ મૂલર પાસેથી પત્તો મેળવીને તું મને મળવા નેપલ્સ આવ્યો છે. પણ તને અહીં જોઈને મને જરાય નવાઈ લાગતી નથી. બેડી બેનહામને ઘેર

આપણે મળ્યા, તે જ દિવસથી હું જાણી ગયો હતો કે એક અઠવાડિયામાં જ આપણી અહીં મુલાકાત થશે!"

રા–તાઇને મોઢે આવી અતિશયોક્તિભરી વાત સાંભળી હું ચૂપ રહી શકયો નહિ. ઉશ્કેરાયેલે અવાજે હું બોલ્યો: "મિ. રા–તાઇ, અત્યાર પહેલાં મારા પર ભૂરકી નાખવા માટે આપે આપની વિલક્ષણ જબાન વાપરી છે. પણ હજુ ય સંતોષ નથી થયો કે આપ વધારે પડતી બહાદુરી બતાવવા નીકળ્યા છો? સર જ્યોર્જ મૂલરની પાસેથી પત્તો મેળવીને મેં આપનું આ ઠેકાણું શોધી કાઢયું છે, એ હું કબૂલ કરું છું. આપ ઇંગ્લાંડથી ચાલ્યા આવ્યા છો એ હું તેમની પાસેથી જ જાણી શકયો છું."

મારી વાત સાંભળી રા–તાઇ બોલ્યો: "અનુપ, તું હજી નાદાન છે, એટલે જ તને મારી વાત વધારે પડતી લાગે છે. તું હિંદુસ્તાનનું બાળક. નાની ઉંમરે વિલાયત આવવાથી તારું મગજ ભમી ગયું છે. ઇંગ્રેજોના બાહ્ય ચકચકાટનું અનુકરણ કરતાં તું શીખી ગયો છે. જડ વિદ્યા સિવાય જે અન્ય વિદ્યા છે તે એનાથી પણ લાખગણી ગૌરવશાળી છે. તેની તને કલ્પના પણ આવી શકી નથી. પણ તું જાણી લે કે લાંબા સમયની સાધનાથી માણસ જે શક્તિ મેળવી શકે છે, તેના વડે તે ભૂતભવિષ્યની બધી જ વાતો નખદર્પણમાંય જોઇ શકે છે. તારા દેશના પ્રાચીન યુગના ઋષિમુનિઓનું તપોબળ તું વિસરી ગયો? મને લાગે છે કે પ્રાચીન હિન્દુ ને પ્રાચીન મિસરવાસી એક જ જાતિના હતા, એક જ મહાતરુની તેઓ જુદી જુદી શાખા હતા, એ વાતની તને ખબર નથી. સંસ્કૃતિના આદિ યુગમાં કેવળ હિંદના લોકો જ નહિ, પણ અમારા મિસર દેશની કેટલી ય તપસ્યાપરાયણ વ્યક્તિઓ પણ એ શક્તિ મેળવી શકી હતી. એ સિવાય બીજી કેટલીક વાતો મારે કહેવાની છે, પણ ઊભાં ઊભાં તે કેટલીક વાત થઈ શકે? આવ, અહીં બેસીએ. પછી બધી વાત કરીએ."

તે ખંડિયેર મંદિરના પથ્થરોના કેટલા ય ઢગ અહીંતહીં વિખેરાયેલા

પડયા હતા. રા–તાઈ તેમાંના એક પથ્થર પર બેઠો. લાકડી પોતાની પાસે રાખી તે મારી તરફ જોઇ બોલ્યો: "છેલ્લા આપણે મળ્યા ત્યારે આટલા જલદી એકમેકને મળીશું એવું તને જરાય લાગ્યું નહિ હોય. મને લાગે છે કે પાછળથી તેં એવો નિશ્ચય કર્યો હશે. હવે, શા સારુ મને તું મળવા આવ્યો છે, બોલ !"

"આપની વાત પરથી તો લાગે છે કે આપ પ્રાચીન ઋષિમુનિઓ જેવા સર્વજ્ઞ છો, તો હું આપની પાસે શા માટે આવ્યો છું તે હું ધારું છું કે હું ન કહું તોય આપ જાણી ગયા હશો."

રા–તાઇ બોલ્યો: "અનુપ, મારે વિષે તારા મગજમાં કેટલીક ગેર-સમજ ભરાઇ બેઠી છે. કમનસીબે કેટલાક એવા બનાવ બન્યા છે કે તારા મગજમાં એવા ભ્રમ ઘર કરી બેસે એ સહજ છે. એ બનાવો પરથી જ તને મારા પર વિશ્વાસ નથી પડતો ને તું મને હિતેચ્છુ મિત્ર ન માનતાં શત્રુ માની બેઠો છે. બાબત આમ છે એટલે તારે શું કહેવું છે તે પહેલાં કહે. કદાચ મારાથી વિરુદ્ધ વાત હશે, તો પણ હું મારી નિર્દોષતા પૂરવાર કરી શકીશ. અગાઉ તું મારા પર એક ખૂનનો આરોપ મૂકી ચૂકયો છે, પણ તેનીય ચોખવટ થઇ ગઈ છે. હવે તારો શો અભિપ્રાય છે? અનુપ, હું વૃદ્ધ થયો છું. મારી ઉંમર કેટલી છે તેનું તો તું કદાચ અનુમાન પણ કરી શકે નહિ. આટલી ઉંમરે નવો શત્રુ ઊભો કરવાની મારી ઇચ્છા નથી. નસીબજોગે આટલી ઉંમરમાં હું ઘણાં દુ:ખ વેઠી ચૂકયો છું. જેને જેને મેં મિત્ર માન્યા છે તે બધા મને ઓળખી ન શકવાથી મને શત્રુ માની બેઠા છે. તું નાદાન છતાં બુદ્ધિશાળી છે. મને આશા છે કે મારી વાત પર સ્થિર ચિત્તે વિચાર કરીને તું યોગ્ય તોલ કરી શકીશ. મારી પાસે ધનનો તોટો નથી. પ્રતિષ્ઠિત ને શકિતશાળી મિત્રોનો પણ પાર નથી. આ દુનિયા પર હું ઇચ્છું ત્યાં મારી દૃષ્ટિ લંબાવી શકું છું. મારામાં જે શકિત છે તેની સાથે તારી શકિતનો સમન્વય થાય તો એના વડે પ્રાચીન દેશના બાળક આપણે બંને જણ એ એકત્ર શકિત વડે સમગ્ર યુરોપને એક વાર સ્તંભિત કરી દઈ શકીશું !"

રા–તાઇની વાત સાંભળી તે મારી સાથે મૈત્રી સાધવા આતુર બન્યો છે એમ મને થયું. પણ તેનું કારણ મને સમજાયું નહિ. મેં તેને કહ્યું: "મિ. રા–તાઈ, આપને વિષે બધી વાતનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે આપ પ્રતિષ્ઠિત લોકોના મિત્ર થવાને અયોગ્ય નથી. આપને માટે કંઇ ગેરવાજબી ધારણા મેં સેવી હોય તો તે માટે આપની અત્યંત માફી ચાહું છું. પેલી રાત્રે મારી શેરીમાંના એક દુકાનદારનું ખૂન થયું છે તે વિષે આપને કંઇ ખબર છે ખરી ?"

"હા. છાપામાં એ વિષે મેં સમાચાર વાંચ્યા છે ખરા. પણ એ વાત એકાએક મારી આગળ કાઢવાનું શું કારણ ? એ ખૂનના બનાવમાં હું જ જવાબદાર છું, એવું તું માને છે ?"

"તે રાતે બાર અને એકના ગાળામાં એ બનાવ બનેલો. તે જ રાતે એક વાગે એક જણ દુકાનદારની દુકાન પાછળથી જતો જોવામાં આવ્યો હતો. કોઇ સાક્ષીને મોઢેથી એ વાત પણ જાણવામાં આવી છે કે તે વ્યક્તિ મારા ઘરમાં પેઠી હતી. મને યાદ છે કે બરાબર એ જ વખતે આપ મારા ઘરમાં આવ્યા હતા. તે પરથી શું અનુમાન થઈ શકે તે આપ જ કહો."

"એ પરથી તો હું જ ખૂની છું એમ માની શકાય. પણ મેં છાપામાં એ પણ વાચ્યું છે કે એક ઇન્સ્પેકટર ખૂનની તપાસ માટે તારી પાસે આવ્યો હતો. તેને તેં કહ્યું હતું કે રાત્રે તો મારે ઘેર કોઇ આવ્યું ન હતું. એ વાત સાચી ?"

હું ઉશ્કેરાઇ જઇને બોલ્યો: "મિ. રા–તાઈ, મેં ઇન્સ્પેકટરને શું કહ્યું, ન કહ્યું તે તમારે જોવાનું નથી. મારા ખંડમાં આવીને એવા અકસ્માત આગમન માટે આપે શું કારણ દર્શાવ્યું હતું તે જ યાદ કરો. રસ્તામાં ફરવા નીકળ્યા હતા ને રસ્તો ભૂલી જવાથી ભમતાં ભમતાં અકસ્માત મારા ઘરમાં પ્રવેશ કર્યો હતો, એમ આપે નહોતું કહ્યું ?"

મારા ઉશ્કેરાટની જાણે કશી જ અસર ન થઇ હોય તેમ રા–તાઈ

બોલ્યો: "તારે બીજું શું શું કહેવું છે તે કહે. તે પછી હું બધી વાતનો ખુલાસો કરીશ."

મેં કહ્યું: "મારા ઘરમાં આવીને મિસરના પુરોહિત રા–મીસના મમીને હાથ કરવાની આપે ઇચ્છા બતાવી હતી. પણ તેનો મેં ઇન્કાર કર્યો હતો. મારી નામરજી જોઈ આપે જીદ કરી નહોતી. તે પછી મારી પાસેથી વિદાય લેતાં પહેલાં પ્રતિષ્ઠિત માણસની પેઠે તમે હસ્તધૂનન કર્યું. પછી મને બેધ્યાન જોઇને મારા પર હુમલો કરી મને ભોંયભેગો કર્યો ને મારી છાતી પર ચઢી બેઠા. બે હાથે ગળું દબાવી મને બેભાન કર્યો. તે પછી કઈ કુશળતાથી કાચની પેટીમાંથી મારું મમી તફડાવી સરકી ગયા તે હવે આપ જ કહો. નવાઇની વાત તો એ છે કે આવા નીચ કામ બદલ જરાય શરમાવાની વાત તો દૂર રહી, પણ આપ તો મારી મૈત્રી સાધવાનો આગ્રહ કરી રહ્યા છો! એ રીતે કોઇ પણ સજ્જન આપની મૈત્રીનો સ્વીકાર કરી શકે કે કેમ તેનો આપ જ વિચાર કરો."

મેં તો ધાર્યું હતું કે મારી સાફ સાફ વાતો સાંભળીને રા–તાઈ શરમાઇ જશે, પણ શરમનો છાંટો સરખો પણ તેનામાં જણાયો નહિ. મારી વાત સાંભળી તે બોલ્યો: "અનુપ, તારી વાત પરથી તો લાગે છે કે તું મને કડવૂત કરે છે. પણ મેં જે કર્યું છે તે કોઈ દુષ્ટ હેતુથી જ નથી કર્યું."

"આપની વાત સાંભળીને મને થાય છે કે કોઇ ચોરે ચોરી કરી હોય તે અદાલતમાં હાજર થઇને કહે કે મેં દુષ્ટ હેતુથી નહિ પણ પરગજુપણે ચોરી કરી છે! આપની આ વાત ખરેખર અદ્વિતીય છે એમાં શંકા નથી. એટલે જ તો ઇન્સ્પેક્ટરને મેં આપને વિષે જે વાત જણાવી છે તે આપને પ્રતિકૂળ નહિ પણ અનુકૂળ જ નીવડી છે. આપને પકડાવી દેવાનો પ્રયાસ ન કરતાં આપનો અપરાધ છુપાવવાની રમત રમીને મેં ખરાબ કામ તો કર્યું છે, પણ તેથી આપના પર તો ઉપકાર જ કર્યો છે."

રા–તાઇ બોલ્યો: "તારી એ વાત સાચી છે. મારા હિત માટે તેં

સાચી વાત છુપાવી તે માટે તું મારા આભારને પાત્ર છે. એક દિવસ તું જાણીશ કે હું અકૃતજ્ઞ તો નહિ જ પણ તું મને જેવો ખરાબ માને છે તેવો પણ નથી. હવે મમી વિષે કહું. દલીલ ખાતર કબૂલ કરું છું કે મમી લેવા માટે સ્વેચ્છાએ તે રાત્રે હું તારે ઘેર આવ્યો હતો. મમી મને આપી દેવા માટે મેં તને વારંવાર જણાવ્યું હતું. પણ મારાં વિનંતીકાકલૂદી, વિનય, ડરામણી બધાં જ નિષ્ફળ નીવડયાં. તેં મારું માન્યું નહિ, તો મારે બળાત્કારે તે હાથ કરવું પડયું. કબૂલ કરું છું કે મિત્રતાને છાજે એવું એ કામ નહોતું. પણ મેં જે કર્યું હતું તે મારા જેવા જ સંજોગોમાં આવી પડયો હોત તું પણ ખચીત કરત. તેને હાથ કરવા તેં ચોરી યે કરી હોત ને બળાત્કાર પણ કર્યો હોત. મને લાગે છે કે તને મારી વાત બરાબર નથી સમજાઇ. મારી બધી વાત તને દિલ ખોલીને કહી સંભળાવું છું, સાંભળ."

"હજી પણ ખુલ્લું કરવાનું શું બાકી છે? આપે જે કહ્યું છે તેથી જ આપના વિલક્ષણ હેતુની મને બરાબર જાણ થઇ ગઇ છે!"

પણ મારી વાત ન સાંભળતાં રા તાઇ કહેવા લાગ્યો: "મને લાગે છે કે સર જ્યોર્જ મૂલરે હું મિસરનો રહીશ છું એમ તને કહ્યું છે. તું હિંદુસ્તાનનો રહીશ છે. સાંભળ્યું છે કે તારા દેશમાં ચંદ્રસૂર્યવંશના લોકો હજી પણ છે. તેઓ પોતાના પૂર્વજો પ્રત્યે કેવી શ્રદ્ધા ને સન્માન ધરાવે છે, પોતાની વિરુદ્ધ કંઇ સાંભળતાં તેઓને કેવો આઘાત લાગે છે તે પણ તારાથી અજાણ્યું ન જ હોય. એ પ્રાચીન વંશ આજે હજારો વરસ થયા છતાં વિદ્યમાન છે. તેની શાખાપ્રશાખા દેશવિદેશમાં ફેલાયેલી છે. તારા દેશની પેઠે જ મારા મિસર દેશમાં પણ એક પુરાણો વંશ છે. મેં તેમાં જન્મ લીધો છે. એ વંશ મિસરમાં ત્રણ ત્રણ હજાર વર્ષ થયાં છતાં ય હજી અસ્તિત્વમાં છે. તારા પિતાએ પંદર વરસ પર કોઈ અંગ્રેજ પાસેથી જે રા—મીસનું મમી ખરીદ્યું હતું તેનો જ હું વંશજ છું. મિસરનો પ્રવાસી કોઈ અંગ્રેજ પુરાતત્ત્વની

શોધખોળના બહાના હેઠળ એ મમીને તેના જમાનાજૂના સમાધિસ્થાનેથી ચોરી કરીને લઇ જાય તો તેને અસલ સ્થાને પુનઃ સમાધિસ્થ કરવા માટે મારો આગ્રહ શા સારુ ન હોય? તારા ઘરમાંથી કોઈ વસ્તુ કોઇ ચોરી જાય, તો તેને છળ, બળ કે કુશળતાથી હાથ કરવા તું પ્રયાસ કરે કે નહિ? જો ન કરે તો તારે કબૂલ કરવું જોઇએ કે તું બાયલો છે, તું જડ છે, તું માણસના નામને અયોગ્ય નરાધમ છે! હું મારા પૂર્વપુરુષના મમીની શોધ માટે યુરોપના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ઘૂમી વળ્યો હતો. યુરોપનાં મુખ્ય મુખ્ય શહેરોમાં આવેલાં મ્યુઝિયમોના તળિયેતળિયાં તપાસી વાળ્યો હતો. દેશપરદેશની પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ રાખવાના શોખીન લોકોના ઘરેઘર તપાસી વળવામાં પણ મણા રાખી નહોતી. પણ બધી જ મહેનત ધૂળમાં મળી. તે પછી મમી તારા પિતા પાસે હોવાની ને તેના મૃત્યુ પછી તું તે ઇંગ્લાંડ લઇ આવ્યો હતો એવી મને ખબર પડી હતી. એ ખબર મળતાં જ હું ઇંગ્લાંડ આવ્યો હતો. એટલામાં તારી ઓળખાણ થઇ. તે પછી જે થયું તે તારાથી કયાં અજાણ્યું છે?"

રા–તાઇની વાત સાંભળી મને ભારે આશ્ચર્ય થયું. થોડી વાર વિચાર કરી હું બોલ્યો: "તે મમી અહીં છે? કયાં છે?"

"આ શહેરમાં જ છે. તે લઇને હું આવતી કાલે જ મિસર ઊપડી જવાનો છું. જ્યાં સુધી હું તેની ફરીને પ્રતિષ્ઠા કરીશ નહિ ત્યાં સુધી મને જંપ વળશે નહિ. ઠીક, એ વિષે તારી સાથે મારે વધારે તર્કવિતર્ક કરવા નથી. તારા પિતાએ એને પૈસાને જોરે હાથ કર્યું હતું, તો મેં તારી પાસેથી બળાત્કારે લઇ લીધું છે. તું એને કીમતી ગણતો હશે પણ તારા કરતાં પણ એ મારે મન વધારે મૂલ્યવાન છે. એટલે એ મમીના બદલામાં તું જે કંઈ બદલો માગે તે આપવા હું તૈયાર છું."

"ના, મારા પિતાની એ યાદગીરી છે, એટલો જ મને એને માટે આદર છે. એ સિવાય મને એની કશી કિંમત નથી. એટલે મારે કંઇ બદલોફદલો જોઇતો નથી. આપે મારી મરજી વિરુદ્ધ મમી હાથ કરીને

અન્યાય તો કર્યો જ છે. પણ આપની આ બધી વાત સાંભળી મારા મનનો ખટકો દૂર થયો છે. છતાં મારા પડોશી દુકાનદારનું ખૂન આપે કર્યું છે, એ શંકા મગજમાંથી કેમે નીકળતી નથી. આપ એ વિષે શું કહો છો ?"

"તારી એ શંકાનું નિવારણ તો હું સહેલાઇથી કરી શકું એમ છું." એમ કહીને રા–તાઇએ પોતાના ગજવામાંથી એક છાપું કાઢયું ને તેમાંથી એક સમાચાર મને વાંચવા આપ્યા. તે નીચે મુજબ હતા :

## ચર્ચલેનવાળું ભેદી ખૂન !

### ભેદ ઉકેલાય છે

[ અમારા ખબરપત્રી તરફથી ]

આજે સવારે નવેક વાગ્યે મેકલિન નામનો એક માણસ રો સ્ટ્રીટના થાણામાં પંડે હાજર થયો હતો અને દારોગા સમક્ષ એકરાર કર્યો હતો કે ચર્ચલેનના પર્સિવલ નામના દુકાનદારનું ખૂન પોતે જ કર્યું છે ! મેકલિને વધુમાં જણાવ્યું હતું કે ઘણા દિવસ પહેલાં હું તે દુકાનદારને ત્યાં ઉઘરાણીનું કામ કરતો હતો. એક દિવસ એક બીજાના પૈસા ભરતાં મારાથી કંઇ ગફલત થઇ. તે પરથી દુકાનદારે મને નોકરીમાંથી રજા આપી. તે પછી મેં નોકરીની ઘણી ય તલાશ કરી, પણ હું બેકાર જ રહ્યો. મને પર્સિવલ પર ખૂબ જ ચીઢ ચડી. બેકાર માણસ શું ન કરે ? એક વાર નોકરીની આશાએ હું પર્સિવલ પાસે ફરી પણ ગયો હતો. પણ 'તારા જેવા વિશ્વાસઘાતીને હું નોકરીમાં રાખવા માગતો નથી'. એમ કહીને તેણે મને ચોખ્ખો નન્નો સંભળાવી દીધો. બેકારીથી મારા દુ:ખનો પાર રહ્યો નહોતો. બનાવને દિવસે મોડી રાતે હું પર્સિવલની દુકાને ફરી એક વાર ગયો અને તેને કહ્યું: 'મને નોકરી ન આપો તો ભલે, પણ થોડા પૈસાની તો મદદ કરો ? આજે મારા ઘરમાં કશું ખાવાનું નથી.' પર્સિવલે

એ પણ કાને ધર્યું નહિ. એટલે મારું મગજ તપી ગયું. મેં છરો ખેંચી કાઢ્યો ને દુકાનદારની છાતી આરપાર ઘોંચી દીધો. પછી તેનું પાછળનું બારણું ખોલીને પલાયન થઈ ગયો.'

આમ છરાના ઘાથી જ પર્સિવલનું મૃત્યુ થયું હતું. ઉપરના બનાવ પછી ત્રીજે દિવસે પાગલ જેવો મેકલિન પોલિસ પાસે હાજર થયો હતો. તેનો એકરાર સાંભળી દારોગાએ કાગળિયાં કર્યાં. પછી તેને જેલમાં લઇ જવાની તૈયારી કરવા માંડી. પણ એટલામાં જ મેકલિને ગજવામાંથી પિસ્તોલ કાઢી ને કપાળ પર ગોળી છોડી જાતે જ આપઘાત કર્યો.

પોલિસની તપાસ પરથી માલમ પડયું છે કે મરનારની વાત ખોટી નથી. તે ઘણા વરસથી પર્સિવલની દુકાને ઉઘરાણીનું કામ કરતો હતો. પણ એક બીલમાં તેનાથી ગફલત થઇ ગઇ હતી. એ પરથી જ તેને રજા આપવામાં આવી હતી. રજા મળ્યા પછી એ જ ગલીની એક દારૂની દુકાનમાં તેણે પોતાના મિત્રોને કહ્યું હતું કે એક દિવસ તો હું પર્સિવલનું ખૂન કરીશ જ."

આ હેવાલ વાંચી હું કેટલીય વાર સુધી અવાક બનીને બેસી રહ્યો. મને લાગ્યું કે રા–તાઇ પર શંકા લાવીને મેં તેને ભારે અન્યાય કર્યો છે. ખૂનીએ જાતે જ એકરાર કરીને સ્વહસ્તે આપઘાત કર્યો છે. તો તો રા–તાઈ એ પરત્વે તદન અલિપ્ત જ છે એમાં શંકા નથી. મારી છાતી પરથી જબરો ભાર ઓછો થઈ ગયો.

મને વિચારમગ્ન જોઇને રા–તાઇ બોલ્યો: "અનુપ, હવે તારી ખાતરી થઇ ગઇ હશે કે એ બનાવ જોડે મારે કશો જ સંબંધ નથી. વિના કારણે ખૂની માનીને તેં મને ભારે અન્યાય કર્યો છે. ખૂનીએ જાતે જ એકરાર ન કર્યો હોત, તો તો મારા પરનો તારો સંદેહ દૂર થાત જ નહિ. ખૂનની રાત્રે તારા ઘરમાં હું આવ્યો તે પરથી જ તેં મને ખૂની માની લીધો!"

"આપની વાત સાચી છે. આપના પ્રત્યેના એ અન્યાય બદલ મારે

કઇ રીતે માફી માગવી તે જ મને સમજાતું નથી."

"ના, ના. એ માટે તને ખરેખરો પસ્તાવો થઇ રહ્યો છે તેની મને ખાતરી થઈ છે. એટલે હવે હું વધુ કશું જ કહેવા ઇચ્છતો નથી. તારા ઘરમાંથી તને ખબર ન પડે એ રીતે હું મમી લઇ આવ્યો છું તે મેં સારું નથી જ કર્યું એ હું કબૂલ કરું છું. પણ મને રાજીખુશીથી તું આપવા ન માગતો હોય તો પછી એ તારે પાછું લઇ જ લેવું જોઇએ. હું ધારું તો આ જ પળે લંડનમાં તારે ઘેર હું તે પાછું મોકલી શકું છું."

મેં કહ્યું: "આપના પૂર્વજનું એ મમી આપની પાસે જ રાખો. હું તે પાછું લેવા નથી માગતો. આપે અગાઉથી આ બધી વાતો કહી હોત તો હું ખુશીથી તે તમને આપી દેત. આપની વિરુદ્ધ ખોટાખોટા ખ્યાલ રાખી મેં ઘોર અપરાધ કર્યો છે. મારા બધા ય અપરાધ માફ કરો."

રા-તાઈ બોલ્યો: "માણસ માત્ર ભૂલને પાત્ર છે. હું તને ખુલ્લા દિલે ક્ષમા કરું છું. મારી વાત પૂરી થઈ છે. વખત પણ ઘણો વહી ગયો છે. આજે રાત્રે મારે ઘેર પધારવાનું હું તને નિમંત્રણ આપું છું. મારો અતિથિસત્કાર તો જરા જો! મારે ઘેર મારી દત્તક પુત્રી રેબેકાનું સંગીત સાંભળીને તું જરૂર આનંદ પામશે."

"આપના આગ્રહ બદલ આભાર. આવવાનું તો ખૂબ મન થાય છે. પણ......"

મારું બોલવું પૂરું થાય તે પહેલાં જ મારો હાથ ખેંચતાં રા-તાઈ બોલી ઊઠયો: "ના, ના, હું તારો એક અક્ષરે સાંભળવા માગતો નથી. મારી નજીવી માગણીનો તારે સ્વીકાર કરવો જ પડશે. થોડે દૂર મારી ગાડી ઊભી છે. મારી સાથે જ ચાલ. આપણે બંને ખૂબ આનંદમાં થોડો વખત ગાળીશું."

નિરુપાયે મારે આમંત્રણ સ્વીકારવું પડયું. ખંડિયેર મંદિર આગળથી ચાલતાં ચાલતાં રા-તાઇ બોલ્યો: "અનુપ, નેપલ્સ નગર મને ખૂબ જ

ગમે છે. હું જ્યારે જ્યારે યુરોપ આવું છું ત્યારે થોડો વખત પણ નેપલ્સમાં ગાળી ગયા વિના મને ચેન પડતું નથી. કેટલાક પરદેશી લોકો તો દર મહિને અહીં એક વાર અચૂક આવે છે. અહીં જોવાના, વિચારવાના ને શિખવાના અનેક વિષય છે. આપણો સંબંધ ગાઢ થતાં આગળ ઉપર હું તને આ પ્રાચીન નગર વિષે અનેક અદ્‌ભુત વાતો કહીશ. પેલું ત્યાં ખંડિયેર જેવું દેખાય છે તે 'ફોરમ' જોયું? એ જ સ્થળે સેંકડો વક્તા ઊભા રહીને અગ્નિઝરતી વાણીમાં હજારો શ્રોતાઓના હૃદયમાં વિદ્યુત-પ્રવાહ વહેવડાવતા. કેટલાય કાળ પૂર્વેની એ વાત! આ બીજો ઢગલો જો. કોઇ મૃતદેહની સમાધિ પેટાળમાં સમાવી એ મૂગાની માફક પડયો છે. એક સમયે એ અતિ સુંદર સ્નાનાગાર હતું. કેટલીય રૂપસુંદરીઓ પોતાનું રૂપ ચમકાવતી, કેટલાય રૂપાળા યુવાનો વિલાસમાં તર બની અહીં સ્નાન કરવા આવતા હતા. તેઓનાં આનંદ, કલ્લોલ, વાર્તાલાપ ને ખડખડાટ હાસ્યના પડઘા અહીં ચોમેર ગાજી રહેતા. અને આ બીજું નાટકશાળાનું ખંડિયેર દેખાય છે. એ સ્થળે આજથી સેંકડો વરસ પહેલાં હજારો શોખીન પ્રેક્ષકો સમક્ષ કેટલાંય સુખદુઃખ, મિલનવિરહ અને હાસ્યરુદનનાં નાટકો ભજવાતાં હતાં; પણ આજે કેટલા તે જાણે છે? અહીંથી થોડે દૂર જઈએ તો આઇસિસ દેવીના મંદિરનું ખંડિયેર નજરે પડશે. મિસરની એ દેવીનાં ચરણો આગળ અસંખ્ય ભક્તોનાં મસ્તકો નમતાં હતાં, પણ પ્રાચીન યુગની એ બધી વાતો આજે તો સ્વપ્ન જેવી બની ગઇ છે—ચાલ, આપણે તે તરફ આંટો મારી આવીએ."

સાંજ નમતી જતી હતી. અસ્ત પામતા સૂર્યની લાલ આભામાં તે નિર્જન રસ્તે થઇને આઇસિસ દેવીના ખંડિયેર મંદિર તરફ અમે ગયા. મંદિર નજીક જતાં જ તેના અવશેષ મારી નજરે પડયા, અને મને મહાકાલની અજેય શક્તિનું હૂબહૂ દર્શન થયું. કાળના પ્રભાવથી દેવીના મંદિરની જે દુર્દશા થઈ હતી તે જોઇ મારું મન ક્ષોભથી ઊભરાઇ ઊઠયું. મને કવિની એક ઉક્તિ યાદ આવી :

यदुपते क्व गता मथुरापुरी,
रघुपते क्व गतोत्तर कोशला ?
इति विचिन्त्य कुरु स्वमनस्थिरं
नसदिदं जगदित्यवधीरय ।

મને થયું: સંસારમાં બધું જ અસ્થિર છે. મંદિરની બધી સમૃદ્ધિ જ નહિ પણ શોભા પણ આજે નાશ પામી ચૂકી છે. શતાબ્દિ પર શતાબ્દિ સુધી કાળ સાથે અવિરત યુદ્ધ ખેલી આ મંદિર આજે તો જીર્ણ, ભાંગ્યુતૂટયું અને ભૂતકાળના ગૌરવનો એક માત્ર ઢગલો જ થઈ ગયું છે!

એ મંદિર તરફ આંગળી ચીંધી આવેગથી કંપતે અવાજે રા-તાઇ મને કહેવા લાગ્યો: "જો, કેટલાય કાળથી આ મંદિરની જાહોજલાલી અસ્ત પામી ગઈ છે. પણ એક દિવસ એવોય હતો જ્યારે એ મંદિર સમગ્ર દેશમાં ગરવું સ્થાન ભોગવતું. ત્યારે અહીં કેટલાય ભકતોનો સમાગમ થતો. રાતદિવસ મંદિરને આંગણે ઉત્સવો મચી રહેતા. એટલું જ નહિ પણ સંસ્કૃતિના ધામ જેવી સામ્રાજ્ઞી રોમ નગરી સુધી એનો મહિમા ગવાતો. આજે પણ મારાં આંતરચક્ષુ સમક્ષ હું જોઇ રહ્યો છું કે ભકતોનાં ટોળેટોળાં ભકિતભાવથી ઊભરાતે હૈયે મસ્તકો નીચાં નમાવી અહીં આવીને ઊભાં છે; શ્વેત વસ્ત્રો પરિધાન કરી પુરોહિત મંડળી મોટેમોટેથી પવિત્ર મંત્રો ભણી રહી છે; ધૂપના ધુમાડા વગેરેની સુગંધિ અને તાજાં તોડીને આણેલાં પુષ્પોની સૌરભથી સભર વાયુ સુગંધ ફેલાવી રહ્યો છે. અનુપ, એ બધા પુરોહિતો આજે કયાં છે? યુગો પહેલાં એ માનવીઓ વિદ્યાના અવતાર લાગતા. આજે તો તેમનું નામનિશાન નથી. ભક્તોના દેહ સમાધિઢગમાં દટાઇ ગયા છે. એ સર્વની આજે તો ધૂળરાખ થઇ ગઇ છે. બે હજાર વરસ પહેલાંની એ સ્મૃતિ પુરાતત્ત્વનાં પુસ્તકોમાં સજીવન બનીને આજે તો માત્ર અનંત કાળની પરિવર્તનશીલતાની ઘોષણા ગજાવી રહી છે. અનિત્ય! બધું જ અનિત્ય! ચાલ, હવે અહીં વધારે રોકાવાની જરૂર નથી."

રા–તાઈની સાથે સાથે તે સ્થળેથી હું રાજમાર્ગ તરફ ચાલવા લાગ્યો. યુગો પહેલાંની આ બધી ઘટના રા–તાઇ કેવી રીતે જાણવા પામ્યો તે પરત્વે મને અત્યંત કુતૂહલ થયું. મેં પ્રશ્ન કર્યો: "આપ તો મિસરના રહીશ છો. તો પછી ઇટાલી જેવા પરદેશના પ્રાચીન ઇતિહાસ વિષેની આ બધી વાત કેવી રીતે જાણી શકયા ?"

રા–તાઈ બોલ્યો: "એ બધું મેં કેવી રીતે જાણ્યું તે સાંભળશે તો ય તું સાચું માનશે નહિ. એટલે એ બધું મારા ઊંડા અભ્યાસનું જ ફળ છે એમ માનીને તું સંતોષ ધાર. પ્રાચીન મિસરનો પ્રભાવ આટલે દૂર સુધી પથરાએલો છે એથી તું આશ્ચર્ય પામીશ નહિ."

થોડે દૂર રા–તાઈની ગાડી ઊભી હતી. એ અતિ સુંદર ગાડીને બે હૃષ્ટપુષ્ટ ઘોડા જોડેલા હતા. રા–તાઇને જોતાં રાવત બારણું ઉઘાડી ઊભો. અમે બંને બેઠા ને નેપલ્સ નગરમાંના રા–તાઇના નિવાસ તરફ અમારી ગાડી દોડવા લાગી.



# પ્રકરણ ૭મું

## રેબેકા

લંડનમાં નદીકિનારે જે દિવસે મધરાતે મેં રા–તાઇને પહેલવહેલો જોયો, અને તેની પિશાચલીલા નજરોનજર જોયા પછી ક્રોધ ને ઘૃણાથી હું તે સ્થળ છોડી ચાલ્યો ગયો, તે જ દિવસે કોઇકે મારી આગળ ભવિષ્ય ભાખ્યું હોત કે એક જ અઠવાડિયામાં એનો મિત્ર બની હું તેની સાથે એક જ ગાડીમાં બેસી મુસાફરી કરીશ અને રાજીપાબેર તેનું આતિથ્ય સ્વીકારીશ તો એ ભવિષ્યવાણીને મેં ખરેખર હસવામાં ઉડાવી દીધી હોત. પણ માણસ અંતે તો પરિસ્થિતિનો ગુલામ છે. રા–તાઇની કેફિયત સાંભળી મારો ક્રોધ ને અણુગમો દૂર જ થઈ ગયાં હતાં; એટલું જ નહિ પણ

તેની સાથે જાતજાતની વાતચીત થતાં મને ખૂબ ખૂબ આનંદ થવા લાગ્યો હતો.

બાળપણથી જ હું પ્રવાસપ્રેમી છું. આટલી ઉંમરમાં દુનિયાના અનેક દેશ ભમી વળ્યો છું. અનેક બુદ્ધિશાળી અને દીર્ઘદર્શી પ્રખર પંડિતો સાથે વાદવિવાદ ચલાવ્યા છે; ચિત્રકળાથી હું જે સામાન્ય ખ્યાતિ પામ્યો હતો તેના વડે ઇંગ્લાંડ અને ફ્રાંસની અનેક મોટી મોટી મિજલસોમાં ય મને નિમંત્રણ મળ્યાં હતાં. કેટલાય લોકોની વાતચીત સાંભળી છે; પણ દીર્ઘદૃષ્ટિ કે વાક્ચાતુરીમાં રા–તાઇનો બરોબરિયો એક પણ માણસ મને હજી મળ્યો ન હતો. તેની સાથેની વાતચીત પરથી જ હું સમજી શકયો કે પુરાણા કાળના ઈતિહાસનું તેનું જ્ઞાન આશ્ચર્યકારક છે; પ્રાચીન યુગોની અનેક ઐતિહાસિક વાતો તે એવી રીતે કહેતો કે જાણે એ બધી જ ઘટનાઓ પોતે નજરેનજર જોઇ ન હોય! એ અતિ પુરાણા યુગમાં પણ તે વિદ્યમાન હશે એમ જ મને તો લાગ્યું!

રા–તાઇ સાથે વાત કરતાં કરતાં કેટલો રસ્તો કાપી નાખ્યો તેનું મને ભાન નહોતું. વખત જરા વારમાં પસાર થઇ ગયો. અંતે ગાડી એક ભવ્ય ને પુરાણા મકાન પાસે આવીને ઊભી. મકાનની સામે પહોળુ આંગણું હતું. ત્યાં સુંદર બાગ હતો. મકાન જોતાં જ મને થયું કે આવાં મકાન નેપલ્સમાં બહુ થોડાં જ હશે.

એક નોકર દોડી આવ્યો. દરવાજો ખોલ્યો. રા–તાઇ ગાડીમાંથી ઊતર્યો. હું પણ તેની પાછળ પાછળ ઊતર્યો. દાદર ચઢતાં ચઢતાં રા–તાઈ બોલ્યો: "મિ. પરમાર, આવો. હું તમારો સાદર સત્કાર કરું છું. તમે ચિત્રકાર છો, પણ તમારા જેવો ચિત્રકાર આ પહેલી જ વાર મારે ઘેર પધારે છે એમ માની લેશો નહિ. યુરોપના અનેક પ્રતિભાશાળી અને નામીચા ચિત્રકારોનાં પગલાંથી મારું આ મકાન પાવન થયું છે. દુનિયાના સર્વશ્રેષ્ઠ ચિત્રકારોએ દોરેલાં ચિત્રો મારા ઘરની દીવાલોને શોભાવી રહ્યાં છે તે પણ તમે થોડી જ વારમાં જોવા પામશો."

રા–તાઇની સંગાથે જુદા જુદા ઓરડામાં પસાર થતાં થતાં હું ઘરની સજાવટ જોતો ગયો. આખરે અમે એક મોટા અતિ સુસજ્જ ખંડમાં જઇ પહોંચ્યા. એ ખંડ લગભગ પચાસ હાથ પહોળો ને ત્રીસ હાથ લાંબો હતો. આવો સુસજ્જિત ખંડ તો મેં ઇંગ્લાંડના અનેક ઉમરાવોના ઘરમાં પણ જોયો નહોતો. ખંડના એક ખૂણામાં જબરદસ્ત પિયાનો હતો. એક યુવતી તે વગાડી રહી હતી. તરત જ હું તેને ઓળખી ગયો. તે હતી રેબેકા કોહન !

ખંડમાં અમને દાખલ થતા જોઇને ચંચળ હરિણી પેઠે તે ઊભી થઇ ગઇ. તેની આંખોમાં મને ચોખ્ખો ભય જણાયો. પણ તેના એ ભાવફેરફારનું કારણ હું સમજી શકયો નહિ. થોડી જ પળમાં સ્વસ્થ થઇને વસંતના સમીરમાં ડોલી રહેલી કુસુમસભર વનલતાની પેઠે ધીરે ધીરે તે અમારા તરફ આવવા લાગી.

રા–તાઇ બોલ્યોઃ "રેબેકા, મિ. અનુપ ગઇ રાતે નેપલ્સ આવ્યા છે. એમને જોતાં જ મને ભારે આનંદ થયો. આજે તે આપણા અતિથિ બન્યા છે. આમંત્રણ આપીને હું જ એમને લઇ આવ્યો છું."

રા–તાઇની વાત ખાસ ન સાંભળતાં હું આશ્ચર્યભેર રેબેકા તરફ જોવા લાગ્યો. લેડી બેનહામ પાસેથી સાંભળેલી વાત યાદ આવતાં તેના પ્રત્યેની સહાનુભૂતિથી મારું હૈયું ભરાઇ આવ્યું. પણ રા–તાઇની વાત સાંભળતાં જ તેનું મોં પડી ગયું. હું તેના ક્ષોભનું કારણ ન સમજી શકયો.

ગમે તે હોય, પણ મહામહેનતે મનોભાવ દબાવી રેબેકા બોલીઃ "મહાશય, પધારો. આપનો ભારે આભાર થયો." તેના આ શબ્દો સાંભળતાં મને ગ્રામોફોનની રેકર્ડ યાદ આવી. આ શબ્દોની પાછળ હૃદયનો ઉમળકો, આનંદ કે અંતરનો કશો આવેગ જણાતાં નહોતાં.

રેબેકાને મેં યોગ્ય પ્રત્યુત્તર વાળ્યો. રા–તાઇ અમને બંનેને એકલાં છોડી બીજા ઓરડામાં ચાલ્યો ગયો. હું બેઠો. રેબેકા સાથે થોડી વાત કરી. પછી ઊઠીને બારી પાસે જઇ ઊભો, અને બહાર પથરાએલી ચાંદની

સામે તાકી રહ્યો.

થોડી વારમાં તે મારી વધુ—છેક નજીક આવી. પછી ધીમેથી બોલી: "અનુપસિંહ, આપ ગાંડા થઇ ગયા છો? અહીં શા માટે આવ્યા છો? હાથે કરીને વાઘની ગુફામાં શા માટે પેઠા છો?"

રેબેકાની વાત સાંભળી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે એવું શા સારુ કહ્યું હશે તે મને સમજાયું નહિ. અધીરાઇથી હું બોલી ઊઠ્યો: "આપ શું કહો છો? મને કંઈ સમજાયું નહિ."

"અહીં આવીને આપ કેવી આફતમાં ફસાયા છો તે મારે તમને કઇ રીતે સમજાવવું તેની જ મને સમજણ પડતી નથી."

એટલું બોલીને રેબેકા કંપી ઊઠી. સરોવરનાં કાચ જેવા નિર્મળ પાણીમાં માછલીની પૂછડી જરા સરખી સળવળતાં પાણી પર ખીલેલું કમળ જેમ કંપી રહે તેવી જ રીતે રેબેકાનો દેહ પણ કંપવા લાગ્યો. તેની બંને આંખોમાં આંસુ ઊભરાયાં. આંસુભરી આંખોથી તો એનું રૂપ ઓર જ વધી ગયું. હું આશ્ચર્યભેર તેની સામે જોઇ રહ્યો. પછી બોલ્યો: "તમે જે કહ્યું છે તેમાં મને તો જરા ય સમજ પડી નહિ. તમે કહ્યું તે પરથી તો હું કોઇ ભારે સંકટમાં ફસાયો હોઉં એમ લાગે છે. પણ રા—તાઇ જેવા સદ્‌ગૃહસ્થના આતિથ્યનો સ્વીકાર કરવા જતાં કંઈ આફત આવી પડે એવું તો મને નથી લાગતું. એમણે આમંત્રણ આપ્યું ને હું આવ્યો એમાં કશું ખોટું કર્યું છે એમ તમે માનો છો? કે પછી હું આવ્યો છું તે તમને જ ગમતું નથી? એવું હોય તો હું અહીંથી ચાલ્યો જાઉં."

રેબેકા એકદમ બોલી ઊઠી: "ના, ના, મને ગમતું નથી તેથી હું કહું છું એમ આપે કલ્પી લીધું તે જાણીને જ મને દુઃખ થાય છે. હું તો આપના ભલા માટે જ આપને ચેતાવું છું. અહીં આવવામાં કેટલું જોખમ છે તે આપ સમજી ન શકો, પણ મારી વિનંતી માન્ય કરો તો મને ભારે આનંદ થશે."

"કૃપા કરી ચોખવટથી વાત કરો તો સારું."

"એ જ મુશ્કેલી છે ને? હું જે કહેવા ઇચ્છું છું તે ચોખવટથી કહેવાની મારી શક્તિ જ નથી. પણ આપ આપત્તિમાં આવી પડશો ત્યારે જ આપને સમજાશે કે મેં બરાબર વખતસર જ ચેતાવ્યા હતા."

"પણ..."

મને બોલતો અટકાવી રેબેકા બીતી બીતી બોલીઃ "બોલશો નહિ. પેલો આવે છે."

થોડી વારમાં રા-તાઇ અમારી પાસે આવ્યો. અત્યારે તે કપડાં બદલીને આવ્યો હતો. અમે વાતે વળગ્યાં. થોડી વાર પછી નોકર આવ્યો ને બોલ્યોઃ "જમવાનું તૈયાર છે."

અમે ત્રણે જણ ભોજનખંડમાં ગયાં. એ ખંડ પણ સારી પેઠે શણગારેલો હતો. બારણા પર ઊભેલા નોકરોએ અમને માનભેર નમસ્કાર કર્યા. તે બધા જ ઊંચા, ગંભીર અને પ્રૌઢ હતા. તેઓનો રંગ કાળો હતો. જોતાં જ લાગતું હતું કે તેઓ ઇટાલીના નથી. આકાર ને પહેરવેશ પરથી તેઓ આરબ લાગતા. અમે ખાણાના ટેબલ પર બેઠા એટલે તેઓએ ગંભીર ભાવે મૂગા મૂગા પીરસવા માંડયું. આનંદ, ઉલ્લાસ, ચંચળતા તો સાધારણ માણસના મોં પર પણ હંમેશ જણાતાં હોય છે, પણ આ આરબોના મોં પર તો તેનું નામનિશાન નહોતું. બધા જાણે જીવતાં પૂતળાં હતાં! ભોજનનો ઠાઠ ને બધી સામગ્રી લંડન કે પેરીસ ખાતેની સર્વશ્રેષ્ઠ હોટલમાં પણ ભાગ્યે જ નજરે પડે એવી રીતે અમારા ટેબલ પર ગોઠવાયેલી હતી. હું જમવા મંડયો. પણ થોડી વારે મેં જોયું તો રા-તાઇ તો એકે ચીજને અડકતો નહોતો. તેને માટે એકાદ બે પાકાં ફળ નોખાં પીરસેલાં હતાં. તે ખાધા પછી તેણે બાજુમાં રાખેલું કોઈ સફેદ ચૂર્ણ એક ચમચામાં લઇને પાણીના ગ્લાસમાં નાખ્યું ને પછી એકી શ્વાસે ગટગટાવી ગયો.

જમતાં જમતાં મેં તેની સામે બેએક વાર જોયું. મારો મનોભાવ

કળી ગયો હોય તેમ તે બોલ્યો: "મારો અલ્પાહાર જોઇ તને કદાચ આશ્ચર્ય થશે. પણ આશ્ચર્ય પામવાની જરૂર નથી. હું કેટલા ય વરસથી અલ્પાહારી છું. શરીરના પોષણ માટે ખૂબ ખાવું જોઇએ એવું હું માનતો નથી. તમારા હિંદુસ્તાનના યોગી, ઋષિ ને તપસ્વીઓ પણ અત્યંત અલ્પાહારી હતા. લાંબા સમય સુધી ખાધા વિના તેઓ કઠોર તપ કરતા. એથી તેમને કષ્ટ થતું નહિ; કંઇ વાંધો પણ ન આવતો. રોજ સવારે હું થોડો મુરબ્બો ને આ ચૂર્ણ મેળવેલું દૂધ પીઉં છું. રાત્રે શું ખાઉં છું તે તો તેં નજરે જોયું છે. તો પણ આટલી ઉંમરે મારામાં જે તાકાત છે તેટલી તો તારામાં પણ નહિ હોય. મારી વાત કદાચ તું નહિ માને. લે, મારા બળની કસોટી કરી જો. હું એક આંગળી વાંકી વાળું છું, તે તું સીધી કરી આપ."

ડોસાની વાત સાંભળીને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મેં જમવાનું પતાવી દીધું હતું એટલે તેની વાતની ખાતરી કરી જોવા મેં જમણા હાથની વાંકી તર્જની પર જોર અજમાવવા માંડયું. તે બરફ જેવી ઠંડી હતી! તેનો સ્પર્શ થતાં વેંત જ મારા શરીરમાં જાણે વીજળીનો પ્રવાહ વહેવા લાગ્યો. તો પણ આંગળી ન છોડતાં મેં વધારે જોર કરવા માંડયું. મારા જેવા યુવાનમાં શકિતનો અભાવ હોય નહિ, છતાં હું કેમે કરી વૃદ્ધની આંગળી સીધી કરી શકયો નહિ! જરા ખસિયાણા પડી મેં રેબેકા સામે જોયું તો તેનું મોં સાવ ફિક્કું પડી ગયુ હતું! તેના હાથ થરથર કંપી રહ્યા હતા. આમ એકદમ તેને એ શું થઇ ગયું તે મારાથી સમજાયું નહિ. રેબેકા સાથે મારી નજર એક થતાં જ તેણે મોં ફેરવી લીધું. જાણે તે પોતાના મોં પરના ભાવો મને બતાવવા માગતી જ નહોતી!

હવે રેબેકા ત્યાં બેઠી નહિ. ઊઠીને નીચે વદને તે ધીરે ધીરે બીજા ખંડમાં ચાલી ગઇ. જતાં પહેલાં જાણે વિનંતી કરતી હોય તેવી નજરે તેણે મારી સામે જોયું. જાણે કહેતી હોય: વિપત્તિમાં ન પડવા માગતા હો તો અબઘડી આ સ્થળ છોડી જાઓ!

રેબેકા ચાલી ગઈ તે પછી શ. તાઓએ સોનાની સિગારેટ-બોક્ષ

મારી સામે મૂકી. પછી તે બોલ્યો: "હું સિગારેટ પીતો નથી, પણ મહેમાનો માટે તો મારે રાખવી જ પડે છે. આ કંઈ બજારમાંની કચરો સિગારેટ નથી. તુર્કસ્તાનમાં મારી થોડી જમીન છે. ત્યાં જેવો તમાકુ થાય છે તેવો ઉત્તમ તમાકુ દુનિયાના કોઇ પણ દેશમાં નહિ થતો હોય. આ સિગારેટ એ જ તમાકુની છે. કેટલી મીઠી, સુગંધિદાર ને પીવા જેવી છે તેની ખાતરી કરી જો."

સિગારેટ માટે મને અરુચિ નથી. કોઈ કોઇ દિવસ તો એવા જાય છે કે દિવસમાં બેત્રણ ડબ્બી ખાલી કરી નાંખું છું. ડબ્બીમાંથી એક સિગારેટ કાઢીને હું શાંત ચિત્તે પીવા લાગ્યો. રા-તાઇની વાત ખોટી નહોતી. ઇંગ્લાંડના કેટલા ય પ્રતિષ્ઠિત મિત્રોને ઘેર મોટી મિજલસોમાં મેં ઉત્તમ સિગારેટો પીધી છે, પણ આના જેવી ઉત્તમ સિગારેટ તો મેં જીવનમાં પહેલી જ વાર જોઈ. દેશમાં તમાકુના મહિમા સંબંધી એક રસિક મિત્ર પાસેથી સાંભળ્યું હતું:

**ताम्रकूटं महाद्रव्यं श्रध्धया दियते यदि**
**अश्वमेघः समं पुण्यं घूंटेघूंटे भविष्यति**

આજે કેટલા ય દિવસે પરદેશમાં એકાએક એ શ્લોક મને યાદ આવ્યો. સિગારેટ પીવાથી ઘૂંટે ઘૂંટે અશ્વમેધનું પુણ્ય પ્રાપ્ત થાય છે કે કેમ તે તો કોણ જાણે, પણ લાડુખાઉ બ્રાહ્મણોને લાડુ મળતાં જેટલો આનંદ થાય છે તેટલો જ સિગારેટ પીતાં મને પણ થયો. એક પૂરી કરીને મેં તરત જ બીજી પણ સળગાવી!

સિગારેટ મને ખૂબ પસંદ પડી છે તે જાણી રા-તાઇ બોલ્યો: "કેમ? કેવી લાગી? પસંદ પડી ને?"

"અરે ખૂબ સરસ! આજ સુધીમાં મેં જાતજાતની સિગારેટો પીધી છે, પણ આની તોલે તો એકકે નહિ!"

એક એક કરતાં લગભગ અર્ધો ડઝન સિગારેટ હું એકી બેઠકે પી

ગયો ! ધીમે ધીમે મારું મસ્તક મસ્ત બનવા લાગ્યું. ભાંગ પીધા પછી કલ્પના જેમ ચપળ બની જાય છે, બુદ્ધિની તીવ્રતા વધી જાય છે, દેહ-મન ચંચળ બની જાય છે તેવું જ મને પણ થયું. આનંદ, ઉત્સાહ ને ઉત્તેજનાથી મારું હૈયું જાણે ઉભરાઇ ઊઠયું !

રા–તાઇ બોલ્યો: "રેબેકાનું સંગીત એક વાર તો તેં સાંભળ્યું છે. આજે તું મારો મહેમાન છે. એટલે તને પૂરેપૂરો તૃપ્ત કરવો એ મારી ફરજ છે. હું રેબેકાને બોલાવું છું. એ વાયોલિન વગાડીને તારું મનરંજન કરશે."

રેબેકાને બોલાવે તે પહેલાં જ તે ઓરડામાં આવી પહોંચી, ને રા–તાઇએ ઇશારો કરતાં જ તેણે વાયોલિન વગાડવાનું શરૂ કર્યું. વિહ્વળ ચિત્તે હું વાયોલિન સાંભળવા લાગ્યો. વાયોલિનના મીઠા સંગીતની સાથે સાથે મારા મનમાં કેટલાય નવતર ભાવો, કેટલીય ઉન્નત કલ્પના, કેટલાય સુખસ્વપ્નો ધીરે ધીરે ઊઠવા લાગ્યાં. મને થયું કે દુનિયામાં અશકય એવું મારે કંઇ જ નથી. મને ખાતરી થઈ કે આ વૃદ્ધની સંગાથે હું જ્ઞાનની સિદ્ધિ પામીશ, યશના ઉચ્ચ શિખરે પહોંચી અમર બની જઇશ, દુનિયામાં મારી કોઇ પણ વાસના અપૂર્ણ નહિ રહે ! સુખાવેશમાં ધીરે ધીરે મારી આંખો ઘેરાવા લાગી. કલ્પનાનેત્રે મેં જોયું તો કોઈ મહાભવ્ય દેવી ઝળહળતો હીરામુકુટ હાથમાં લઇને દૂર ઊભી ઊભી, હસતી હસતી તે ગ્રહણ કરવા માટે મને બોલાવી રહી છે ! ધીરે ધીરે વાયોલિન બંધ થયું. સંગીત નીરવ બન્યું. છતાંય તેના સુમિષ્ટ સ્વર-તરંગો કેટલીય વાર સુધી એ ખંડમાં ગૂંજી રહ્યા. રેબેકા એકાએક ઊભી થઈ. પછી ધીરે ધીરે નીચે વદને બીજા ખંડમાં ચાલી ગઇ.

રેબેકા એકાએક કેમ ચાલી ગઈ તે મને ન સમજાયું. એ સુંદરીનું અત્યાર સુધીનું બધું વર્તન વિચિત્ર લાગતું હતું. પણ તેનો હું પાર પામી શકયો નહિ.

થોડી વારે રા–તાઈ બોલ્યો: "અનુપ, તું મારી એક વાત કબૂલ

કરીશ ? કરે તો તારો અત્યંત આભારી થઈશ."

રા–તાઈ શું માગતો હતો તેનું અનુમાન હું કરી શક્યો નહિ. મેં કહ્યું: "આપ પહેલાં કહો નહિ ત્યાં સુધી હું શું કબૂલ કરું ?"

"ગભરાઇશ નહિ. હું તારી પાસે ખોટી માગણી નહિ કરું. મારી પાસે એક સુંદર સુસજ્જિત જહાજ છે. એમાં હું આવતી કાલે રેબેકાને લઇને કેરો જનાર છું. મારી ઇચ્છા છે કે તું પણ અમારી સાથે આવે."

ક્યાં નેપલ્સ ને ક્યાં કેરો ? છતાં રા–તાઇ તો નેપલ્સથી કેરો બહુ દૂર ન હોય એ જ રીતે વાત કરતો હતો !

આશ્ચર્યભેર હું એકદમ બોલી ઊઠ્યો: "કાલે જ આપ કેરો જાઓ છો ? કેમ, એકાએક ?"

"હા. એકદમ જવાનું થયું છે. પણ તેમાં તારે વાંધો શો ? કદાચ તું પારકાના તાબામાં નોકરી કરતો હોત તો તો હું કહેત જ નહિ. કેરો નગરનું કુદરતી સૌંદર્ય અપ્રતિમ છે. ત્યાં જોવા જેવી અનેક ચીજ છે. અમારી સાથે આવીશ તો તને અપાર આનંદ આવશે. મારા પૂર્વજના પેલા મમીની તેની સમાધિમાં પુનઃ પ્રતિષ્ઠા કરવા માટે જ હું ત્યાં જાઉં છું."

"તેમાં મારું શું કામ પડ્યું ?"

"તું સાથે હોય તો મારો વખત આનંદમાં પસાર થાય. તું આવે તેથી તને કંઇ નુકસાન થતું હોત તો તો હું તારી આગળ વાત મૂકત જ નહિ. તું ચિત્રકાર છે. દેશપરદેશ જોવાના મળે એવી તક તો તારે એકે જવા દેવી જોઇએ નહિ. તું ક્યાં જાણતો નથી કે જુદા જુદા દેશોમાં ભ્રમણ કરવાથી ચિત્રકળાના અભ્યાસમાં વધારો થાય છે ?"

જવું કે ન જવુ તેનો હું વિચાર કરવા લાગ્યો. મિસરમાં તો મેં ઘણા વરસ ગાળેલાં. ત્યાં જ મારા પિતા દેવલોક પામેલા; એટલે તે તો મારે મન પવિત્ર તીર્થ સમું હતું. ઉપરાંત એ પ્રાચીન દેશમાં મારે જોવા

જેવી અનેક ચીજો બાકી હતી, એટલે આ સુયોગ જતો કરવાનું મને ઠીક ન લાગ્યું. વળી રા–તાઇ પણ સંગાથે હોવાથી ત્યાં ઘણું નવું નવું જોવાજાણવાની પણ મને આશા હતી. પ્રાચીન સંસ્કૃતિના આદિયુગમાં ફેરાઓ વંશના અનેક રાજાઓએ ત્યાં રાજ્ય કર્યું હતું. ત્યાંનો દરેક પથ્થર પ્રાચીન યુગની પુણ્ય સ્મૃતિથી અંકિત હતો. એટલે તે દેશના દર્શને જવાની આકાંક્ષા ધીરે ધીરે મારા મનમાં પ્રબળ બનતી ગઇ. વળી રેબેકા જેવી રૂપસુંદરીના સહવાસમાં દિવસો ગાળવાના મળે એ પણ જેવું તેવું આકર્ષણ નહોતું. તેની સાથે વાતો કરવામાં, તેનું સંગીત સાંભળવામાં અને ચારે દિશાનાં ચિત્રવિચિત્ર દૃશ્ય જોવામાં દિવસો સુખસ્વપ્ન પેરે પસાર થઇ જાય એવી મને ખાતરી હતી. ઉપરાંત રેબેકાના વિચિત્ર ને રહસ્યમય જીવનનો કંઇક સ્ફોટ પણ પ્રવાસમાં થાય એવી મને ઊંડે ઊંડે આકાંક્ષા ઉદ્ભવી; એટલે રા–તાઇના આગ્રહનો સ્વીકાર કરવાનો મેં મનમાં ને મનમાં નિર્ણય કરી નાખ્યો.

મને મૂગો જોઇને રા–તાઇએ ફરી પૂછ્યું: "કેમ અલ્યા, બોલ્યો નહિ? મારી વાત નથી ફાવતી?"

"ના, ના, એવું કશું નથી. પણ લાંબો વખત સુધી ઇંગ્લાંડ છોડવું કે કેમ તેનો વિચાર કરી રહ્યો હતો."

"અહો, એ જ વાત છે ને? આપણે કૈરો જઇશું તેથી ઇંગ્લાંડ કંઇ નાસી જવાનું નથી! તે તો જ્યાં છે ત્યાંનું ત્યાં જ રહેવાનું છે. પણ કૈરોના દર્શન માટે આવો જોગ ફરીને ન આવે તે ખચીત જ યાદ રાખજે. એટલે લાંબોટૂંકો વિચાર કરવા જેવું બહુ નથી."

"મારે જરા વિચાર કરવો પડશે. એક દિવસ વિચારવા આપો."

"વિચાર કરવા જતાં તો તું બીજા વમળે ચઢી જશે. મૂળ વાત રહી જશે. રેબેકા અહીં હાજર હોત તો તે પણ તને જરૂર આગ્રહ કરત. મારું કહ્યું માની જ જા."

હવે મેં વધારે આગ્રહ ન કરાવ્યો. મેં કહ્યું: "વારુ. આપની વાત

કબૂલ કરું છું.”

રા–તાઇ બોલ્યો: “કાલે રાતે દસ વાગે આપણું જહાજ ઊપડશે. સાથે જે જે વસ્તુઓ જોઈતી હોય તે માટે તારે ચિંતા કરવાની નથી. મારો નોકર તારી હોટલમાં જઈને બધું ઉપડાવી લાવશે.”

ઘડિયાળમાં જોયું તો રાતના અગિયાર વાગી ચૂક્યા હતા. મેં રા–તાઇ પાસેથી રજા લીધી. જતાં પહેલાં રેબેકાને મળી લેવાની મારી ખાસ મરજી હતી, પણ હિંમત ચાલી નહિ. મેં તેનું કહ્યું માન્યું નહિ તેથી તે અસંતુષ્ટ થઈ હોય એમ મને લાગ્યું.

રા–તાઇએ પોતાની ગાડીમાં મને હોટલ પર મૂકી આવવા આગ્રહ કર્યો. પણ મેં માન્યું નહિ. એ ભવ્ય મકાનમાંથી નીકળીને મેં પગપાળા જ ચાલવા માંડયું. પણ બગીચો પૂરો કરીને દરવાજા બહાર પગ મૂકું છું, એટલામાં મકાનના છેક પાછલા ભાગનું એક નાનકડું બારણું ખુલ્યું ને કોઈએ ધીમે અવાજે બૂમ મારી. હું ચમક્યો. પાછળ ફરી મેં જોયું તો રેબેકા ત્યાં ઊભી હતી! તે ઉતાવળી ઉતાવળી મારી પાસે આવી ને ગભરાતી ગભરાતી કહેવા લાગી: “અનુપસિંહ, હું અહીં આવું તેમાં જબરું જોખમ છે, છતાં સાહસ કરીને આવી છું. સાંજે મેં જે વાત કરી છે તે આપે ધ્યાનમાં લીધી નથી. હજી પણ કહું છું કે આપ સાવચેત બનો. આપ આ નરપિશાચ પાસે પાછા કદી ફરકશો નહિ. નહિ તો ભયંકર આફતમાં આવી પડશો ત્યારે પ્રાયશ્ચિત કરતાં પણ પાર આવશે નહિ.”

તે દિવસે ચૌદસ હોય કે પૂર્ણિમા હોય; આકાશમાં ચંદ્ર સોળે કળાએ ખીલ્યો હતો. તેની નિર્મળ ચાંદનીથી રાત્રિની શોભા ઓર જ વધી ગઈ હતી. એ ચાંદની રેબેકાના વદનમંડળ પર પણ પ્રકાશી રહી હતી. એ ચકચકતા પ્રકાશમાં તેના વદન પરની વ્યાકુળતા ચોખ્ખી વર્તાતી હતી. તેની વાત ન સમજાયાથી મેં પૂછ્યું: “તમારા આટલા બધા ભયનું કારણ શું છે? તમારી બધી જ વાતો રહસ્યભરી છે. રા–તાઇ શું સારો માણસ નથી?”

રેબેકા બોલી: "તે હું આપને બરાબર સમજાવી શકું નહિ. તે માણસ નથી, માણસના રૂપમાં સેતાન છે. બીજાનું અનિષ્ટ કેમ કરવું એ જ તેનું વ્રત છે. સ્વપ્ને પણ માનશો નહિ કે આપના ભલા માટે કે આપના સુખ માટે તે આપની મૈત્રી વાંછી રહ્યો છે. તેની સાથે જેમ જેમ ગાઢ સંબંધમાં આવશો તેમ તેમ આપના અનિષ્ટ સિવાય બીજું કશું જ થશે નહિ. આપને માથે શું શું વીતશે એનું અનુમાન કરવાની પણ મારામાં શક્તિ નથી. તમારે તો તેની સાથે તાજી જ ઓળખાણ છે, પણ હું તો કેટલા ય વરસથી તેની સાથે રહું છું, એટલે તેની રગેરગ પામી ગઇ છું. અનુપસિંહ, હું કાકલૂદી કરીને કહું છું કે જીવવા માગતા હો તો તેની પાસે આવશો જ નહિ. આપ ખાતરીથી માનજો કે એની ઇન્દ્રજાળમાં ફસાઇ પડતાં અધઃપતનમાં ગબડી પડવા સિવાય આપ બીજો કશો જ લાભ મેળવશો નહિ."

નવાઇની વાત એ છે કે રેબેકા પેઠે જ સર જ્યોર્જ મૂલરે મને ચેતવણી આપી હતી. પણ રા–તાર્ક એટલો બધો ભયંકર હશે તે તેની સાથે વાતો કરતાં કે તેનો ભાવસત્કાર જોતાં હું માની શકયો નહિ. તો પછી એ બંને જણ મને શું અમસ્તો જ ચેતાવતાં હતાં? ગમે તેમ હોય. રેબેકાના વિષાદઘેરા મુખ તરફ જોઇને હું બોલ્યો: "આપ મને સાવધાન રહેવાનું જણાવો છો, પણ આપ તો એને આશ્રયે કેટલાં ય વરસથી રહો છો; તો પછી એના સહવાસમાં રહેવાથી પોતાનું અધઃપતન થવાની આપને શંકા થતી નથી?"

"કેમ નહિ? મારા અધઃપતનની મને સારી પેઠે ખબર છે, પણ તેણે મને પૂરેપૂરી વશ કરી છે. તેની પ્રચંડ શક્તિ આગળ મારો કશો જ ઇલાજ નથી એએક વાર તો હું મૃત્યુના મોંમાંથી પાછી આવી છું. મને લાગે છે કે મૃત્યુ પછી પણ મારો આત્મા મુક્ત થવાનો નથી. મારો તો સર્વનાશ થઈ જ ચૂકયો છે; પણ આપ પ્રતિષ્ઠિત પરદેશી છો; કદાચ આપને માતાપિતા પણ હશે; આપના ઉપર તેઓનો બધો આધાર હશે; એટલે આપનો સર્વનાશ થાય એ કલ્પનાથી પણ હું કંપી ઊઠું છું.

આપ મારી વિનંતી જરૂર માનો. આજે રાત્રે જ નેપલ્સ છોડી જાઓ. ચીન, જાપાન, રશિયા, અમેરિકા કે આપના દેશમાં–ગમે ત્યાં ચાલ્યા જાઓ. આપ કદી પણ આ દાનવ સન્મુખ આવશો નહિ. હાથે કરીને વિષધર સર્પને ગળે વળગાડશો નહિ."

"મારા ભલા માટે જ તમે આ બધુ કહો છો એ વિષે મને શંકા નથી. પણ હવે તો આપની ચેતવણી નકામી છે. મેં તો રા–તાઈને વચન આપ્યું છે, ને કાલે રાત્રે જ તેની સંગાથે હું મિસરની મુસાફરીએ જનાર છું"

મારી વાત સાંભળતાં જ રેબેકાની આંખ બહાવરી બની ગઇ. ઘડીભર તે કંઇ જ બોલી શકી નહિ.

થોડી વારે હું બોલ્યો: "મારી વાત સાંભળી તમને બહુ આશ્ચર્ય થયું !"

વ્યાકુળ ભાવે રેબેકા બોલી: "આપે તો ભારી કરી ! આપ સાચે જ તેની સાથે મિસર જવા તૈયાર થયા છો ? આપ જે ભૂલ કરો છો તેની આપને અત્યારે કલ્પના ય ન આવે. અત્યારની ભૂલ કદાચ ભવિષ્યમાં ક્યારે ય સુધારી નહિ શકાય. હજી પણ એક વાર કહું છું: આ રીતે આત્મહત્યા મા કરો. એ નરપિશાચને વચન ભલે આપી ચૂકયા હો, પણ એનો ભંગ કરશો તોય કાંઇ અપરાધ થવાનો નથી. આજે રાત્રે જ નેપલ્સ છોડીને કયાંક ચાલ્યા જાઓ..." રેબેકા બીજું કંઈ જ બોલી શકી નહિ. તે ઊભી ઊભી થરથર કંપવા લાગી !

તેની એ દશા જોઇને મને ભારે દુઃખ થયું. હું રૂંધાતે ગળે બોલ્યો: "મને ચેતાવીને ભાગી જવાનું કહી તમે જબરું જોખમ ખેડી રહ્યાં છો એની તમને ખબર છે? આ ચેતવણીથી હું ભાગી ગયો છું એવી રા–તાઇને ખબર પડી જશે તો? તો તો તમારા પર વિતવામાં કશું બાકી રહેશે નહિ. ના, ના, મારે ખાતર તમે વિપત્તિમાં આવી પડો, ને હું જીવ બચાવવા ભાગી જાઉં એટલો બધો બાયલો મને સમજશો નહિ !"

રેબેકા ધ્રૂજતી ધ્રૂજતી બોલી: "આપને કંઇ વેઠવું ન પડે એટલા જ

મારે હું જબરું જોખમ ખેડી અહીં આવી છું. તે દિવસે આપણે પહેલ-વહેલાં મળ્યાં ત્યારથી જ હું સમજી ગઇ હતી કે આપ તુરતમાં જ એ પિશાચની ઇન્દ્રજાળમાં ફસાઇ જવાના છો. તે દિવસથી જ આપને ચેતવણી આપવાનો લાગ હું શોધતી હતી, પણ આજ સુધીમાં તેવી તક મને મળી નહિ.”

મેં કહ્યું: “રા–તાઇ એટલો બધો ભયંકર માનવી છે તો તમે કેમ તેને આશ્રયે રહ્યાં છો? કેમ ભાગી જતાં નથી? ચાલો, આજે રાત્રે જ આપણે બંને જણ ભાગી જઇએ. હા, આપને મારો ઝાઝો પરિચય તો નથી, પણ હું ખાનદાન છું. તમને દગો નહિ દઉં એટલી ખાતરી રાખજો. મારી પાસે નાણાંનો તોટો નથી. તમને સુખી કરવા હું બધું જ કરી છૂટીશ. મારી સાથે આવશો તો આફતમાં આવી પડશો એવી જરાય શંકા રાખશો નહિ. ખરા અંતરથી હું વચન આપું છું.”

રેબેકા એકદમ બોલી ઊઠી: “ના, ના. મને એવો આગ્રહ કરશો જ નહિ. મારું ચાલતું હોત તો હું તમારી વાત અવશ્ય માની જાત, પણ તે મારા હાથની વાત નથી. પિંજરે પૂરાયેલું પંખી ઇચ્છા મુજબ ઊડી જઈ શકતું નથી. મારી પણ એવી જ દશા છે. એ પિશાચે મને એવી તો બાંધી દીધી છે કે એ પોલાદી સાંકળની ભીંસમાંથી હું કોઇ પણ ઉપાયે છૂટી શકવાની નથી. જીવનભરમાં એ બંધન કોઈ પણ શસ્ત્ર છેદી શકવાનું નથી. અરે, મૃત્યુ પછી મારો આત્મા પણ મુક્ત થઇ શકવાનો નથી.”

એકાએક બંને હાથવડે મોં ઢાંકી દઈ રેબેકા ડૂસકે ડૂસકે રડવા લાગી. ઉછળતા હૃદયના આવેગથી તેનું આખું અંગ કંપવા લાગ્યું. એવું મર્મભેદી મૂક રૂદન મેં જીવનભર કયારે ય જોયું નથી. એ નિઃસ્તબ્ધ ચાંદની રાત્રે, નિર્જન ઉપવનના ખૂણામાં ભગ્ન હૃદયની વ્યથિત પરગજુ નારીને એ રીતે રૂદન કરતી જોઇને સ્નેહકરુણાથી સભર સંવેદના વડે મારું હૈયું પણ હાલી ઊઠ્યું. મેં કહ્યું: “રેબેકા, રા–તાઇનો તું ત્યાગ કરી શકતી નથી, તો ઇશ્વરના સોગંદ પર હું કહું છું કે જીવ બચાવવા

માટે આવલો બનીને હું ભાગી નહિ જ જાઉં. તારી સાથે જ આવતી કાલે રાત્રે હું મિસરની મુસાફરીએ ઉપડીશ. પછી નશીબમાં જે લખ્યું હોય તે ભલે થાય.”

મારો સંકલ્પ સાંભળી રેબેકા કશું બોલી નહિ. તે જે રસ્તેથી આવી હતી તે રસ્તેથી પાછી ચાલી ગઇ. હું કેટલી ય વાર સુધી તે સ્થળે ઊભો રહ્યો. અનેક તર્કવિતર્કોમાં મારું મન અટવાવા લાગ્યું. લાંબો નિઃશ્વાસ મૂકી હું બબડયોઃ “સારું થાય કે નબળું થાય—જે પ્રવાહમાં ભૂસકો મારવા તત્પર થયો છું તે પ્રવાહમાં તણાઇ ભલે જાઉં. પણ જોઉં તો ખરો કે એનો અંત કયાં છે ! જીવનભરના દુઃખમાંથી રેબેકા મુકત ન થાય ત્યાં સુધી વિપત્તિઓ સાથે ભલે ગમે તેટલું ભયંકર યુદ્ધ ખેલવું પડે, પણ પાછો પડીશ નહિ. ભગવાન, તારી જ સહાય !”

અનેક વિચારોમાં અટવાતો હું ઘર તરફ ચાલી નીકળ્યો.



# પ્રકરણ ૮મું

## તોફાન પહેલાંની શાંતિ

બીજે દિવસે રાત્રે દશ વાગ્યા પહેલાં રા–તાઇની ગાડી મારી હોટલ નજીક આવીને ઊભી. મારો બધો જ સરસામાન નોકરો મારફત મંગાવી લઇને રા–તાઇએ જહાજમાં મુકાવી દીધો હતો. હોટલનો હિસાબ પતાવી, ગાડીમાં બેસી, હું બંદર તરફ ચાલી નીકળ્યો.

રા-તાઇનું જહાજ મોટું ન હતું, પણ સુંદર તો હતું. રાતે જહાજના બધા ભાગ હું બરાબર જોઇ શકયો નહિ. કેબિનમાં પગ મૂકતાં જ જહાજનો કપ્તાન મારી સામે આવ્યો ને બોલ્યોઃ “મિ. રા–તાઈ અને રેબેકા જહાજમાં આવી ગયાં છે. તેઓ પોતપોતાના કેબિનમાં આરામ લે છે.” રાતે તેને મળવા માટે મેં આગ્રહ દર્શાવ્યો.

નહિ. રા–તાઇએ મારી તહેનાતમાં એક નોકર ગોઠવ્યો હતો. કપ્તાને બતાવેલી કેબિન તરફ તે મને લઇ ગયો.

કેબિનમાં જઈને જોયું તો મારો સરસામાન ત્યાં ગોઠવેલો હતો. રાત્રે અગિયાર વાગે હું કેબિનની સુંવાળી શય્યામાં સૂતો. થોડી જ વારમાં મને ઊંઘ આવી ગઈ.

બીજે દિવસે મળસ્કે જાગીને જોયું તો ચારેકાર અનંત સાગર પથરાએલો હતો! તેના પર નાચતું નાચતું અમારું જહાજ પસાર થતું હતું. કપડાં બદલવા હું તુતક ઉપર ગયો. મારા પગ તળે અનન્ત સમુદ્ર ને ઉપર અનંત ભૂરું આકાશ હતું. આકાશ પરનાં નાનાં વાદળાં પવનની ગતિથી ઘસડાતાં અમારા જહાજની પેઠે આગળ ને આગળ ધસી રહ્યાં હતાં. દૂર દૂર મહાસિન્ધુ સાથે જોડાતી ક્ષિતિજરેખા જણાતી હતી—જાણે અનંત આલિંગનપાશમાં જકડાઇ ન ગઈ હોય! એ અતુલ સૌન્દર્યને વ્યકત કરવા માટે મારી પીંછી પણ અસમર્થ છે. એ તો કેવળ અનુભવ કે ઉપભોગને જ પાત્ર હોઇ શકે.

જહાજ રાત્રે મને નાનકડું લાગ્યું હતું, પણ દિવસના અજવાળામાં તે ખૂબ જ મોટું જણાયું. પાંચસો ટન અથવા લગભગ ચૌદ હજાર મણનો બોજો તે સહેલાઇથી વહી શકે એમ હતું. જહાજનો કપ્તાન ગ્રીક હતો, પણ કપ્તાનના પહેરવેશમાં હું તેની જાત પામી શકયો નહિ.

લગભગ આઠ વાગ્યે નોકરે આવીને મને જણાવ્યું: "ચા તૈયાર છે." પૂછપરછ કરતાં જણાયું કે રા–તાઇ હજી સુધી સલૂન અથવા બેઠકખાનામાં આવ્યો નહોતો. નોકરે કહ્યું કે બપોરે એક વાગ્યા સુધી તે ખંડમાંથી બહાર નીકળશે નહિ. એટલે મેં એકલા એકલા જ પ્રાતઃકર્મ પતાવી દીધું. પછી તુતકની એક બાજુએ ખુરસી પર પડયો પડયો હું સિગારેટ પીવા લાગ્યો. દરિયો શાંત હતો. મુકત પવનના જોશમાં અનંત સમુદ્રના પટ પર જહાજ તીર વેગે આગળ ધપતું હતું. એમ ને એમ કેટલોક-

વખત વહી ગયો. એટલામાં પાછળથી મધુર સ્વર સંભળાયો. મેં ચમકીને જોયું તો રેબેકા આવીને ઊભી હતી. અત્યારે કાળા પહેરવેશમાં તે અતિ સુંદર લાગતી હતી.

મારા હાથમાં હાથ મેળવી રેબેકા ધીમેથી બોલી: "અનુપસિંહ, આપની સાથે ચા પીવા ન આવી શકી તો માફ કરશો. આજે તો મારાથી ઉઠાયું જ મોડું."

રેબેકાના મોં તરફ જોતાં મને લાગ્યું કે એ દિવસ પહેલાં રાત્રે તેની સાથે મારે જે વાતચીત થઈ હતી તે તે ભૂલી ગઈ નહોતી. પણ જહાજ પરની અમારી પહેલી મુલાકાતમાં તે એ વિષે કશું જ બોલી નહિ. મેં પણ એ વાત કાઢી નહિ. અમે બીજી જ વાતોએ વળગ્યાં.

મેં કહ્યું: "રેબેકા, તમે ઘણી વાર દરિયાની મુસાફરી કરી હશે. એ તમને ફાવે છે ?"

"ખૂબ સરસ. દરિયો તો મને બહુ જ ગમે. મને યાદ છે કે નાની હતી ત્યારે પણ બાપુ સાથે હું ઘણી વાર દરિયાકિનારે ફરવા જતી. મને ખૂબ જ આનંદ આવતો. તોફાન વખતે દરિયાનાં મોજાં પહાડ જેવાં ઊંચા ઊછળતાં, તેના પર જહાજો ડોલતાં ત્યારે મને થતું કે જહાજો જાણે પોતાની માતાને ખોળે ચઢી ડોલી રહ્યાં છે."

રેબેકાને પોતાનો સુખદ બાલ્યકાળ ને માતપિતા એકાએક યાદ આવી ગયાં. તેની આંખો સજળ બની. તેણે એક નિસાસો નાખ્યો. પણ ઘડી વારમાં જ તે પાછી સ્વસ્થ થઇ ગઇ અને પછી પોતે જોએલા નાનામોટા દેશની વાતો કરવા લાગી. તેણે યુરોપનાં ઘણાં શહેરો જોયાં હતાં. રા–તાઇ તેને લઈને દેશપરદેશ શા માટે ફરતો હતો તે મને સમજાયું નહિ. કેટલાંક કારણસર મેં તે પૂછ્યું પણ નહિ. છતાં મારી ખાતરી થઈ કે યુરોપનાં દરેક મોટાં શહેરો તે જોઇ વળી હતી. મેં તેને પૂછ્યું: "બધામાં કયો દેશ તમને વધારે ગમે છે ?"

"એ પર હજી સુધી વિચાર કરવાની મને તક જ મળી નથી. મારું

હતભાગી જીવન પિંજરે પુરાયેલું છે. પંખીને સોનાને પિંજરે પૂરો કે લોઢાને પણ તેને બધું જ સરખું. એવું જ મારું પણ છે. જ્યાં ગઇ છું ત્યાં મને સુખ જણાયું નથી."

રેબેકાની વાત સાંભળી હું કશું જ બોલ્યો નહિ. રા–તાઇના જહાજમાં તેની જ કેબિનથી થોડે દૂર બેસી એ પ્રકારની વાતો કરવી એ મને ઠીક લાગ્યું નહિ.

બપોરે એક વાગ્યો એટલે રા–તાઇ પોતાની કેબિનમાંથી બહાર નીકળ્યો. પણ તેણે હજી કપડાં બદલ્યાં ન હતાં. તેણે પેલો જ કાળો લાંબો કોટ, તંગ પાયજામો ને માથે આરબો જેવી રંગીન ટોપી પહેર્યાં હતાં.

રેબેકા તે પહેલાં પોતાના કેબિનમાં ચાલી ગઇ હતી. મને એકલો બેઠેલો જોઇને રા–તાઇ મારી પાસે આવ્યો ને બોલ્યો: "ગઇ કાલે રાતે તારો સત્કાર કરવા મારાથી નીચે અવાયું નહિ. શિષ્ટાચારની વિરૂદ્ધ વર્તન થયું તે માટે મનમાં કશું લાવ્યો તો નથી ને? મારા જેવો વૃદ્ધ દરેક વખતે બધું કામકાજ એક જ નિયમે ન કરી શકે એ તો તું પણ કબૂલ કરશે. ઉંમરને લઇને મારાથી કયારેક નિયમભંગ થઇ જવાય છે. પણ તને કશી અડચણ તો નથી પડી ને?"

"ના. ના મને એવું કશું થયું નથી. રાત તો મેં પૂરા આરામથી ગાળી છે, આપનું આ જહાજ બહુ જ સુંદર છે."

જહાજની પ્રશંસા મારે મોંએ સાંભળીને રા–તાઇ ભારે ખુશ થયો. માથું ધુણાવી તે બોલ્યો: "હાસ્તો, સુંદર કેમ ન હોય? એની પાછળ મેં અઢળક ધન ખરચ્યું છે. એમાં મુસાફરી કરે છે તે સૌ એનાં વખાણ કરે છે. એ છે તો જ હું દેશપરદેશની મુસાફરી ભારે આનંદથી કરી શકું છું પણ એના બધા ભાગ તેં જોયા નહિ હોય."

"ના."

"તો ચાલ. હું તને ફેરવીને બધું બતાવું."

હું ઊઠયો. રા-તાઇ-સાથે બધા ભાગ જોતો જોતો ફરવા લાગ્યો. આખરે અમે સલૂનમાં ગયા. એ રા-તાઇનું દીવાનખાનું હતું. તે ખૂબ જ ઠાઠથી શણગારેલું હતું. મેં કેટલા ય જહાજોમાં મુસાફરી કરી છે, કેટલાયના ખૂણેખૂણા જોઇ વળ્યો છું. પણ આવું સુંદર સલૂન મેં કયાં ય જોયું હોય એવું મને યાદ આવતું ન હતું.

સલૂનમાંથી બહાર નીકળીને અમે રા-તાઇના શયનખંડમાં ગયા. મેં જોયું તો ત્યાં એક ખૂણામાં એના પૂર્વજ—પેલા મમીને કાળજીથી સાચવીને મૂકયું હતું! તેને જોતાં જ રા-તાઇએ એ મારી પાસેથી કેવી રીતે પડાવી લીધું હતું તે વાત યાદ આવી. મારા આખા શરીરમાં ઝણઝણાટી વ્યાપી ગઇ. તે પછી સ્વેચ્છાએ એ ભયંકર માનવીના પંજામાં હું આવી પડયો છું તે યાદ આવતાં મન ઘડીભર ગુંગળાઇ ઊઠયું. હું પહેલાંનો માનવી નથી, પણ મારામાં પુષ્કળ ફેરફાર થઇ ગયા છે એમ મને પંડને જ લાગ્યું!

જહાજમાં બધે ફરી વળીને અમે તુતક પર આવ્યા. પછી ખુરસી પર બેસી પડીને થાક ખાવા લાગ્યા. મને થયું કે હવે થોડી જ વારમાં રેબેકા પણ આવશે. પણ કેટલી ય વાર સુધી તે નજરે પડી નહિ. નોકરે ખબર આપી કે તેનું માથું દુઃખે છે, કેબિન બહાર નીકળવાની પણ તેનામાં શકિત નથી! મારી સાથે ઘણી વાર સુધી વાતચીત કરીને રા-તાઇ ઊઠયો. એકલો એકલો તુતક પર બેસીને હું અનંત સમુદ્ર પરના સૂર્યાસ્તની શોભા જોવામાં મશગૂલ બની ગયો. અસ્ત પામતા સૂર્ય-નારાયણનાં કિરણો સોનેરી રંગે ચળકતાં હતાં. ચારે બાજુ નીરવ શાંતિ હતી. જાણે સમગ્ર વિશ્વપ્રકૃતિ અનંત બ્રહ્માંડના અધીશ્વરના ધ્યાનમાં સમાધિ માંડી બેઠી છે.

થોડી વારમાં સૂર્ય અસ્ત પામ્યો. સંધ્યાનો ધૂંધળો પડદો ધીરે ધીરે પથરાવા લાગ્યો. ગગનઆંગણે એક પછી એક તારા ફૂટવા લાગ્યા. એ શાન્ત નીરવ સંધ્યા સમયે જે વિશ્વસૌંદર્ય જોયું તે શબ્દોમાં

હું વ્યકત કરી શકતો નથી. કેટલીય વાર સુધી એકલો બેઠો બેઠો તે અનિર્વચનીય પ્રાકૃતિક સૌંદર્ય જોતો હું લીન બની ગયો. સમુદ્રની આવી નીરવતા મેં કયારે ય જોઇ ન હતી. જબરું તોફાન ઊઠતાં પહેલાં જેવી શાંતિ હોય છે તેવી જ શાંતિ જોતાં મેં કપ્તાનને પુછયું: "કુદરતની આ શાંતિ આજે વિચિત્ર નથી લાગતી ?"

કપ્તાન બોલ્યો: "મને પણ બરાબર સમજાતું નથી. આજે સવારથી જ બેરોમિટર (હવામાપક યંત્ર)માં ભારે ગરબડ જણાય છે. રાત્રે તોફાન થાય એવું લાગે છે."

મારું પણ એ જ અનુમાન હતું. કપ્તાન પોતાને કામે ચાલ્યો ગયો. ભમતો ભમતો હું એક કાચની બારી પાસે પહોંચ્યો. ત્યાં બેસીને કાચની આરપાર મેં જોયું તો તુતકની નીચે આવેલા ખંડનો થોડો ભાગ મારી નજરે પડયો. અંદર વીજળીની રોશની પૂર તેજમાં હતી. ત્યાં વધારે બેસવાની મારી મરજી નહોતી. પણ એ કેબીનમાંથી આવતો હોય તેમ રેબેકાનો મંદ કંઠસ્વર મારે કાને પડયો. તે શું કહેતી હતી તે સાંભળવાની લાલચ હું રોકી શકયો નહિ.

રા–તાઈ રેબેકાને જર્મન ભાષામાં કહેતો હતો: "સાવધાન, મારી આંગળી પકડીને બરાબર જો. નખ-દર્પણમાં શું દેખાય છે?"

રેબેકાએ કશો જ ઉત્તર આપ્યો નહિ.

રા–તાઇ પુનઃ દઢ સ્વરે બોલ્યો: "શું જુએ છે? જલદી બોલ."

રેબેકા ધોધરે સાદે બોલી: "ખૂબ મોટું રણમેદાન. તેની એક બાજુ પર ઊંચા ઊંચા પર્વતોની હાર છે. એની તળેટીમાં રેતાળ મેદાન છે. ત્યાં એક તંબૂ છે. તંબૂમાં કોઇ રોગી સૂતો છે. એને બહારનું કશું જ ભાન નથી. ખાટલા પરની મેલી પથારી પર પડયો પડયો તે વેદનાથી આળોટી રહ્યો છે."

રા–તાઇ બોલ્યો: "એને તું ઓળખે છે?"

રેબેકાએ કંઈ જવાબ આપ્યો નહિ.

રા-તાઇ ફરી બોલ્યોઃ "ઓળખે છે કે નહિ? જલદી બોલ."

રેબેકા બોલીઃ "હા. ઓળખું છું."

રા-તાઇ બોલ્યોઃ "બીજું શું દેખાય છે?"

"એક આરબ તંબૂની બહાર તપી ઊઠેલી રેતી પર પડયો પડયો કોઇ રોગની વેદનામાં હાથપગ અફાળી રહ્યો છે. તેનાં આંખ, ગળું, નાક અને મોં ફૂલી ગયેલાં છે."

"ફરીને જો. હવે શું દેખાય છે?"

"આરબની વેદના શમી ગઇ છે. રેતી પર લાંબો થઇને તે સૂતો છે. જાણે મરી ગયો છે."

થોડી વાર રા-તાઇ ચૂપ રહ્યો. પછી પાછો બોલ્યોઃ "ફરીને જો. બીજું કંઇ દેખાય છે કે નહિ?"

રેબેકા બોલીઃ "ના. જબરો અંધકાર છે. કશું દેખાતું નથી."

મોટો બરાડો પાડી રા-તાઈ બોલ્યોઃ "બરાબર હાથ પકડી રાખ. નખ તરફ એકીનજરે જોઇ રહે. થોડી જ વારમાં અંધકાર મટી જશે. નવું દસ્ય નજરે પડશે."

"એક અંધારી ગુફા દેખાય છે. ના, ના. ગુફા નથી. પાતાળઘર છે. મોટા મોટા થાંભલા પર અજબ આકારનું છાપરું છે. ઓરડાઓની દીવાલે દીવાલે જૂના સમયનાં ચિત્રો છે. ઓરડે ઓરડે એક એક શબ જણાય છે."

એ પછી કંઇ જ સંભળાયું નહિ. વાતચીત પૂરી થઇ હોય એમ મને લાગ્યું. પણ થોડી વાર પછી રા-તાઈ બોલ્યોઃ "હજી એક વાર મારા નખ પર બરાબર નજર ઠેરવીને જો. નવું કશું દેખાય છે કે નહિ?"

ગાંડી બની ગઇ હોય એમ રેબેકા એકદમ બોલી ઊઠી: "મૃત્યુ ! ચારે બાજુ મોતનો પ્રવાહ વહી રહ્યો છે. ધોરી માર્ગો પર હજારો શબ પડયાં છે. હૈયાંફાટ રુદનથી મારા કાન બહેરા બની જાય છે. ચારે બાજુ આગ સળગી રહી છે. બાળક, યુવક, વૃદ્ધ ને નરનારી બધાં જ એ આગમાં બળી રહ્યાં છે. ઓહ ! કેવું ભયંકર દૃશ્ય ! હું વધારે વાર તે જોઇ શકતી નથી. છોડી દો ! કૃપા કરી મને છોડી દો."

પિશાચની પેઠે ખડખડ હસી રા-તાઈ બોલ્યો: "સરસ, સરસ ! તારી વાત સાંભળી મને આનંદ થયો. વાહ, હવે તો મારું જીવનવ્રત સફળ થવાનું ! તારે હવે એ દેખાવ જોવાનો નથી. તું હવે સૂઇ જા. ગાઢ ઊંઘમાં પડી જા. નખ-દર્પણમાં તેં જે જોયું છે, મેં જે કંઇ કહ્યું છે, ઊંઘમાંથી ઊઠીશ ત્યારે તે કંઇ જ તને યાદ રહેશે નહિ."

રા-તાઇ ને રેબેકા વચ્ચે થએલી વાતચીતમાં મને કશી સમજણ પડી નહિ. નાનપણમાં સાંભળેલી એક વાત મને યાદ આવી. પ્રાચીન કાળમાં આપણા દેશના યોગીમુનિઓ નખદર્પણમાં ભૂતભવિષ્યની બધી ઘટનાઓ પ્રત્યક્ષ જોઇ શકતા. પણ મિસર દેશમાં એ વિદ્યા હશે એની મને કલ્પના નહોતી. કશી જ સમજ ન પડવાથી હું ઊઠયો ને તુતક પર ટહેલવા લાગ્યો. એટલામાં રા-તાઈ મારી પાસે આવી પહોંચ્યો ને હસતો હસતો બોલ્યો: "અનુપ, તને એક વાત કહેવા આવ્યો છું. આજે હું ખૂબ ખુશમિજાજમાં છું. આજે આપણી વાત બરાબર જામશે એમ મને લાગે છે."

રા-તાઈને આજ સુધીમાં આવો પ્રફુલ્લ મેં કદી જોયો નહોતો. પણ આ વેળા મારા મનમાં શોક છવાયેલો હતો. વાત કરવાની મરજી નહોતી. કંઇ જ બોલ્યા વિના હું ઊભો રહ્યો.

રા-તાઇ મારી મનોદશા પારખી જઇ બોલ્યો: "આજે તું આટલો બધો દિલગીર કેમ જણાય છે ? શું થયું છે, બોલ ? મારા આતિથ્યમાં કંઇ ખામી આવી છે ?"

"ના. એવું કશું નથી. આજે મારે શરીરે ઠીક નથી. માથું દુઃખે છે. વાત કરવાની ઇચ્છા થતી નથી."

કોઇ મુરબ્બીને છાજે એ રીતે રા–તાઇ બોલ્યો: "તમે આજકાલના છોકરાઓ શરૂઆતની બિમારીની દરકાર જ કરતા નથી–જાણે એમાં જ બહાદુરી માનો છો. તું હાથે કરીને જ બિમારીમાં સપડાઇ જાય તો હું શું કરી શકું, બોલ ?"

છતાં મેં કશો જ ઉત્તર આપ્યો નહિ. રા–તાઇએ મારી પાસે બેસી જઇને વાત કરવા માંડી. લગભગ એક કલાક સુધી તેણે ચિત્રકળા પર ચર્ચા કરી. ચિત્રકળાના વિષય પરનું તેનું વિશાળ જ્ઞાન જોઈને મને અત્યંત આશ્ચર્ય થયું. તેની ચર્ચા પરથી તો જાણે એ કળાનો એણે જીવનભર અભ્યાસ કર્યો હોય એમ મને લાગ્યું !

એટલામાં રેબેકા ફરતી ફરતી અમારી પાસે આવી. રા–તાઇની વાતો અટકી. રેબેકા બોલી: "અનુપસિંહ, આજે કેટલો બધો ઉકળાટ લાગે છે ? પવન પણ પડી ગયો છે. જાણે કોઇ મહા તોફાન થવાના ભણકારા વાગતા હોય એમ તમને નથી લાગતું ?"

મેં કહ્યું: "હા. આકાશ જોતાં તો એવું જ લાગે છે, જાણે વાવાઝોડું શરૂ થવાનું હોય એમ જણાય છે. કેબિનમાં તો બેસાતું કે ઠરાતું નથી. એટલે તો અહીં બહાર ઠંડક માટે બેઠો છું."

રેબેકા બોલી: "કોણ જાણે કેમ, આવા ઉકળાટમાં પણ સાંજ પછી મને ઊંઘ આવી ગઇ હતી. થોડું માથું દુઃખ્યું એટલે સૂઈ ગઈ ને થોડી વારમાં તો ઘસઘસાટ ઊંઘી પણ ગઈ ! કેટલા ય વરસ પછી આજે જ મને એવી સરસ ઊંઘ આવી. એકાએક જાગી પડી ત્યારે ગરમીથી અકળાઈ ઊઠી ને તુતક પર ભાગી આવી. જોઉં છું તો આટલી રાત્રે પણ તમે જાગતા જ બેઠા છો !"

રેબેકાને કંઇ જ ઉત્તર ન આપતાં મેં ત્રાંસી નજરે રા–તાઇના મોં તરફ જોઈ લીધું. ઊંઘમાંથી ઊઠયા પછી તને નખ–દર્પણમાં જોયેલું

એકે દૃશ્ય યાદ રહેશે નહિ એમ રા–તાઇએ કહ્યું હતું તે સત્ય જ ઠર્યું !

રા–તાઇ રેબેકાને કહેવા લાગ્યો: "અનુપનું માથું દુ:ખે છે. છતાં તે દવા તો લેતો જ નથી. તારું માથું દુ:ખે છે એવી મને ખબર પડી હતી. પણ ખબર કાઢવા આવ્યો ને જોયું તો તું ભર ઊંઘમાં ! એટલે મેં તને જગાડી નહિ. તારે પણ દવા લેવાની જરૂર છે. હું કેબિનમાંથી લઇ આવું છું."

રા–તાઇ દવા લેવા ચાલ્યો ગયો એટલે હું રેબેકા સાથે ફરતો ફરતો રેલીંગ પાસે ગયો. રેલીંગ પર ઝૂકી પડીને રેબેકા સ્થિર દૃષ્ટિએ અંધારા સમુદ્ર તરફ તાકી રહી. આજે તે ખૂબ વ્યગ્ર લાગતી હતી. તેને શું થતું હતું તેની મને ખબર ન પડી. પણ તેના ગૂઢ મૌનથી મારું હૃદય હાલી ઊઠયું. હું તેની નજીક જરા સરીને ધીમેથી બોલ્યો: "રેબેકા, આજે તને કંઇ થતું હોય એમ લાગે છે. બોલ, શું કરું તો તને આનંદ થાય ?"

નજર ફેરવ્યા વિના રેબેકા બોલી: "આનંદ, ઉત્સાહ અને પ્રફુલ્લતાને મેં કેટલાં ય વરસથી વિદાય આપી છે. આ જીવનમાં હવે તે ફરી ફરકે એમ નથી ! અનુપસિંહ, તમે શા માટે મારા પ્રત્યે આટલી બધી મમતા દર્શાવી રહ્યા છો ? હું કશાથી જ રાજી થાઉં એ બને તેમ નથી. મારામાં પ્રસન્નતા પ્રગટાવવાનું કોઇ પણ માણસને માટે અશકય છે."

તેના એ કથનમાં એટલી તો નિરાશા, હૃદયની એટલી તો ગંભીર યાતના ભારોભાર ભરી હતી કે ભાષામાં તે વ્યક્ત ન થઇ શકે–અનુભવી જ કલ્પી શકે.

હું બોલ્યો: "ના, તારી એ વાત પર મને વિશ્વાસ બેસતો નથી. તેં આજે કંઇ ભયંકર સ્વપ્ન જોયું હોય એમ લાગે છે. તેની અસરમાંથી તું કોઇ પણ પ્રયાસે મુક્ત થઇ શકતી નથી, એટલે જ આમ લેવાઇ ગઇ છે."

રેબેકાએ મારા તરફ જોયું. ગંભીર સાદે તે બોલી: "અનુપસિંહ, મને સાંત્વન આપવા તમે નકામો પ્રયાસ કરી રહ્યા છો. જેનાં બધાં જ સુખશાંતિ અને બધી જ આશાઓનું અવસાન થયું છે તેને તમે કેમ કરીને

દિલાસો આપી શકવાના છો? હું અહર્નિશ એ દારુણ દુઃખ વેઠતી આવી છું, ને જીવનભર તે વેઠયા જ કરવાનું છે. એટલે કોઇની સહાનુભૂતિ પણ મને અસહ્ય થઇ પડે છે."

મેં કહ્યું: "તને શું દુઃખ છે? તું રાત–દિવસ કેમ આમ દુઃખી-ગમગીન જણાય છે એ જાણવા માટે મેં કેટલા ય પ્રયાસ કર્યા છે, પણ તું ચોખવટથી કદી વાત કરતી નથી. અત્યારે પણ તું એ વાત ન જણાવે?"

રેબેકા બોલી: "તમારા જેવો મારો હિતેચ્છુ દુનિયામાં બીજો કોઈ ન હોય એની મને ખાતરી છે. એ માટે હું ખૂબ જ આભારી છું. પણ તમે જે જાણવા માગો છો તે હું કહી શકું તેમ નથી. એ મારે માટે તદ્દન અશકય જ છે."

એ પછી કંઈ પણ બોલ્યા વિના રેબેકા ત્યાંથી ચાલી ગઈ. રાત ઘણી થઇ ગઈ હતી. હું પણ ઊંડા વિચારમાં પડી કેબિનમાં ગયો. પથારીમાં સૂતો ખરો, પણ ઊંઘ આવી નહિ. ઉકળાટમાં જરા ય ચેન પડતું નહોતું. કેબિનમાં સુવાય એવું જ હતું નહિ. એટલે તુતક પર થોડા આંટા મારી આવું તો કદાચ ઊંઘ આવે એવો વિચાર કરી બહાર નીકળ્યો.

રાતનો એક વાગી ગયો હતો. આકાશ તરફ જોયું તો ચંદ્રોદય થઇ ચૂકયો હતો. હું ધીમે ધીમે તુતક પર પહોંચ્યો. ત્યાં જોયું તો તુતકને એક ખૂણે ચંદ્રના આછા અજવાળામાં કોઇ માણસનો પડછાયો પડતો હતો. હું ચમકયો. મેં બરાબર નજર માંડીને ખૂણા તરફ તાકી તાકીને જોવા માંડયું. જોયું તો ત્યાં રા–તાઇ હતો!

રા–તાઇ મને જોઇ શકતો નહોતો. તેને મોડી રાતે ત્યાં જોઇને હું ડરી જ ગયો ને ત્યાં ને ત્યાં જ જડ જેવો ઊભો રહી ગયો. મેં જોયું તો તે પોતાના સૂકા-માત્ર હાડકા જેવા દેખાતા બંને હાથ ઊંચા કરી આકાશ તરફ મોં કરી કંઈ મંત્ર ભણતો હતો! હું એ અંધારા ખૂણામાં ઊભો હતો એટલે તે મને જોઇ શકયો નહિ. પણ મેં તેને અજવાળામાં ઊભેલો જોયો અને ત્ય ચંદ્રનું અજવાળું પડતું હોવાથી મને તેનું મોં

ચોખ્ખું દેખાતું હતું. એ મોંના ભાવ જોતાં જ હું જડસડ થઈ ગયો. માણસના મોં પર એવા પૈશાચિક ભાવ મેં કયારે ય જોયા નથી! મેં મારી સગી આંખોએ એ મોં જોયું ન હોત તો ચિત્રકાર હોવા છતાં ય એવું ચિત્ર હું કલ્પી શકયો ન હોત! એ માણસનું નહિ, પ્રેતનું મોં હતું! તેને જોતાં જ હું થથરી ઊઠયો. છતાં હું તે તરફથી મારી નજર પણ ખસેડી શકયો નહિ. કોઇએ ભૂરકી નાખી હોય તેમ હું તે તરફ જ જોઇ રહ્યો!

કેટલી ય વાર સુધી અસ્પષ્ટ સ્વરે મંત્ર ભણ્યા પછી રા-તાઇ મારા તરફ આવવા લાગ્યો. મને થયું: ભોગ લાગ્યા! આ વેળા મને જોઇ જશે તો વાઘની પેઠે કૂદકો મારી તે મારા પર તૂટી પડયા વિના ન રહે. મને જીવતો ન જ છોડે. હું અતિથિ છું તે પણ એ ભૂલી જશે. પણ હું નસીબદાર નીકળ્યો. તેણે મને જોયો નહિ. ચોરપગલે દબાતો દબાતો હું સરકવા લાગ્યો. મારે પડખેથી નીકળી તે ધીરે ધીરે તુતક પરથી નીચે ઊતરી ગયો.



## પ્રકરણ ૭મું

### ઝંઝાવાત!

તે ચાલ્યો ગયો. મેં છૂટકારાનો દમ મૂકયો. મને થયું: આ તે માણસ કે પ્રેત? હાથે કરીને હું તેના પંજામાં શા માટે સપડાયો હોઇશ?

રા-તાઇ પોતાની કેબિનમાં ચાલ્યો ગયો હતો. પછી કોણ જાણે કેમ હું ય તુતક પર ઊભો રહી શકયો નહિ. મારી કેબિનમાં જ ચાલ્યો ગયો. ત્યારે સમુદ્રનો પટ સ્વચ્છ દર્પણ જેવો સ્થિર હતો. આકાશમાં ક્યાં ય વાદળાં ચઢેલાં જણાતાં નહોતાં. કેબિને પાછો જઈને સૂતો ત્યારે રાતના બે વાગી ચૂક્યા હતા. સૂતા પછી તરત જ નિદ્રાદેવીએ મારા પર

કૃપા કરી. હું ઘસઘસાટ ઊંઘમાં પડયો.

ખૂબ જ મોડેથી હું જાગી ઊઠયો. જોયું તો કુદરતે એકદમ પલટો ખાધો છે. પ્રચંડ ઝંઝાવાતથી આગબોટ આમતેમ ડોલી રહી છે. કોઇ વાર તેનો આગલો ભાગ પાણીની અંદર ગરકાવ થઈ જાય છે, તો કોઈ વાર પર્વત જેવડાં ઊંચાં ઊંચાં મોજાં સાથે એકદમ ઉંચકાઈ જાય છે. વળી હર પળે ઝંઝાવાતનો ભયંકર સૂસવાટો કાનના પડદા તોડી નાખે છે. ઝંઝાવાતની સાથે સાથે સમુદ્ર પણ કેવો ભયંકર બની જાય છે તે તો અનુભવ્યું હોય તે જ જાણે. જહાજના થંભ પણ દર પળે કડૂડ્ કડૂડ્ થઇ રહ્યા છે. ગાંડાતૂર બનીને ઊંચે ઊંચે ઊછળતાં જબરાં જબરાં મોજાં આગબોટની ઉપર થઇને અંદર ધસી આવે છે. જેમ જેમ પળ વીતે છે તેમ તેમ લાગે છે કે આગબોટ થોડી જ વારમાં સાગરના ઊંડા પેટાળમાં પહોંચી જવાની ને સાથે સાથે જીવતાં-જીવત જ અમારી જળસમાધિ થઇ જવાની !

લગભગ કલાક સુધી તો મૂઢ જેવો બની-જાણે ભાનસાન ગુમાવી હું પથારી પર જ પડયો રહ્યો ! કેટલી ય વાર ઊઠવાનો પ્રયાસ કરી જોયો, પણ ઘોડિયા પેઠે ઝૂલી રહેલી આગબોટમાં પગલું સરખું માંડવાની વાત તો દૂર રહી પણ ઊભા થવું ય તદ્દન અસંભવિત હતું. એ ભીષણ વિપત્તિ જોતાં મને થયું કે રા-તાઇની સાથે આ સમુદ્રપ્રવાસ ખેડવામાં મેં કેવી ભયંકર થાપ ખાધી હતી ! પણ હવે સંતાપ કર્યે શું વળે ! એટલે કેબિનમાં લાકડા જેવા બનીને પડયા પડયા ડૂબી જવું તેના કરતાં નસીબમાં થવાનું હોય તે ભલે થાય, પણ ગમે તેમ કરીને એક વાર તુતક પર તો જવું જ એવો મેં નિશ્ચય કરી નાખ્યો.

ઊઠવાનો એક વાર પ્રયાસ કર્યો ને જ હું પાછો ગબડી પડયો ! ચાલીને જવાય એવું ન લાગ્યાથી, ઊભા થવાનો પ્રયાસ કર્યા વિના જ ગબડતો ગબડતો-તો કયારેક હાથ પર ઘૂંટણુમંડીએ પડી, મહામહેનતે તુતક તરફ જવા લાગ્યો. પણ એ ય કયાં સહેલું હતું ? એ રીતે જતાં

જતાં પણ મેં કેટલીય વાર ગલોટિયાં ખાધાં, જેનો પાર જ નહિ. પછી વળી બીજો ઉપાય અજમાવ્યો. સામે જે કંઇ આવતું તેને પકડીને સૂતો સૂતો સાપ પેઠે સરકવા લાગ્યો! આગબોટના તળિયા પર જડેલી કાચની બારીમાંથી તોફાની સમુદ્રનાં દર્શન થતાં જ મારું માથું ભમી ગયું. સૂતાં પહેલાં લગભગ બે વાગે જે સમુદ્ર જોયો હતો તે શું આ જ સમુદ્ર? ભયંકર તોફાનમાં ઘૂમરી ખાતા તરંગોએ એકાએક બંધનમુક્ત બનેલા દૈત્યના ભયંકર હુંકારની પેઠે ઘોર મચાવતાં મચાવતાં જાણે નૃત્ય આરંભ્યું હતું! અને એનો વેગબંધ ધસારો એક ઉછાળો મારીને આગબોટ પર થઇને એક બાજુ પછાડ ખાઇને બીજી બાજુ ઊતરી પડતો હતો. પ્રત્યેક મોજાંની પછાડ લાગતાં જહાજનાં મજબૂત બંધનો પણ ઢીલાં થઇ જતાં ને એનો એકએક ભાગ મદગળ માતંગની સૂંઢથી અડફટે ચઢેલી કેળ તૂટી પડે તેમ ભાંગી પડતો હતો. હજારો મહાકાય દાનવોના એકસામટાં ભીષણ અટ્ટહાસ્યની પેઠે ગાજતી ઝંઝાવાતની ગર્જના અને ઊંચા આકાશેથી વહી આવતા વંટોળ સાથે ચાલતો સમુદ્રનો તુમુલ સંગ્રામ હૈયાને એવો તો સજ્જડ બનાવી દેતો કે તેનું વર્ણન કરવાને મારી પાસે પૂરતા શબ્દો પણ નથી!

હાથ ને પગ વડે છાતીસરસો લપેટાઇને સરકતો હું મહાપ્રયાસે તુતક પર જઇ પહોંચ્યું છું એટલામાં પવનનો એવો તો પ્રચંડ સુસવાટો આવ્યો કે જાણે અબઘડીમાં દરિયામાં ઊડીને પડવાનો! એ સુસવાટાની સાથે જ દરિયા તરફનો એક દરવાજો તૂટી પડયો ને તેનો એક ટુકડો કાગળના પતંગની પેઠે મારા માથા પર થઇને દરિયામાં ઊડીને પડયો! વિચાર કરવાનો વખત નહોતો. થરથર કાંપતા હાથો વડે લોઢાના કઠેરા સાથે મેં ચસચસાવીને બાથ ભીડી. કઠેરા પકડીને ખૂબ જ સાવચેતીથી હું સીડી તરફ આગળ સરકયો. પછી ઝંઝાવાતના વેગથી હાંફવા લાગ્યો. પડયાં પડયાં મેં જોયું તો વિરાટ સમુદ્રતરંગો પર્વત જેટલાં ઊંચાં ઊંચાં થઇને આગબોટની ચારે તરફ ઊછળી રહ્યાં છે! મારા તો રામ જ રમી ગયા. જાણે અબઘડી ભૂખ્યા રાક્ષસની પેઠે એ મોજાં મારો કોળીઓ કરી

જશે એવું મને લાગ્યું. પ્રલયકાળના તોફાન જેવા એ ઝંઝાવાત સામે ઝઝૂમી રહેલા તોફાની સાગરનું ભયાવહ વર્ણન કરવાનો પ્રયાસ કરવો જ મિથ્યા છે.

પળે પળે ઝંઝાવાતનો વેગ એટલો તો વધતો જતો હતો કે કેટલી વાર સુધી કઠેરો પકડીને હું પડ્યો રહીશ તે પણ મારાથી કહેવાય એમ નહોતું. મારી સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી હતી. કઠેરો છોડી દઉં તો સૂસવાટાભેર હું દરિયાઈમાં ઉથલાઇ પડું, ને પકડી રાખું તોય વધારે વખત સુધી ટકી રહેવાની મારી સમગ્ર શક્તિ ખૂટી જવા આવી હતી. પ્રચંડ વેગથી ઘૂમરીઓ ખાતાં મોજાં સાથે પળ-બે-પળમાં ઘસડાઇ જવાને હવે થોડી જ વાર હતી. મૂઢ જેવો બનીને હું વિચાર કરવાની શકિત પણ ગુમાવી બેઠો હતો. બરાબર એ જ વખતે અમારો ભીમકાય કપ્તાન ચામડાનો પોશાક પહેરીને, આવાં કુદરતનાં તોફાન વેળા ઉપયોગી એવી પાદુકા પહેરીને ખૂબ જ સાવચેતીથી મારી સામે આવીને ઊભો અને મારા હાથ પકડી લઇને મને ત્યાંથી નિર્ભય સ્થળે ઘસડી ગયો. મેં તેના મોં સામે જોયું તો તે મોં હલાવી રહ્યો હતો. જાણે મારી સાથે તે કંઇ વાત કરતો હોય એમ મને લાગ્યું. પણ ઝંઝાવાતના ભીષણ સૂસવાટા ને સમુદ્રની કાનફોડ ગર્જનાથી મારા કાન બહેરા થઈ ગયા હતા; તેથી એક પણ અક્ષર મારાથી સાંભળી શકાયો નહિ.

કપ્તાનની ઓચિંતી સહાયથી હું નિર્ભય સ્થળે જઇને પડ્યો તો ખરો, પણ આ પ્રવાસમાં સાંગોપાંગ પાર ઊતરીશ કે કેમ તે મારાથી સમજાયું નહિ. કેટલી ય વાર આગબોટમાં બેસીને મેં સમુદ્રમાર્ગે પ્રવાસ કર્યો છે, એકબે વાર વંટોળમાં પણ સપડાયો છું. પણ આવા તોફાનમાં સપડાયેલું જહાજ બચી જ કેમ શકે તે કેમે કરી મારે ગળે ઊતર્યું નહિ. જોયું તો ઝંઝાવાતનો વેગ ઘટતો તો નહોતો જ; ઊલટું ઉત્તરોત્તર તે વધતો જતો હતો. અનંત સાગરની સરખામણીમાં એમાં પડેલું જહાજ તો બિંદુ સમાન હતું. એ જહાજ કેટલીક વાર સુધી અજેય પ્રકૃતિશક્તિ

સામે ટક્કર ઝીલી શકે ? બીકથી કંપતો કંપતો હું વારે વારે કપ્તાનના મોં સામે જોવા લાગ્યો. તેના મોં પર પણ ભય ને વ્યાકુળતા ચોકખાં વર્તાતાં હતાં. તે શૂન્ય દૃષ્ટિએ વારે વારે ઝંઝાવાતથી ઘેરાયલા આકાશ તરફ મીટ માંડતો હતો. આગબોટમાંનાં બધા માણસો પણ બીકથી બાવરાં બની ગએલાં હતાં. અડગ હતો માત્ર એક જ જણ. તે જહાજના પરિચાલન–ચક્ર પાસે ઊભેલો એક ઊંચો ને બળવાન યુવાન. તેની આંખો પર મોટાં ભવાં તોળાયેલાં હતાં. વિશાળ કપાળ, ભરાઉ વાળ ને હાથ લાંબા તેમ જ કસાયલા હતા. હાથ પર લીધેલું ચક્ર તે કેમે કરીને છોડતો ન હતો. અડગ રહીને દૃઢ હાથે ચક્રના દાંતા ધરી રાખી તે આગબોટ હંકારવાનો પ્રયાસ કરી રહ્યો હતો. ખરું કહું તો એના સાહસ ને ફરજ પ્રત્યેની અડગતા પર જ જહાજમાંનાં બધાંનાં જીવનનો આધાર હતો. આટલા જબરા ઝંઝાવાત પ્રત્યે તે એટલો તો નિર્લેપ હતો કે જાણે મોતથી ડરતો જ ન હોય. જીવન મૃત્યુને તે સરખાં જ માનતો હોય એમ લાગતું હતું. એટલે જ જીવન ને મરણના સંગમ સ્થળે ઊભો હોવા છતાં તે અડગ હતો !

કપ્તાન મને જ્યાં મૂકી ગયો હતો ત્યાં અર્ધો કલાક પછી હું ઊભો થયો. સમુદ્રના પાણીથી મારું આખું શરીર તરબોળ થઇ ગયું હતું. છતાં દાંત સાથે દાંત બીડી સાહસભેર હું સીડી ઊતરવા લાગ્યો. કેટલાંક પગથિયાં ઊતર્યો ને જ એક પર્વત જેટલું ઊંચું મોજું આગબોટ પર થઇને વહી ગયું. ઊતરવામાં બેચાર મિનિટની ગફલત થઇ હોત તો હું પણ તેની સંગાથે ઊથલી પડયો હોત. જેમતેમ કરી સીડી ઉતરી હું સલૂનમાં પેઠો.

સલૂનમાં ત્યારે પણ પુષ્કળ ગરમી હતી. પણ મારાં કપડાં પલળી ગયાં હોવાથી હું થરથર કંપવા લાગ્યો. કપડાં બદલ્યે ચાલે એમ નહોતું. આવા જબરા તોફાનમાં તેમ કરવાનું સહેલું નહોતું, તો પણ એ જ ઇરાદાથી હું મારી કેબિન તરફ ચાલવા લાગ્યો. એ જ અરસામાં પોતાના

કેબિનનાં બારણાં ખોલી રેબેકા મારી સામે આવી. તે જરાય ગભરાયેલી નહોતી! ઊલટું તે તો હંમેશ કરતાં પ્રફુલ્લ જણાતી હતી! હરખાતી હરખાતી તે બોલી: "ચાલો, ચાલો, આપને કંઈ બતાવું. એવું તો આપે કદી ન જોયું હોય."

મોતના નાદ ગજાવતા હોય તેવાં પ્રચંડ મોજાંથી જ્યારે કાન બહેરા થઇ જતા હતા, ગગન, પવન ને સમુદ્ર વચ્ચે જ્યારે ભીષણ મહાયુદ્ધ ચાલી રહ્યું હતું તેવે વખતે રેબેકા એવું તે શું રસમય દશ્ય બતાવવા માગતી હતી તે ન સમજાયાથી કુતૂહલવશ હું તેની પાછળ પાછળ ચાલ્યો. રેબેકાની કેબિનમાં જઇને જોયું, તો રા–તાઈ ઓરડાના એક ખૂણામાં પોટલું થઇને પડયો હતો ને બીકથી થરથર કંપી રહ્યો હતો! તેના મોં પર જાણે મોતના ઓળા ઊતરી પડયા હતા!

રા–તાઇ જેવો સાહસિક ને ભયંકર માણસ પણ ડૂબી જવાની બીકથી બેભાન ને જડ જેવો બની એક અબળાના ઓરડામાં આવી રીતે પોટલું થઇને પડે એ કેમે કરી મારા માનવામાં ન આવ્યું. થોડે દૂર ઊભો ઊભો બેદરકારીથી હું તેની સામે જોઇ રહ્યો. પણ તેણે તો મારી સામે એકે વાર જોયું નહિ. જહાજ જેમ જેમ પ્રબળ વેગથી ડોલવા લાગ્યું, ઝંઝાવાત સામે સમુદ્રનો સંગ્રામ જેમ જેમ વધતો ચાલ્યો તેમ તેમ બીકથી કંપતો કંપતો રા–તાઈ ખૂણામાં વધારે ને વધારે દબાવા લાગ્યો! બીકથી બહાવરો બનીને તે આમતેમ જોવા લાગ્યો. ગાંડાની પેઠે તેની નજર પણ ખાલી ખાલી લાગતી હતી. છતાં તેમાં અગાઉ જેવી ભીષણતા તો હતી જ.

બીજા કોઇને આવી દશામાં જોયો હોત તો હું ગભરાઇ ગયો હોત. પણ રા–તાઇ પ્રત્યે તો મને ભારે ઘૃણા હતી. તેની દુર્દશા જોઇને મને જરા ય સહાનુભૂતિ થઈ નહિ. ઊલટું મને થયું: આ પાપનું પોટલું અબ-ઘડી પાણીમાં ડૂબી જાય તો સારું. એવા ગાંડા જેવા, કાયર માણસને એક સ્ત્રીના શયનગૃહમાં રહેવા દેવો એ મને ઠીક લાગ્યું નહિ, એટલે હું

બોલ્યો: "રા–તાઈ, દરિયામાં ડૂબી મરવાની બીકે તમે શું છેક જ ભાન ભૂલી ગયા ? આપની આવી કાયરતા જોઇને મને પણ શરમ ઊપજે છે. હું તુતક પર ગયો હતો. વાવાઝોડાની સ્થિતિ જોતાં લાગે છે કે અચણુચ આગબોટ ડૂબી જાય એવી જરા ય શંકા નથી."

રા-તાઈ કંઇ જ બોલ્યો નહિ. બેઠો બેઠો તે ગેંગેંફેંફેં કરવા લાગ્યો. તેને કંઇ જ કહેવું નકામું લાગ્યાથી હાથ પકડીને હું તેને ખેંચવા લાગ્યો. પણ તે જરા ડગ્યો નહિ. ક્રોધે ભરાયેલા કૂતરાની પેઠે તે મારી સામે ડાચિયાં કરવા લાગ્યો ને જોરથી મારો હાથ છટકાવી ઘોઘરે ઘાંટે બોલ્યો: "તું ખોટી વાત કરે છે. મારા પર દેવનો શાપ ઊતરી પડયો છે. અત્યારે હું ડૂબી મરીશ તો સદ્દગતિ થવાની નથી. હું કદી એકલો ન મરું. બધાંને ડૂબાડીને જ ડૂબીશ. જે જે ન ડૂબે તેને કેમ ડૂબાડવાં તેનાં બધાં જ આંધળિયાં કરી લઇશ."

આવી નિરાધાર જેવી દશામાં પણ તેની ઘાતકી સ્વાર્થપરાયણતા જોઇ મારાં રોમેરોમ સળગી ઊઠયાં. ક્રોધભેર હું બૂમ મારી ઊઠયો: "ઓ મહેરબાન, તમે આ શું બકી રહ્યા છો ? સ્ત્રીજાતિ સમક્ષ આવી વાત કરતાં શરમ નથી આવતી ? તમારે અહીં પડી રહેવાનું નથી. ઊઠો, ચાલો તમારા ઓરડામાં મૂકી આવું."

રા–તાઇના ઉત્તરની પરવા રાખ્યા વિના મેં ફરી તેનો હાથ પકડયો ને બળાત્કારે ઘસડતો તેના ઓરડામાં લઈ ગયો. ધૂંઆંફૂઆં થતો તે પોતાના ઓરડામાં થોડી વાર આમ તેમ ઘૂમવા લાગ્યો. પછી પાછો એકદમ પોટલું થઇને પછડાઇ પડયો. મેં તેની કેબિનનું બારણું સજ્જડ બંધ કરી દીધું.

રેબેકા સલૂનમાં જ બેઠી હતી. તેને મેં કહ્યું: "રેબેકા, તારે ડરવાની જરૂર નથી. તોફાન થોડી જ વારમાં શમી જશે."

રેબેકા બોલી: "મારું આખું શરીર ધ્રૂજે છે તે પરથી એમ ન માનશો કે હું મોતની બીકથી ડરી ગઈ છું. મારી ચિંતાનું કારણ તો

બીજું જ છે."

મેં કહ્યું: "રા–તાઇના ચેનચાળા જોઇને તું ગભરાઇ ઊઠી હોય એમ મને લાગે છે. પણ તે તો એવો ઢીલો થઇ ગયો છે કે આજે આપણને કશું જ કરી શકે એમ નથી."

રેબેકા બોલી: "આપ તેને બરાબર ઓળખતા હોત તો આવું બોલત જ નહિ. તે અત્યારે તો બીકથી ગભરાઈ ગયો હોય એમ લાગે છે, પણ તોફાન શમી જતાં જ અસલ સ્વરૂપમાં આવી જતાં તેને વાર લાગવાની નથી. મેં તેનું બાયલાપણું નજરોનજર જોયું છે એટલે તો તે મારા પર ખૂબ જ ગુસ્સે ભરાશે. અનુપસિંહ, મને કેટલી ય વાર થાય છે કે રા–તાઇ માણસ નથી; ને ખરેખર તે માણસ જ હોય, તો પણ એના જેવો દુનિયામાં બીજો કોઇ માણસ જ હશે નહિ!"



# પ્રકરણ ૧૦મું

## પિરામિડમાં

હા......શ!

આખરે ભીષણ ઝંઝાવાતમાંથી ઊગરી જઇને જહાજ ત્રીજે દિવસે સંધ્યાકાળ પહેલાં સૈયદ બંદરમાં પેઠું. તે વેળા પશ્ચિમ આકાશ અસ્ત પામતા સૂર્યનાં લાલ કિરણોથી રંગાઇ ગયું હતું. સમુદ્રનો દૂર દૂરનો કિનારો, પશ્ચિમ દિશામાં પથરાતો જતો લાલ રંગ અને તેની સાથે એકાકાર થતો અંધકાર–એ બંનેના સુભગ મિલનથી જે ચિત્ર મારા મન પર અંકાતું હતું તેના દર્શનથી હું મુગ્ધ થઇ ગયો. ઝંઝાવાતો પછીની શાંત પ્રકૃતિનું આવું કોમળ માધુર્ય મેં જીવનભરમાં કદી ય જોયું–અનુભવ્યું નહોતું. સૈયદ બંદર એટલે વૈવિધ્યવિહીન પ્રકૃતિનું સૌંદર્યવિહોણું

એડોળ સ્થળ—એવો ઉલ્લેખ પ્રવાસીઓ કરે છે; એટલે સૈયદ બંદર મને તો સુંદર લાગ્યું એવી વાત કહું તો તેઓ મોં મચકોડશે. પણ બધાની દૃષ્ટિ કંઇ સરખી હોતી નથી. જહાજમાં બેઠાં બેઠાં એ બંદરની જે શોભા મેં નિરખી તે કેટલા ય કાળ સુધી હું ભૂલી શકીશ નહિ. વળી સંધ્યાના આછા આછા તેજસ્વી અંધકારમાં એ વિસ્તૃત પ્રાચીન નગરી ભૂતકાળની કોઈ મોહક રહસ્યજાળથી છવાયેલી હોય એમ જ મને તો લાગ્યું—અરબોની પેલી એક હજાર ને એક રાત વાળી—અરેબિયનનાઇટ્સ (અલ્ફ લયલા વ લયલા) નવલકથામાંની એક રાત જાણે ઊડતી ઊડતી આવીને મારી આંખો સામે સ્વપ્ન પેઠે પથરાઈ ગઇ હોય એમ જ મને તે વેળા થયું.

બંદરમાં પ્રવેશતાં જ આપણા પ્રાચીન દેશમાં નજરે પડતાં વિચિત્ર આકારનાં મકાનોની શોભા, જુદાં જુદાં પ્રકારનાં ને વિવિધ આકારનાં હારબંધ જળવાહનોનો સમૂહ—એ બધું કેટલા ય કાળના સમુદ્રપ્રવાસ પછી મને તો ધરાઈ ધરાઇને જોવાઅનુભવવા જેવું જણાયું. મેં જોયું કે પડછંદ ને ઊંચા ઊંચા—કસાયલા શરીરવાળા આરબો હારબંધ ગોઠવાઇને મુક્ત હૈયાના ઉલ્લાસે એકરાગે ગીત ગાતા ગાતા બંદર પાસેના રાજમાર્ગ પરથી પસાર થઈ રહ્યા છે. હારબંધ ચાલતાં હજારો ઊંટને ગળે બાંધેલી ઘંટડીઓનો મીઠો રવ ચોપાસ ફેલાઇ રહ્યો છે. ગધેડાં હાંકતાં ભોળા હૃદયના બાળકોની બાલિશ વાતો ને ખડખડાટ હાસ્ય ચારે દિશામાં પડઘા પાડી રહ્યાં છે અને સુંદર પોશાકે સજ્જ સુદાની સૈનિકો દળબદ્ધ થઇને તાલબંધ પગલી પાડતા પાડતા પહોળા માર્ગ પર ભમી રહ્યા છે. સૈયદ બંદરમાં પ્રવેશતાં જ આ બધાં વિચિત્ર દૃશ્યો એકત્ર થઇને એકાદા નજરેનજર જોવા મળેલા માયાવી ચિત્રની પેઠે મારા નયનને મુગ્ધ કરતાં હતાં.

બંદરમાં જહાજે લંગર નાંખ્યું કે તરત જ એક નોકર તેમાંથી ઊતરીને ચાલ્યો ગયો. બે કલાક પછી તે પાછો આવ્યો ને ખબર આપ્યા કે અમારે માટે સ્પેશિયલ ટ્રેનનો બંદોબસ્ત થઈ ગયો છે. સરસામાન

સાથે અમે જહાજમાંથી ઊતર્યા. પછી લાંબો રાજમાર્ગ વટાવી સ્ટેશન પર પહોંચ્યા. સ્ટેશન શહેરની બહાર આવેલું હતું. ત્યાં જઇને જોયું તો પ્લેટફોર્મની એક બાજુ એક ડબ્બા સાથે જોડેલું એન્જિન અમારી રાહ જોતું ઊભું છે. અમે ઝટપટ ડબ્બામાં બેસી ગયા. પાંચ જ મિનિટમાં અમારી આગગાડીએ પાવો વગાડયો. થોડી વારમાં તો તે પુરપાટ દોડવા લાગી.

દરિયાના તોફાન વેળા જહાજ પર રા–તાઇને એના બાયલાવેડા વિષે મેં ઠપકાર્યો હતો તે યાદ રાખી તે મારા પ્રત્યે જાણે અસંતુષ્ટ થયો હોય એમ લાગતું હતું. તેના હાવભાવ પરથી હું એ સારી પેઠે પામી ગયો હતો. ઝંઝાવાત વેળા જ્યાં સુધી જહાજ સમુદ્રમાં હતું ત્યાં સુધી રા–તાઇ મારી પાસે આવ્યો નહોતો, પોતાના જ ખંડમાં બેસી રહ્યો હતો. પણ ટ્રેનમાં બેઠા પછી ડબ્બો એક જ હોવાથી તેને મારા સંસર્ગમાં આવવું પડયું. રેબેકા ડબ્બાના એક ખૂણામાં એક બાંકડા પર ચિંતામગ્ન બેઠી હતી. રા–તાઇ ઓવરકોટ ચઢાવી બીજા બાંકડા પર બેઠો હતો. હું ત્રીજા જ બાંક પર બેસી આશ્ચર્યભેર રણનું સૌંદર્ય નિહાળી રહ્યો હતો. કોશ પર કોશ વટાવતી રેલગાડી કૈરો તરફ વેગબંધ ધસતી હતી. રેલ-માર્ગની એક બાજુએ વિસ્તૃત નહેરનું નિર્મળ પાણી હતું. બીજી બાજુ દૂર દૂર લંબાએલી રૂપેરી ચળકાટ મારતી રણની રેતી હતી! અંધકારને ચીરતી, સ્ટેશન પર સ્ટેશન વટાવતી, આગગાડી આગળ વધવા લાગી. આખરે ઇસ્માઇલા સ્ટેશન પર તે થંભી. ત્યાં અમારે ગાડી બદલવાની હતી. ત્યાં પણ એક નાનકડી ટ્રેન અમારી રાહ જોતી હતી. અમે તેમાં બેઠાં.

થોડી વાર પછી રણમેદાન પર થઇને ટ્રેને મુસાફરી શરૂ કરી. આ નવી ગાડીમાં બેસતાં પહેલાં અમે બત્તી સળગાવી દીધી હતી, ટ્રેન ઊપડી તેની જ સાથે સાથે મચ્છરોનું જબરું ટોળું અમારા પર ધસી આવ્યું. હાથ વીંઝી અમે તેને ભગાડવા મંડ્યા, પણ એ જબરા ટોળાના ડંખમાંથી અમે કયાંથી બચી શકીએ? એ રણભૂમિ પર અર્ધી રાત મહા અશાંતિમાં

પસાર કરી, મધરાત વીત્યા પછી ગાડી કેરો સ્ટેશન પર થંભી. સ્ટેશન બહાર અમારે માટે ઘોડાગાડી ઊભી હતી. ટ્રેનમાંથી ઊતરીને અમે તેમાં બેઠાં.

ટ્રેનમાંથી ઊતરતાં વેંત જ મને થયું કે હવે કોઈ ગંદી ને અગવડ-ભરપૂર હોટલમાં અમારે ઊતરવાનું થશે. પણ હોટલમાં જતાં જ મારો એ ભ્રમ દૂર થયો. હોટલના ઓરડા જેટલા મોટા હતા તેટલા જ પૂરતી સોઇસગવડવાળા ને સુઘડ હતા. કદાચ યુરોપમાં ય નજરે ન પડે એવી એ હોટલ હતી. મિસરની ઢબછબે આખી હોટલનો શણગાર કરવામાં આવ્યો હતો. તેમાં ખાસ કરીને એ દેશના પ્રાચીન યુગનો આભાસ લાવવાનો જેમ બને તેમ વધારે પ્રયાસ થયો હતો. અમારી ગાડી હોટલના દરવાજા પર જઇને ઊભી કે તરત જ હોટલ–માલિક દોડી આવ્યો ને રા–તાઇને પૂરા વિનયથી નમસ્કાર કર્યા. એ પરથી એ રા–તાઇનો ઓળખીતો હોય એમ તરત જ જણાઈ આવતું હતું. તે બોલ્યો: "હોટલના ખાસ સર્વોત્તમ ઓરડા આપને માટે ખાલી કરાવી તૈયાર રખાવ્યા છે."

અમારે માટે તૈયાર રાખેલા ઓરડાઓમાં અમે ગયા. એ જોતાં મને લાગ્યું કે રા–તાઇ દેશપરદેશના પ્રવાસમાં મોકળે હાથે પૈસો વેરે છે. કોઇ રાજામહારાજા સાથે હું પ્રવાસે ઊપડયો હોત તો પણ આવી સરસ સગવડ કે બંદોબસ્ત અગાઉથી તૈયાર રહ્યાં હોત કે કેમ તે શંકા જ છે.

હોટલમાં જતાં જ રા–તાઈ મને કહેવા લાગ્યો: "અનુપ, કેટલાં ય વરસ પછી મેં કેરો શહેરમાં પગ મૂકયો છે. રસ્તે આવતાં તને કદાચ એમ પણ થયું હશે કે બુઢ્ઢા સાથે કયાંથી આવ્યો? પણ થોડા વખતમાં તને સમજાઇ જશે કે મારો આગ્રહ માન્ય રાખવામાં તને પસ્તાવાનું કશું જ રહ્યું નથી."

રા–તાઇ સાથે આવવામાં મેં સારું કર્યું હતું કે નહિ તે હજી મને સમજાતું નહોતું. પણ તેણે વિનયથી પ્રશ્ન કર્યો હતો એટલે મેં ય

પૂરા વિનયથી તેનો ઉત્તર આપ્યો. પછી વસ્ત્રાદિ બદલીને અમે ભોજન કરવા બેઠા.

ટ્રેનમાં ઘણો વખત બેઠા હોવાથી મને ખૂબ જ ભૂખ લાગી હતી. એટલે મેં ભોજન પર સારી પેઠે હાથ મારી લીધો. રા–તાઈ અમારી સાથે જમવા આવ્યો નહોતો. મેં ને રેબેકાએ સાથે બેસીને ભોજન કરી લીધું પછી અમારે સૂવાના જુદા જુદા ઓરડાઓ તરફ ચાલ્યાં.

મારે માટે નક્કી કરેલો ઓરડો સારી પેઠે શણગારેલો હતો. તેમાં પેસીને તરત હું બારી પાસે જઇને ઊભો ને કેરો નગરની રાત્રિશોભા જોવા લાગ્યો. તે પછી સૂઇ ગયો. આખા દિવસનો થાકયોપાકયો હોવાથી પથારીમાં પડતાં જ મને ઊંઘ આવી ગઇ.

કેટલાય દિવસનો ઉજાગરો હોવાથી એક જ ઊંઘે સવાર પડી. હું ઊઠયો ત્યારે સૂર્યોદય થઇ ચૂકયો હતો !

સવારના નાસ્તા વખતે રા–તાઈ ભોજનખંડમાં જણાયો નહિ. એટલે રેબેકા સાથે એક જ ટેબલ પર મેં નાસ્તો પતાવી નાખ્યો. નાસ્તો કર્યા પછી પથ્થરબંધ વરંડામાં ખુરસી પર બેસી અમે ગપ્પા મારવા માંડયાં.

વાતમાં ને વાતમાં રેબેકા બોલી: "અનુપસિંહ, ગઈ કાલની તમને એક વાત કરવાનો વિચાર કરી રહી છું, પણ તક ન મળી. આજે તે જણાવું છું. જહાજ પર એક દિવસ તમે કહ્યું હતું કે મારા સુખ માટે તમે બધુંય કરવા તૈયાર છો. એ વાતની યાદ આપી આજે તમારી પાસે એક માગણી મૂકું છું. તે પાર પાડશો ?"

હું બોલ્યો: "તું શું માગે છે તે જાણ્યા વિના હું શું કહી શકું ? મારાથી થઇ શકે એવું હશે તો જરૂર કરીશ."

રેબેકા બોલી: "ના. પહેલાં કબૂલ કરો. મારી માગણી પૂરી કરશો તો હું એટલી બધી સુખી થઈશ કે એવું સુખ મેં જિંદગીમાં કદિ પણ ભોગવ્યું ન હોય."

હું બોલ્યો: "તારી વાત સાંભળ્યા વિના હું કશી કબૂલત ન આપું. તારે જે કહેવું હોય તે ખુશીથી કહે—"

રેબેકાનું મોં પડી ગયું. તે બોલી: "તમે મારી માગણીનો સ્વીકાર નહિ કરો તો મને ખૂબ જ દુઃખ થશે. અહીં સુધી આવ્યા એટલામાં તમને ખબર પડી ગઇ હશે કે રા–તાઇ સાથે આવવામાં સારું નથી જ કર્યું. જ્યાં સુધી જહાજ પર હતા ત્યાં સુધી કંઇ થઇ શકે એમ નહોતું, તમે પરાધીન હતા. પણ હવે તમે સ્વતંત્ર છો. મરજીમાં આવે તે કરી શકો છો. તમને કોઇ અટકાવી શકે એમ નથી. હવે બે હાથ જોડીને વિનંતી કરું છું કે તાબડતોબ ગમે ત્યાં ચાલ્યા જાઓ. તમને કદાચ ખબર ન હોય, પણ હું સારી પેઠે સમજું છું કે તમે રોજ–બ–રોજ આપત્તિના ફાંસલામાં ફસાતા જાઓ છો. એ વિપત્તિ ક્યા પ્રકારની છે તે હું નથી કહી શકતી. તેથી હું તદ્દન અજ્ઞાત છું. તો પણ તમારે માથે ભયંકર આફત તોળાઇ રહી છે એમ મને સ્પષ્ટ જણાય છે. ભાગી જવું હોય તો અત્યારે જ તક છે. પછી તમે કેમે કરી છટકી શકવાના નથી."

મેં કહ્યું: "મારી વિપત્તિની આશંકાથી વ્યાકુળ થઇને તું મને સાવચેત કરે છે તે માટે ખૂબ જ આભારી છું. પણ તારા આગ્રહનો હું સ્વીકાર કરી શકતો નથી. તેથી તું એમ ન માનીશ કે તારા પર મને વિશ્વાસ નથી. રા–તાઈનો મને થોડોઘણો પરિચય છે. તે પરથી તેને આ વિશ્વમાં કશું જ અશક્ય નથી એમ મને ચોખ્ખું સમજાઇ ગયું છે. મને આફતમાં મૂકી દેવો એ તેને સહજ છે એ પણ હું પામી ગયો છું. તો પણ મારો નિશ્ચય મેં તને જણાવી દીધો જ છે. હું આમ તો ન જ ભાગું. હા, તું કબૂલ કરતી હોય તો આપણે બંને મળીને છટકી જઇએ. એ તને કબૂલ ન હોય તો હું રા–તાઇનો સંગાથ કદી છોડવાનો નથી"

ગંભીર સ્વરે રેબેકા બોલી: "તમારી સાથે હું ભાગી છૂટું એ તો તદ્દન અશક્ય છે. મને આગ્રહ કરશો જ નહિ. મારી ગમે તેટલી મરજી

હોય તો પણ એ પિશાચના પંજામાંથી હું છૂટી શકું એમ નથી. હું અગાઉ કહી જ ચૂકી છું કે એ મારી શકિત બહારની વાત છે. એની લોખંડી ભીંસમાંથી હું છૂટું એમ નથી જ. ઉપરાંત તમારી સાથે ભાગી છૂટું તેથી કશો ફાયદો પણ નથી. હું ક્યાં જાઉં ? ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં કે સાઇબીરિયાના ગાઢ અરણ્યમાં; સહરાના રણના પેટાળમાં કે કોક જનશૂન્ય ભૂમિમાં–જ્યાં પણ ભાગી જાઉં ત્યાંથી એ નરપિશાચ મારી અદૃશ્ય બંધન–શૃંખલાના આકર્ષણથી ખેંચાઇ આવીને એ સ્થાનેથી મને પાછો ઘસડી લાવે જ. હું હજારો ગાઉ દૂર રહ્યે રહ્યે પણ તમારા પ્રેમ ને સ્નેહ કે સ્વતંત્રતાના સુખમાં કે જીવનની શાંતિમાં દિવસો ગાળવાનું મન કરું તો ય જે ઘડીએ એ મારું સ્મરણ કરે તે ઘડીએ તે મારાથી ભોગવી શકાય જ નહિ. એ વખતે તો આજે જે દુઃખપીડામાં હું ઘડીઓ વિતાવું છું તેના કરતાં પણ મારું દુઃખ અનેકગણું વધી જાય. કોણ જાણે કોઇ અદ્‌ભુત આકર્ષણ–કોઇ ઇન્દ્રજાળના કૌશલ્યથી એણે મને બંધનમાં નાખી દીધી છે. કોઇ પણ સ્થળે, કોઈ પણ સમયે કે કોઇ પણ ઉપાયે હું મારી ઇચ્છા મુજબ વરતી શકતી જ નથી. એટલે તમારી માગણી મારે ઠેલવી જ પડે છે. બસ, એથી વધારે મારે કશું જ કહેવાનું નથી.”

રેબેકાની બધી જ વાતો તદન સાચી હતી. એટલું જ નહિ પણ એ એવી તો અજબ દુર્ભેદ્ય ઇન્દ્રજાળમાં ફસાઈ ગયેલી હતી કે તેનાંથી એને કોઈ છોડાવી જ શકે નહિ. એની તમામ વાતો ભેદી સ્વપ્ન જેવી ભાસતી હતી, છતાં તદન સત્ય હતી !

કેટલીક વાર મૂગી મૂગી બેઠા પછી એ ફરીને બોલી: “અનુપસિંહ, તમે આટલા બધા કઠણ હૃદયના હશો એ હું જાણતી નહોતી. હુ કેટલા ય વખતથી દુઃખી છું, પણ મારી નજર સામે એક નિર્દોષ વ્યક્તિ એ જ ફાંદામાં ફસાઇને જીવનભર મૃત્યુથી પણ અધિક વેદના ભોગવવા તૈયાર થાય એ જાણીને દુઃખકષ્ટથી મારું હૈયું કંપી ઊઠે છે. તમે અહીંથી દૂર ચાલ્યા જાઓ તો તમને દુઃખમુક્ત થએલા જાણીને હું એટલો ય આનંદ ભોગવવા ભાગ્યશાળી બનું. હાથ જોડીને મારી પ્રાર્થના છે કે મને એ

આનંદથી વંચિત રાખશો નહિ."

એની એ વાત સાંભળીને હું તરત જ ગેળો થઇ ગયો, ને ઉશ્કેરાઇ જઇ કહેવા લાગ્યો: "રેબેકા, ત્યારે તો મારા મનની છેલ્લી વાત સાંભળી લે. જ્યારથી મેં તને જોઇ છે ત્યારથી જ મારી ખાતરી થઇ ગઇ છે કે કોઇ અસહ્ય વેદનામાં તારું હૈયું શેકાઇ રહ્યું છે. તારા મનમાં ઘડીભર પણ સુખ નથી. એના કારણની ત્યારે તો મને ખબર નહોતી પણ તે જ ઘડીથી તને એ દુ:ખમાંથી મુક્ત કરવાની મેં પ્રતિજ્ઞા લીધી હતી. પછી તો ભાગ્યબળે તારો રૂબરૂ ભેટો થયો. તે પછી તારી મર્મવેદનાની મને થોડી થોડી જાણ થઇ. છતાં મારો સંકલ્પ તો કાયમ જ રહ્યો. તે દિવસે નેપલ્સમાં તું મને એકાંતમાં મળી, થાય એટલા કાલાવાલા કર્યા. છતાં તે પણ મને મારા સંકલ્પમાંથી ચળાવી શક્યા નથી. ઊલટું મેં દૃઢ સંકલ્પ કર્યો છે કે એ નરપિશાચે તને કયા દુર્ભેદ્ય બંધનમાં નાખી છે તે એક વાર બરાબર તપાસી લઇશ, ને તક મળે તો તે બંધનો કાપીતોડી નાખીશ. તું ભાગી જવા તૈયાર થઇ હોત તો મેં રા–તાઇનો સંગાથ જરૂર છોડી દીધો હોત. અગાઉ મેં તને કહ્યું છે અને અત્યારે પણ કહું છું કે જીવ જાય તો ભલે, પણ એક વાર તું મારી સાથે ચાલી આવે તો તારે માટે બધું જ કરી છૂટવા હું તૈયાર છું. મારા એ વચનમાં તું જરાય શંકા રાખીશ નહિ. ઇંગ્લાંડ મારો સ્વદેશ નથી એ સાચું છે, પણ ત્યાં મારે અનેક પ્રતિષ્ઠિત ને ધનવાન મિત્રો છે. તારા જેવી સુશીલ, પવિત્ર યુવતીને ન્યાય અપાવવામાં તેઓ કદી પણ આનાકાની કરે નહિ. એક વાર તો મારે ખાતર પોતાના જ કુટુંબના માણસની પેઠે તેઓ તારું રક્ષણ કરશે, એટલું જ નહિ પણ ભવિષ્ય માટે પણ બધું કરી છૂટશે. પણ તું તો મારી સાથે આવવા તૈયાર નથી. તો પછી હું ય તું જેટલા દિવસ એ નરપ્રેતની સાથે હશે તેટલા દિવસ તારી છાયાની પેઠે વિતાડીશ. ગમે તેટલા કાલાવાલા, કાકલુદી કે તારો કોઇ પણ ઉપાય મને એ સંકલ્પમાંથી ડગાવી શકશે નહિ."

મારી વાત સાંભળીને રેબેકા પથ્થરની પૂતળી જેવી બની મૂગી

બેસી જ રહી. મેં જોયું તો તેનું મોં ભોંય નાખેલા શબના મોં જેવું થઈ ગયું હતું. મને ખૂબ જ દુઃખ થયું. હું ધીમેથી બોલ્યો: "મેં આ બધું જે કહ્યું તે વિષે તારે કશું જ કહેવું નથી?"

માથું એકદમ ઊંચકીને રેબેકા આવેશભેર બોલી ઊઠી: "હા. કહેવાનું છે. હું કહું છું કે તમે ખૂબ જ નિષ્ઠુર છો. મારી આ અસહ્ય વેદનામાં નવું દુઃખ ઉમેરતાં તમને જરા ય આંચકો આવતો નથી?"

મેં કહ્યું: "રેબેકા, ખરેખર તું ભોળી ભટાક છે. તને અત્યારે જે લાગી આવ્યું છે તે થોડી જ વારમાં તું ભૂલી જશે. હું અજ્ઞાન-મૂર્ખ હોત તો તારી વાત પણ ભૂલી ગયો હોત. પણ ભગવાને મને એવી કાચી માટીનો ઘડયો નથી. મારે હજી પણ થોડું કહેવાનું છે. સાંભળ, જમ જેવા રા-તાઇનો તને ડર પેસી ગયો છે. કેવળ અંધ આત્મશ્રદ્ધાથી તું માની બેઠી છે કે તેના પંજામાંથી તું છટકી શકે નહિ. પણ મને તો એ અશકય લાગતું નથી. તું જરા વિચાર તો કર, કે રા–તાઇને ખબર ન પડે એ રીતે આપણે લંડન પલાયન થઇ જઇએ તો એ કેવી રીતે તને પકડી શકે? લંડનમાં ગયા પછી કોઈ પ્રતિષ્ઠિત માણસની છાયામાં તું સ્થાન પામે તો તને એ ફરી કેવી રીતે હાથ કરી શકે? રા–તાઈ લંડનમાં આવીને કોઇ બળવાન પ્રયોગથી તને કદાચ વશ કરે, તો શું લંડનની રાજશક્તિનું એટલું ય બળ નથી કે એ તારી રક્ષા જ ન કરી શકે?"

રેબેકા વેગથી માથું હલાવી બોલી ઊઠી: "અનુપસિંહ, એ નર-પિશાચની શક્તિનું હજી પૂરું ભાન થયું નથી એટલે તમે આમ કહો છો. તમે શું એમ માનો છો કે એ દુષ્ટના પંજામાંથી છૂટવા મેં ફાંફાં નહિ માર્યાં હોય? શત્રુના પંજામાંથી છટકી જવા તો પશુપંખી પણ પ્રયાસ કરે છે તો હું તો માણુસ છું! હા, એ નરપિશાચનાં બંધન-માંથી છટકી જવા મેં કેટલાક પ્રયાસ કર્યા છે, દૂર ભાગી પણ ગઇ છું. પણ એથી તો એ દુષ્ટનાં બંધન મને વધુ આકરાં થઇ પડયાં છે.

હવે તો એમાંથી હું છટકી ન જ શકું! હું કેમ ભાગી ગઇ હતી તેની વાત ટૂંકમાં કહું. એક વાર રશિયાની રાજધાની સેંટપિટર્સબર્ગમાં હું છટકી ગએલી ને બીજી વાર બર્લિન નગરમાં ભાગી ગયેલી. તે વખતે હું જે આપત્તિમાં આવી પડી છું તેની વાત સાંભળતાં તો પથ્થરનાં હ્રદય પણ પીગળી જાય. સેન્ટપિટર્સબર્ગમાંથી ભાગીને ભૂખ, તરસ ને મુસાફરીના શ્રમથી મૃત જેવી દશામાં હું મોસ્કો ગઇ હતી. ત્યાંથી કાર્પેથિયન ગિરિમાળા વટાવી જેમ તેમ જીવ લઈ બુડાપેસ્ટ ભાગી. એ શહેરમાં મારા પિતાના એ પ્રતિષ્ઠિત મિત્રો રહેતા હતા. મેં મારી ઓળખાણ આપી કાલાવાલા કર્યા એટલે તેઓએ મને પોતાના ઘરમાં આશ્રય આપ્યો.

"એક મહિનો રા–તાઇને કશી ખબર પડી નહિ. હું નિરાંતે રહેવા લાગી હતી. એક મહિનો પસાર થયો. એક દિવસ રાત્રે મારા શયનખંડમાં એકલી બેઠી બેઠી હું મારા કમનસીબ વિષે વિચાર કરતી હતી. તે સમયે મને લાગ્યું કે મારી પાછળ કોઈ ઊભું છે ને તાબડતોબ શહેર બહાર આવેલા એક જંગલમાં ચાલ્યા જવાનો આદેશ કરી રહ્યું છે! હું કંપી ઊઠી. બીતાં બીતાં પાછળ ફરીને મેં જોયું પણ કોઇ જ દેખાયું નહિ. બારણાં બંધ હતાં એટલે અંદર કોઇ જ આવી શકે એમ નહોતું; તો પછી અંદર પ્રવેશીને કોઇ મને કેવી રીતે હુકમ કરી શકે? મને કંઇ જ ગમ પડી નહિ, પણ કશાયનો વિચાર કર્યા વિના દારૂડિયાની પેઠે પડતીઆખડતી હું બારણાં તરફ ગઇ ને બારણાં ઉઘાડી દાદર ઊતરી ગઇ! પછી તો કંપાઉંડનો દરવાજો ખોલીને ઉપર જણાવ્યા મુજબના જંગલમાં પહોંચી ગઇ. એ જંગલ મેં ક્યારે ય જોયું નહોતું! ત્યાં જવાનો રસ્તો પણ જાણતી નહોતી. છતાં હું ત્યાં કેમ પહોંચી ગઇ તે મારા મગજમાં હજી ય ઊતરતું નથી.

"જંગલમાં જઇને મેં જોયું તો રા–તાઈ એક સૂકા ઝાડના આડા પડેલા થડ પર બેઠો છે. ચમકતી ચાંદનીના પ્રકાશમાં હું તેને તરત જ ઓળખી ગઇ. તેની આંખોમાં જાણે અંગારા ચમકતા હતા. તીખી નજરે તે મારા તરફ થોડી વાર જોઇ રહ્યો. પછી સફેદ દાંત દેખાડતો તે હસી

પડયો ! માણસનું લોહી ચાખેલ ભૂખ્યો વાઘ નજર સામેનો શિકાર જોતાં જેમ ઘૂરકિયાં કરે તેવું-બરાબર તેવું જ તે હાસ્ય હતું !"

હું ઉત્કંઠાથી બોલી ઊઠયો: "પછી ?"

રેબેકા બોલી: "તે પછીની વાત મને યાદ નથી. રા-તાઇનું એ ભયંકર હાસ્ય જોતાં જ હું બેભાન થઇને પડી. ભાનમાં આવીને જોયું તો હું પેરીસ શહેરના તેના ઘરમાં પડેલી છું. તે પછી તક મળતાં મારા આશ્રયદાતા-મારા પિતાના મિત્રને મારી વિગતવાર આપવીતી આલેખી મેં પત્ર લખ્યો હતો. પણ તે તેમને પહોંચ્યો કે નહિ તેની મને હજી ખબર પડી નથી !"

લાંબો નિસાસો મૂકી હું બોલ્યો: "આ પહેલી વારનો ઇતિહાસ. બીજી વાર શું થયું ?"

રેબેકા બોલી: "બીજી વાર બર્લિનમાંથી ભાગી જવાનો પ્રયાસ કરેલો. એ શહેરમાં રા-તાઇએ એક જર્મન યુવકને પાશમાં લીધો હતો. હાલ જેમ રા-તાઇની ઇંદ્રજાળમાં તમે ભ્રમિત બની ગયા છો તેમ જ તે પણ થયો. આખરે અસહ્ય વેદનામાંથી છૂટવા તેણે આપઘાત કર્યો ને તે તો રા-તાઇના પંજામાંથી છૂટયો ! એ જોઇને મને પણ થયું કે એ પિશાચના પંજામાંથી જીવતાં તો મારાથી છૂટાય એમ નથી જ; તો લાવ ને, હું પણ પાણીમાં ડૂબી મરી આપઘાત કરી આ ભય ને નિરાશામાંથી મુક્ત થઇ જાઉં !

"એક દિવસ મધરાતે રા-તાઇ ન જાણે તેમ હું ઘર બહાર નીકળી. નદીને કિનારે જઇને ઊભી. જ્યાં ઊભી હતી તે સ્થળ નદીના પાણીથી ખૂબ જ ઊંચું હતું. નીચે ઘેરાં પાણી વહેતાં હતાં. બે હાથ ઊંચા કરી મેં નીચે પડવાની તૈયારી કરવા માંડી. ત્યાં તો મારી પીઠ પર કોઇએ આંગળી અડાડી. પાછળ ફરીને જોયું તો રા-તાઇ ઊભેલો ! આપઘાતના મારા તમામ વિચારો પળમાં ઓગળી ગયા ને તેની આંગળીને ઇશારે ઇશારે હું ચાલવા લાગી ! કરડા સાદે રા-તાઇ મને કહેવા લાગ્યો: 'આ બીજી

વાર મારી પાસેથી છટકવાનો તેં પ્રયાસ કર્યો છે. પણ તે સફળ થયો નથી. એ પરથી પણ તને ખબર પડતી નથી કે કોઇ પણ પ્રકારે તું મારી પાસેથી છટકી શકે એમ નથી ? આમ બે વાર તેની જાણ બહાર મેં છૂટવાનો પ્રયાસ કર્યો. પણ......પણ.....એ તમારાથી કયાં અજાણ્યું છે ?"

એ પછી રેબેકા કશું જ બોલી નહિ. મારી પાસેથી તે ગુપચુપ ચાલી ગઇ. બેઠો બેઠો એ માન્યામાં પણ ન આવે એવી અદ્‌ભુત રહસ્યજનક વાત પર હું વિચાર કરવા લાગ્યો. મને થયું: ઓગણીસમી સદીના અંત ભાગમાં પણ આવી અદ્‌ભુત વાત બની શકે ખરી ? આ બધી વાત શું માનવા જેવી છે ? પણ કેટલુંક તો મારી સગી આંખોએ જોયું હતું. તો પછી હું તેને કેમ કલ્પિત માની શકું ? પણ એ બધાંનો અંત કેવો છે તે પણ મારે જોવું છે. એના અંત પાછળ હું મંડયો જ રહીશ.

તે દિવસે બપોરે રા–તાઇના દર્શન મને થયાં નહિ. રાતે જમ્યા પછી વરંડા પર ખુરસી નાંખી બેઠો બેઠો હું સિગારેટ ફૂંકી રહ્યો હતો. અચાનક જોયું તો રા–તાઇ ચોરપગલે ગુપચુપ હોટલ બહાર નીકળ્યો. વરંડા પર બત્તી નહોતી એટલે અંધારામાં તેણે મને જોયો નહિ. આટલી રાતે બનીઠનીને એકલો એકલો તે કયાં જાય છે તે જાણવા હું તલપાપડ બની ગયો. તરત જ હું ઊઠયો. મેં ઝડપભેર તેનો પીછો પકડયો.

રાજમાર્ગ પર જઇને રા–તાઇ ઘોડાગાડીમાં બેઠો. તરત જ રાવને બેગબંધ ગાડી હંકારી મૂકી. નજીકમાં એક તબેલો હતો. ત્યાંથી એક ગાડી જોડાવીને હું રા–તાઇની પાછળ પડયો.

આખા દિવસના ઘોમ તાપ પછી મને રાત ખૂબ જ ઠંડી અને આહ્‌લાદક લાગી. ગાડી લગભગ એક માઇલ કરતાં વધારે દૂર નીકળી ગઇ. મારા મગજમાં જાતજાતના વિચાર ઊભરાતા હતા: આવી ગંભીર રાતે અજાણ્યે સ્થાને રા–તાઈનો પીછો પકડવામાં હું જોખમ નથી ખેડી રહ્યો ? મારું કુતૂહલ ન સંતોષાય તો વાંધો ય શો છે ? આટલેથી જ પાછો હોટલે વળી જાઉં ?

વળી વિચાર બદલાઇ ગયો: રા–તાઇ ક્યાં જતો હશે? આટલી રાતે આ અજાણ્યા સ્થળે તેને શું કામ પડયું હશે? આટલા બધા દિવસથી એની સાથે રહું છું પણ એના સ્વભાવને હું પૂરેપૂરો ઓળખી શકયો નથી ને આજે કંઇ નવું જાણવાનું મળતુ હોય તો તે તક શા માટે ગુમાવવી? એ કંઇ બુદ્ધિમાનનું લક્ષણ ન કહેવાય. થવાનું હોય તે થાય. હોટલે તો પાછો ન જ જાઉં.

મારી ગાડી નાઇલ નદીના વિસ્તૃત બંધ પર જઇ પહોંચી.

બંધ વટાવીને પુરાણા કેરો નગરના સંગ્રહસ્થાન નજીક ગાડી જતાં મને થયું કે કદાચ રા-તાઇ આ સંગ્રહસ્થાને જ આવ્યો હશે. પણ તેની ગાડી સંગ્રહસ્થાન વટાવી ગઈ ત્યારે લાગ્યું કે એ તો બીજે ક્યાંક જઇ રહ્યો છે. ગજવામાંથી ઘડિયાળ કાઢીને ગાડીની બત્તીના અજવાળામાં જોયું તો રાતના બાર વાગી ગયા હતા.

કેટલાય કાળનો પુરાણો એ રાજમાર્ગ હતો. તેની બંને બાજુએ ઊંચાં ઊંચાં વૃક્ષો ઊભાં હતાં. રસ્તે ચકલું સરખું ય ફરકતું નહોતું. માત્ર દૂર દૂરનાં ઝૂંપડામાં ટમટમતા દીવા દેખાતા હતા કોઇ કોઇ વાર નિશાચર પંખીઓ અને દૂર દૂર ગામડાંમાં ભસતાં કૂતરાં રાત્રિની શાંતિનો ભંગ કરતાં હતાં. એ લાંબો રાજમાર્ગ વટાવી રા–તાઇની ગાડી પિરામિડોના તળપ્રદેશમાં જઇ ઊભી. તેની ગાડી થંભેલી જોઇને મેં પણ મારી ગાડી આઘે ઊભી રાખી. પછી નીચે ઊતરી પડીને હું રા-તાઇની પાછળ પાછળ જ ચાલ્યો.

હું રા-તાઇની પાછળ જ હતો પણ તેણે એક વાર સુદ્ધાં પાછળ ફરી જોયું નહિ. ઉતાવળો ઉતાવળો તે પિરામિડ તરફ ચાલવા લાગ્યો. પિરામિડની તળેટી પર રેતી પથરાયેલી હતી. રેતી પર થઈને રા-તાઇની પાછળ પાછળ ચાલતાં મેં જોયું કે આવી ઘોર-ગંભીર રાતે તે પિરામિડ પર ચઢી રહ્યો છે! સાચેસાચ રા-તાઇ માનવ હતો કે સેતાન?

પચાસ સાઠ ફૂટેક ઊંચે જઇને રા-તાઇએ ગંભીર સ્વરે કોકને હાક

મારી. તરત જ છાતીપૂર પથ્થરની આડસેથી એક જણ નીકળી આવ્યો ને તેની સામે આવી ઊભો. કદાચ તે મને જોઈ જાય એ બીકે હું પણ સરકીને એક પથ્થરની આડે જઇ ઊભો અને બંને જણ શું કરે છે તે નિહાળવા લાગ્યો.

આવનારનો આકાર–પોશાક જોતાં તે મને આરબ લાગ્યો. તે ખૂબ જ ઊંચો જુવાન હતો. કેટલી ય વાર ગુસપુસ કરી લીધા પછી બંને જણ પાછા પિરામિડ પર ઊંચે ને ઊંચે ચઢવા લાગ્યા. થોડી જ વારમાં બને એકાએક અદૃશ્ય થઇ ગયા! બંને જણ પિરામિડના અંતરાળમાં ઊતરી ગયા હોય એવું મને લાગ્યું.

જેણે મિસરના પિરામિડો જોયા હશે તેને યાદ હશે કે મોટા મોટા પથ્થરોના થર પર થર ગોઠવીને જગતની આ અદ્વિતીય 'અજાયબી' ચણી લે છે. મોટા મોટા પથ્થરોના ટુકડા ત્રણ ત્રણ ફૂટને અંતરે પગથિયાં રચ્યાં હોય એવી રીતે ચણે છે. ખૂબ જ ઊંચા પિરામિડની વચ્ચોવચ પ્રવેશદ્વાર હોય છે. સાવધાન રહીને એવા એક પ્રવેશદ્વાર પાસે જઇને અંદર જવું કે નહિ તેનો હું વિચાર કરવા લાગ્યો. મનમાં ને મનમાં હું ખૂબ જ ગભરાતો હતો. મને થયું: રા–તાઈ કે તેનો પેલો ભીમકાય અનુચર મને એકાએક ત્યાં ઊભેલો જોઈ જાય તો? તો તો હું તેઓની છાની સંતલસનો પાર પામવા આવ્યો છું એમ માનીને મારા પર હુમલો કર્યા વિના રહે જ નહિ અને તે પછી બંનેમાંનો એક જણ મને નીચે ફેંકી દે તો મારાં હાડકાંના ચૂરેચૂરા થઇ જાય! તેમ કદાચ ન બને અને તેઓ ન જાણે એવી રીતે હું પિરામિડની અંદર ઘૂસી જાઉં તો યે શું? આવી ગંભીર રાત પિરામિડના અંધકારમાં ઊતર્યા પછી તો ડગલે ને પગલે વિપત્તિ ઊભી જ હોય. આટલી બધી સાવચેતીભરી વિમાસણ છતાં ય મારું કુતૂહલ એટલું બધું વધી ગયું હતું કે ડગલે ને પગલે ડોળા કાઢતાં સંકટોની પરવા કર્યા વિના પિરામિડની અંદર ઘૂસી જવાની લાલચ હું રોકી શકયો નહિ. મને થયું કે કોઇ જાણે પ્રબળ આકર્ષણ કરીને મને બળાત્કારે અંદર ખેંચી રહ્યું છે!

પિરામિડનું એ પ્રવેશદ્વાર બહુ મોટું નહોતું. માથું નમાવીને બારણું વટાવ્યા પછી એક રસ્તો જણાયો. તે ખૂબ જ સાંકડો હતો. વાંકોચૂંકો થઇને તે નીચે ઊતરતો હતો. તે જ રસ્તો પકડીને હું અંધકારમાં ચાલવા લાગ્યો. બીજી બાજુએ બીજો કોઇ રસ્તો વળે છે કે નહિ તે જાણવા માટે બંને બાજુની દીવાલોને ટેકે હું ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં એક જગ્યાએ હાથ વતી ફંફોસતાં માલમ પડયું કે સામે આડી દીવાલ છે. રસ્તો ત્યાં જ બંધ થઇ જતો હતો. હવે આગળ જવાય એવું લાગ્યું નહિ. એ આડી દીવાલ આખી ફંફોસતાં વળી એક માર્ગ મળી આવ્યો. આંખ મીંચીને મેં તે માર્ગ પકડી લીધો. પણ આ વખતે રસ્તો નીચે ઊતરતો નહોતો પણ ઊંચે ચઢતો હતો. હવે પિરામિડના પેટાળમાં એટલી તો ભારે ગરમી લાગતી હતી કે થોડી જ વારમાં પરસેવાથી હું તરબોળ બની ગયો. હું હાંફવા લાગ્યો. અધૂરામાં પૂરું એ સાંકડી સુરંગમાં મચ્છરો ધસી આવ્યા. વરસોથી ભૂખ્યાંડાંસ હોય તેમ બધા મારા આખા શરીરે ચટકા ભરવા લાગ્યા ! મારું આખું અંગ કંપવા લાગ્યું. છાતી ધડક ધડક થવા લાગી. તેમાં વળી મનમાં બીક પેસી ગઇ કે ઉપરથી એકાદ પથ્થર ગબડયો તો જીવનલીલા અહીં જ ખતમ થઇ જવાની !

તો પણ દાંત કચકચાવીને હું તો ઉપર જ ચઢતો રહ્યો. ઉપર કેટલુંક પહોંચ્યો હઇશ તે તો સમજાયું નહિ તો પણ ઘણે ઊંચે પહોંચ્યો હોઉં એવું તો લાગ્યું. એએક બાકોરામાંથી બહારના ઠંડા પવનની લહરીઓ મારા શરીરને અડી ગઇ ન હોત તો તો એ ભયંકર ગરમીમાં મારી હેરાનગતીનો પાર રહેત નહિ. માથામાં કદાચ કંઇ વાગી બેસે એ બીકે કયારેક કયારેક નીચું ઘાલીને જ હું ચાલતો અને તેમ કરતાં ડોક દુઃખી જાય ત્યારે ટટાર થઇને થોડુંક ચાલી લેતો. પણ આ વખતે ખાતરી કરવા મેં હાથ ઊંચા કર્યા તો કશું જ અડકયું નહિ. બંને બાજુએ દીવાલ પણ જણાઇ નહિ. તે પરથી કોઇ પહોળા ઓરડામાં આવી પહોંચ્યો હોઉં એમ મને લાગ્યું. અગાઉ કયારે ય હું પિરામિડની

ભીતરમાં ગયો નહોતો, એટલે એ સ્થળ કેવુંક હશે તે રાતના અંધારામાં હું જાણી શકયો નહિ. કેટલીય વાર સુધી હું અંદર અથડાતોકુટાતો રહ્યો પણ ઓરડાની બહાર નીકળી શકયો નહિ. રસ્તો ખોળી કાઢવા એ અંધારિયા ઓરડામાં બહાવરો બહાવરો હું ભમવા લાગ્યો પણ કયાંય રસ્તો જણાયો નહિ. જ્યાં જાઉં ત્યાં દીવાલ ! આમ ઘૂમતાં ઘૂમતાં જ દિશા ભૂલી ગયો અને કઇ બાજુથી દાખલ થયો હતો તે જ હુ નક્કી કરી શકયો નહિ.

હવે તો મારા પેટમાં ધ્રાસ્કો પડયો. હું ખૂબ જ બી ગયો. રાસ્તાઈની પાછળ પાછળ આવીને મેં કેટલી જબરી ખતા ખાધી હતી ? આવી કાજળકાળી રાતે મદદ માટે કોઇને બૂમ મારું તો ય કોણ દોડી આવવાનું હતું ? સવાર થતાં પણ અહીં કોઈ માણસ મળી જશે કે કેમ તે પણ સમજાયું નહિ. ભમતાં ભમતાં સાચેસાચ કોઇ અંધારી ભૂલભૂલામણીમાં અટવાઇ પડયો હઇશ તો તો ભૂખ્યાંતરસ્યાં અહીં દેહ પાડયા વિના બીજો આરો જ નથી.

ગમે તે હોય, બાળપણથી જ દેશપરદેશ ખેડીને હું ખડતલ બની ગયેલો તે આપત્તિઓ તો મને નાનપણથી ડગલે ને પગલે ભેટતી રહી છે, એટલે મનમાં બીક છતાં છેવટનો દાવ અજમાવી લેત પાછો પડું એ તો મારા સ્વભાવમાં જ નથી. માર્ગ ખોળી કાઢવા માટે આંધળિયાં કરતો હું અથડાતો જ રહ્યો. પણ વ્યર્થ ! ફરું ફરું ને ત્યાંનો ત્યાં ! હવે તો હું થાકીને લોથપોથ થઇ ગયો. પરસેવાના રેલા તો ઊતરતા જ હતા, છાતી ધડકવા લાગી. મોત હાથવેંતમાં જ જણાયું. હવે હું ધીરજ રાખી શકયો નહિ. કોઈ મદદે દોડી આવે એ આશામાં મેં મોટે મોટેથી ચીસ પાડવા માંડી. પણ એ વિશાળ ખંડમાં મારી ચીસોના પડઘા ચોમેર ગાજી ગાજી અવકાશમાં પાછા ભળી જવા લાગ્યા. આવી ઘનઘોર મધરાતે મારી મદદે કોણ દોડી આવે ? કયાંયથી ઉત્તર મળ્યો નહિ. ભયથી હું જડ બની ગયો. છેવટે મેં એક છેલ્લો ઉપાય અજમાવવા

માંડયો. હું મોટે મોટેથી રા–તાઇને બૂમો મારવા લાગ્યો. પણ કોણ સાંભળે? માત્ર પડઘાના રવ આસપાસથી પાછા વળીને મારી મશ્કરી કરવા લાગ્યા. ગાંડોતૂર બનીને હું ઓરડામાં આમતેમ દોડવા લાગ્યો. માથું ઘૂમવા લાગ્યું. પગ ભરાઇ આવ્યા. અંતે મારામાં ચાલવાની પણ આય રહી નહિ. મારો અંતકાળ આવી પહોંચ્યો એવી મને ખાતરી થઇ ગઇ. બેબાકળો બનીને હું જમીન પર પટકાઈ પડયો. પળ વારમાં હું બેભાન બની ગયો!

કેટલી ઘડી બેભાન રહ્યો હતો તે આજે કહી શકતો નથી. પણ આંખ ઊઘડતાં જ મેં જોયું તો એ જ ઓરડામાં હું સૂતેલો હતો. આખો ઓરડો મશાલને અજવાળે ઝળહળતો હતો. રા-તાઇ પાસે બેઠો બેઠો એકીટસે મારી સામે જોઇ રહ્યો હતો. તેની પાછળ થોડેક દૂર કેટલાક આરબ ઊભેલા હતા. તેમાં હું આગળ કહી ગયો છું તે આરબ જુવાન પણ હતો.

મને ભાનમાં આવેલો જોઈ રા–તાઇ બોલ્યોઃ "કેમ? હવે તો ઠીક લાગે છે ને? હું તારી મદદે જ આવ્યો છું. જરા ય ગભરાઈશ નહિ. ખબરદાર, ઇંતેજારી સંતોષવા ખાતર ભવિષ્યમાં હવે પછી આવું સાહસ કદી કરીશ નહિ. તું પાછળ પાછળ આવે છે એની મને પહેલેથી જ ખબર પડી ગઇ હતી અને તેથી જ આ સંકટમાંથી તને ઉગારવા હું અહીં આવી પહોંચ્યો છું. હું વખતસર આવી પડયો ન હોત તો તું જીવતો જ રહ્યો નહોત. હું હતો તો જ તારો જીવ બચી શકયો. એટલે તું હવે મારી માલેકીમાં છે. હવેથી તારે મારા બધા હુકમો ઉઠાવવા પડશે. તારી મરજી મુજબ તું કશું જ કરી શકીશ નહિ. ચાલ, મારી પાછળ ચાલ..."

રા–તાઇએ ઊઠીને ઇશારત કરતાં જ મશાલધારી અનુચરો બારણા તરફ આગળ વધ્યા. એ જ ઓરડાનાં બારણાં બેએક હાથને છેટે જ નજરે પડતાં મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અંધકારમાં આટલું બધું અથડાવા છતાં

મને બારણું કેમ જણાયાં નહિ તેની મને સમજણ પડી નહિ. મને વહેમ ગયો કે આ પેલો ઓરડો જ ન હોય. બેભાન દશામાં રા-તાઇ મને બીજા ઓરડામાં ઊંચકાવી લાવ્યો હશે. ગમે તેમ હોય, પણ રા-તાઇની સંગાથે તો હું થોડી જ વારમાં ઓરડા બહાર નીકળી શક્યો. મશાલના અજવાળામાં મને સમજણ પડી કે અંધારામાં હું રસ્તો જ ભૂલી ગયો હતો. રા-તાઇની પાછળ પાછળ સીધે રસ્તે ન જતાં બીજે જ માર્ગે-બીજી જ દિશામાં વળી ગયો હતો!

પિરામિડના પેટાળમાંથી બહાર નીકળતાં હું જાણે નવો અવતાર પામ્યો. બહાર પવનની લહેરો શરીરને અડતાં જ મને અપાર શાંતિ વળી. પણ હાય રે! તે દિવસે એ અંધારિયા પેટાળમાં બેભાન દશામાં જ હું મરણ પામ્યો હોત તો મારા આ ભાર રૂપ, શાપિત ને ઘૃણાજનક જીવ્યા કરતાં વધુ બહેત્તર હતું!

પિરામિડ પરથી ઊતરીને તળેટીની રેતી પર અમે ચાલવા લાગ્યા, અને સ્ફિન્ક્સ નામની અદ્‌ભુત, વિરાટ, પથ્થરમૂર્તિ સામે જઇ ઊભા. એ પથ્થરમૂર્તિ જેટલી ઊંચી તેટલી જ દેખાવે ભયંકર હતી. તેનું મુખ સુંદરી જેવું અને બાકીનું શરીર સિંહનું હતું. મોટા પહાડ જેટલી તે ઊંચી હતી. મિસરની આ રણભૂમિમાં તે કેટલાય કાળથી આ જ સ્થિતિમાં ખડી હશે તે કોણ કહી શકે? ભય અને વિસ્મયથી હું એ વિરાટમૂર્તિ સામે તાકી રહ્યો. એ ભીષણ દૃશ્યે મારું હૃદય વ્યાકુળ બની ગયું. આવી ઘનઘોર અંધારી રાતે આ જાતના લોકો સંગાથે આવા સ્થળમાં મારા જેવા કમભાગી માનવી વિના બીજા તે કોણે પગ મૂક્યો હશે!

માથા પર અંધારા આકાશમાં તારલા ટમટમતા હતા; નીચે રેતીનો પહોળો પટ હતો અને સામે હતી આકાશને અડતી વિરાટ પાષાણમૂર્તિ-યુગ યુગના પડદા ચીરીને જગતનાં વિવિધ પરિવર્તન નિહાળવા તે જાણે અહીં બેસી રહી છે!

એ જ મૂર્તિની બેઠક પાસે ઊભો રહી રા-તાઇ ઘોઘરે ઘાંટે મને

કહેવા લાગ્યોઃ "હિન્દુ જુવાન! આજથી તારા નવજીવનનો પ્રારંભ થાય છે. આ જીવન સાથે તારા ભૂતકાળના જીવનને હવે કશો જ સંબંધ નથી. ભૂતકાળની બધી વાત તું ભૂલી જાઓ. હે જુવાન, આજથી તારું જીવન ધન્ય ધન્ય બની ગયું છે. કારણ કે મારી જ કૃપા વડે આજે તું ભૂતકાળના ભવ્ય યુગનાં કેટલાં ય અદ્‌ભુત દશ્યો નજરોનજર નિહાળવાનો છે. પ્રાચીન મિસરનાં અતુલ સુખ અને સમૃદ્ધિ અને એના જ્વલંત વૈભવનો આછો પરિચય તું જરા વારમાં પામવાનો છે..."

રા-તાઇનો ઇશારો થતાં જ જે આરબ જુવાનનો ઉલ્લેખ હું આગળ કરી ગયો છું તે એક જ છલંગે મારી પાછળ આવીને ઊભો અને મારા બંને હાથ પાછળ રાખી પકડી રહ્યો. કોઇ દેવી સમક્ષ વધેરવા આણેલા બકરાના બંને આગલા પગ મારાઓ જકડી લે છે તેવી જ રીતે એ પડછંદ આરબ મારા બંને હાથ મારી પીઠ પર જકડીને ઊભો રહ્યો. તે પછી રા-તાઇએ ગજવામાંથી નાનકડી ગોળ શીશી અને કાચનો પ્યાલો કાઢયાં. પછી શીશીમાંથી થોડો અર્ક પ્યાલીમાં કાઢી મારા મોઢા સામે ધરતાં તે બોલ્યોઃ "લે, આ સંજિવની સુધાનું પાન કર...અબઘડી તું નવતર શકિત પ્રાપ્ત કરશે."

બીજો કોઇ સમય હોત તો મેં તેની આજ્ઞા કાને ધરી જ ન હોત; પણ એ ક્ષણે તો હું કશું જ કરી શકયો નહિ, મારામાં એટલી તાકાત પણ રહી નહોતી. આજ્ઞા થતાં જ પ્યાલીમાંનો એ ચકચકિત પદાર્થ એક જ ઘૂંટડે હું ગટગટાવી ગયો!

એ પદાર્થ સુરા હતી કે કોઇ પેય હતું તે સમજાયું નહિ. પણ તેનો સ્વાદ જેટલો ઉગ્ર તેટલો જ કડવો હતો. તે ગળામાં ઊતરતાં જ મારું માથું ભમવા લાગ્યું, ચારે દિશામાં શૂનકાર ભાસવા લાગ્યો. આંખો સામે અંધકાર છવાઇ ગયો. મને થયું કે જાણે પ્રલયનો ઝંઝાવાત શરૂ થયો છે અને ભયંકર વંટોળના સૂસવાટા કાનમાં ગર્જી રહ્યા છે. એ જ વખતે મારી પાસે ઊભો ઊભો રા-તાઇ કંઇ મંત્ર બડબડવા

લાગ્યો. મને તેમાં જરા ય સમજણ પડી નહિ. ધીરે ધીરે મારું આખું શરીર પરવશ બની ગયું. મારા પગ એટલા તો કંપવા લાગ્યા કે મારાથી ઊભું જ રહેવાયું નહિ. દારુડિયાની પેઠે લથડિયાં ખાતો હું રેતી પર તૂટી પડ્યો...સાથે સાથે મારું ભાન પણ જતું રહ્યું !

ભાન તો ગયું, પણ મને મૂર્છા આવી હતી કે નિદ્રા આવી હતી તે હું કહી શકતો નથી. જાગીને જોયું તો માણસોથી ખદબદતા રાજમાર્ગ પર ઊભો છું ! બળબળતા બપોરનો સમય છે. વિસ્મય અને વિહ્વલતા ભરી નજરે હું ચારે બાજુ જોવા લાગ્યો. મને તદ્દન અજાણ્યું એ સ્થળ હતું. પણ એ કોક ને કોક રાજધાનીનો રાજમાર્ગ છે એટલી તો મને સમજણ પડી. જ્યાં જ્યાં નજર નાખું ત્યાં ત્યાં ગગનસ્પર્શી વિશાળ મકાનો જણાતાં હતાં. તેમની કળા કારીગરી જોતાં હું મુગ્ધ બની ગયો.

ચાલુ જમાનામાં તો એવાં રોનકદાર ભવ્ય મકાનો મેં કયાં ય જોયાં નથી. તે પરથી મને લાગ્યુ કે પ્રાચીન યુગની કોઇ રાજધાનીમાં હું આવી પડ્યો છું. મારી સામેથી રાજમાર્ગ પર થઈને વિચિત્ર જાતનાં રથ અને વાહનો પસાર થવા લાગ્યાં. તેમની શોભા જોતાં મારાં નયન ઠરી ગયાં. ધમાલ જોતાં કંઇ ઉત્સવ ઊજવાતો હોય એમ મને લાગ્યું. જાતજાતના રથ અને વાહનોની આગળ પાછળ રંગબેરંગી કપડાં પહેરી ગુલામો ચાલતા હતા. શોરબકોર અને ધમાલનો પાર નહોતો. તે બધાં કોઇ ખાસ સ્થળે જતાં હોય એમ લાગતું હતું.

રસ્તાની એક ધારે ઊભો ઊભો વિસ્મયથી ફાટી ગએલી આંખે ઉત્સવની ધમાલથી ગાજી રહેલા નગરની વિચિત્ર શોભા હું નિહાળી રહ્યો. જિંદગીમાં કદી ન જોયેલા એ અદ્ભુત અને અપૂર્વ દશ્યની આજે તો હું કલ્પના પણ કરી શકતો નથી. ધીમે ધીમે રાજમાર્ગ પર માણસોની ઠઠ જામવા લાગી. એ મેદની ચીરી મંત્રમુગ્ધ પેઠે હું ચાલવા લાગ્યો. પણ એ કયું નગર હતું, કેવી રીતે હું ત્યાં આવી પહોંચ્યો હતો, કેમ આવ્યો છું, કયાં જાઉં છું–તેમાંનું કશું જ હું સમજી શકયો નહિ. એ શેનો ઉત્સવ છે તે કોઈ રાહદારીને પૂછવાની મારી હિંમત પણ ચાલી નહિ. કદાચ એ લોકો મને પાગલ માની લે તો ?

કેટલી ય વાર પછી માણસોની ભીડ ઠેલતો ઠેલતો એક જણ ગલી-માંથી નીકળી મારી પાસે આવી ઊભો. એ ઠીંગણા માનવીએ ખભા પરના ખેસથી મોં ઢાંકી દીધું હતું. જાણે શરમથી તેણે તેમ કર્યું હોય એમ લાગતું હતું. નગરવાસીઓને મોં બતાવવાની જાણે તેની હિંમત જ ચાલતી નહોતી. તેના ઢંગ જોઇ પાસે ઊભેલા એક રાહદારીને મેં આશ્ચર્યભેર પૂછ્યું: "આ કોણ છે? તે આમ મોઢું છુપાવીને કેમ ચાલે છે?"

રાહદારી થોડી વાર તો આશ્ચર્યથી મારી સામે ટગર ટગર જોઇ રહ્યો. પછી બોલ્યો: "તમે કોઇ પરદેશી લાગો છો. તમે ક્યાંથી આવો છો? આજના આ મહોત્સવનું કારણ તમે જાણતા નથી એ તો ભારે નવાઇની વાત! મોઢું છુપાવીને ઊભેલા આ માણસને તો રાજ્યમાંનું નાનું છોકરું પણ ઓળખે છે. એનું નામ છે રા-મિસ. અત્યાર સુધી તે રાજપુરોહિત અને મુખ્ય ભૂવો હતો. કેટલાક દિવસ પહેલાં મોઝિઝ-મૂસા નામના એક યાહુદી માંત્રિકે અમારા હાલના રાજા ફેરાઓ સમક્ષ ભવિષ્ય ભાખ્યું હતું કે થોડા દિવસમાં તમારા દેશમાં મહામારી વ્યાપી જશે અને તેમાં લાખો નગરજનો મરણ પામશે, એટલું જ નહિ, પણ તમારો યુવરાજ પણ બચવા પામશે નહિ. પણ મંત્રવિદ્યાવિશારદ રાજપુરોહિત આ રા-મિસે રાજાને અભયદાન આપતાં કહ્યું હતું: "મહારાજ, આપ ગભરાઓ છો શા સારુ? મારી વિદ્યાને બળે હું મહામારીના હુમલામાંથી રાજ્યને બચાવી લઇશ." રાજાને એથી કંઇક નિરાંત તો થઇ, પણ થોડા જ દિવસમાં માલૂમ પડયું કે રાજપુરોહિતનો એ સધિયારો મિથ્યા હતો. જોતજોતાંમાં નગરમાં મહામારી ફાટી નીકળી અને રાજ્યનાં કેટલાં ય માણસો અકાળે મરણશરણ થયાં. રાજાનો પાટવી કુંવર પણ તેમાંથી બચ્યો નહિ. ઘરેઘરમાં રૂદનનો કકળાટ મચી ગયો, લોકોના હાહાકારે ભયનું વાતાવરણ જમાવી દીધું. આથી રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. એ ડંફાસખોર પુરોહિતને રાજાએ દેશનિકાલ કરવાનો હુકમ આપી દીધો છે. આજે તેને દેશનિકાલ કરવાનો છે. એ જુઠ્ઠા, દાંભિક ભૂવાને દેશનિકાલ કરવા માટે રાજાએ આ મહોત્સવ ઊજવવાનું પણ ફરમાવ્યું છે. પહેલે

જુઓ, પેલો રાજપુરોહિત રા–મિસ ! ક્ષોભ અને લજ્જાથી ઢીલો થઈ જઇને ખેસ વડે પોતાનું મોં છુપાવી નગર છોડી ચાલી જવાની વેતરણ કરી રહ્યો છે......"

એકાએક મોઢા પરનું અવગુંઠન દૂર કરી રા–મિસ તાતી આંખે ઘડીક મારી સામે જોઇ રહ્યો. હું એકદમ બે ડગલાં પાછળ હટી ગયો. જોયું તો એ મોઢું મારાથી અજાણ્યું નહોતું. રા–તાઇના મોઢા સાથે તેનો ચહેરો આબેહૂબ મળતો આવતો હતો ! સ્તબ્ધ બનીને હું ઊભો જ રહી ગયો. તો શું રા–તાઇ આ માંત્રિક રા–મિસનો વંશજ નહિ પણ રા–મિસ પોતે જ છે ? ત્રણ ત્રણ હજાર વરસ વીતી ગયા છતાં માનવદેહે શું તે આ જગતમાં વિચરી રહ્યો છે ?! એ તે સ્વપ્ન કે સત્ય ?



## પ્રકરણ ૧૧મું

### રા–મિસ

આંખો ખૂલતાં જ મેં જોયું તો કેરો નગરની એક હોટલમાં પથારી પર હું સૂતેલો છું. મોડી સવારનો વખત. સૂર્યનાં કરડાં કિરણો સામેની બારીમાંથી અંદર આવતાં હતાં. મને પહેલાં તો થયું કે ગઈ કાલે રાત્રે મેં જોયેલો દેખાવ માત્ર સ્વપ્ન જ હશે. પણ પિરામિડની દીવાલો પર વારંવાર હાથ ફર્યા હતા તેથી જે ડાઘ પડયા હતા તે હજી ય મારા હાથ પર મોજૂદ હતા. એથી મને ખાતરી થઈ કે ગઇ કાલની રાતનો બનાવ સ્વપ્ન તો ન જ હોય. રાતનો એ બધો ય બનાવ મારા આંતરચક્ષુ સમક્ષ પ્રત્યક્ષ ફૂટી નીકળ્યો અને તેની સાથે સાથે રા–તાઇ પ્રત્યેની મારી ચીઢ, અવિશ્વાસ ને ડંખ બેવડાં વધી ગયાં. માનવદેહમાં વસેલા એ પિશાચનો હું મનમાં ને મનમાં તિરસ્કાર કરવા લાગ્યો.

ગજવામાંથી ઘડિયાળ કાઢીને જોયું તો સવારના દશ વાગ્યા છે.

જીવનભરમાં આટલે મોડે સુધી હું કદી ઊંઘ્યો નહોતો. છતાં આટલે મોડે સુધીમાં હું કેમ ન જાગી શક્યો તે મને સમજાયું નહિ. આશ્ચર્યભેર મેં ઊઠવાનો પ્રયાસ કર્યો. પણ તેમ કરવાની મારામાં શક્તિ જ નહોતી! શરીર આટલું બધું દુર્બળ ને અવશ કેમ થઈ ગયું હશે? એકાએક આગલી રાતે રા–તાઇએ પાયેલો પેલો ચકચકિત પદાર્થ મને યાદ આવ્યો. એથી જ મારું શરીર ભાંગી ગયું હતું તેની મને ખાતરી થઇ. એથી જ હજી માથું પણ ભારે લાગતું હતું. મહામુશ્કેલીએ હું ઊઠીને બેઠો થયો. એકાએક મારા ડાબા ખભામાં કંઈ કળતર થઇ આવ્યું. જાણે હાથમાં કોઇક સ્ફોટક પદાર્થ ફૂટી રહ્યો હતો! એ વળી શું થયું હશે તે તપાસી જોવા મેં ખમીસની બાંય ઉપર ચઢાવી. આશ્ચર્યભેર જોયું તો શીતળા ટંકાવ્યા પછી ચાઠાં પડી જાય છે તેવું જ ચાઠું ડાબા હાથ પર જણાતું હતું. ફરતે લોહી જામવાથી તે લાલ લાલ જણાતું હતું. એ ચાઠું કેમ પડયું હશે તે હું કેમે કરી જાણી શક્યો નહિ. બાંયમાંથી કાંટો ભોંકાવાથી તો હાથ પર ન પડયું હોય? પણ ખમીસ પર એવું કંઇ જણાયું નહિ. ત્યારે મારી જાણ બહાર એ પડયું હશે? એમ જ હોય તો તે ક્યાં? કેવી રીતે?

જે હોય તે. હું જેમ તેમ ઊઠીને સ્નાનઘરમાં ગયો. ત્યાં માથાબોળ નાહી લીધું. તેથી મને કંઇક શાંતિ વળી.

સ્નાન કરીને બહાર નીકળ્યા પછી મેં રેબેકાની તપાસ કરી, પણ તે મળી નહિ. જોયું તો રા–તાઈ વરંડામાં બેઠો બેઠો ગુણગુણ કરતો કંઇ ગાતો હતો. આજે તે ખૂબ પ્રફુલ્લ જણાતો હતો. આવી દશામાં મેં તેને કોઇ દિવસ જોયો નહોતો. મને જોઇને તેણે ગુંજન બંધ કર્યું ને મને પોતાની પાસે બેસવા ઈશારત કરી. ઇચ્છા ન હોવા છતાં ય હું તેની પાસેની ખુરસી પર બેઠો.

મુરબ્બીવટ દાખવતો હોય તેમ રા–તાઇ બોલ્યોઃ "છોકરા, કાલે તું આબાદ બચી ગયો. લાંબું આયુષ્ય ન હોય તો આવી વિપત્તિમાં

પડેલું કોઇ બચતું જ નથી. આજે તો કંઇ અસુખ લાગતું નથી ને ?"

મેં કહ્યું: "અસુખમાં તો માથું ખૂબ ભમે છે. શરીર પણ ભાંગી ગયું હોય એવું લાગે છે. જાણે છ મહિનાની પથારી ભોગવી ઊઠયો હોઉં એવું લાગે છે. કાલે કોણ જાણે શું સૂઝયું તે માત્ર કુતૂહલ ખાતર પિરામિડમાં આપની પાછળ પાછળ આવ્યો. પિરામિડના અંધારા પેટાળમાં પ્રવેશ કરતાં જ હું રસ્તો ભૂલી ગયો. રસ્તો ખોળતાં ખોળતાં થાકી ગયો ને બેભાન થઇ ગયો. આપે આવીને જ મને ભાનમાં આણ્યો. એ પછી હું આપની સાથે પિરામિડની બહાર આવ્યો તે પછી શું બન્યું તે કંઇ જ યાદ નથી. હા, કોક સ્વપ્ન જેવી કેટલીક અદ્ભુત ઘટના મનમાં ઊઠયા કરે છે ખરી."

રા-તાઇ બોલ્યો: "એ તો સારું થયું કે રૂડે નસીબે હું પિરામિડમાં જ હતો તો તારો પોકાર મારે કાને પડયો. તારી ચીસ સાંભળતાં હું દોડી આવ્યો ને જોયું તો તું બેભાન પડેલો ! તને એવી દશામાં પડેલો જોઇને મારા નોકરો પાસે ઉંચકાવી આ હોટલમાં હું લઇ આવ્યો છું. તેં આખી રાત બેભાન ગાળી છે તેની તને ખબર છે ?"

આશ્ચર્યભેર હું બોલી ઊઠયો: "આપ આ શું કહો છો ? પિરામિડમાંથી નીકળીને પગપાળો આપની સાથે હું સ્ફિન્ક્સ નજીક ગયો હતો, ત્યાં આપે જોરજુલમે મને કઇ આકરો અર્ક પીવડાવ્યો હતો તે વાત આપ કેમ કરતા નથી ? તે વખતે તો મને બરાબર ભાન હતું. તે પછી શું બન્યું તે તો નથી જ જાણતો. પણ તેથી શું ?"

મારી વાત સાંભળી સ્તબ્ધ બની ગયો હોય તેમ રા-તાઇ મારા મોં સામે જોઇ રહ્યો-જાણે તે મારી વાત સમજ્યો જ ન હોય ! થોડી વારે તે બોલ્યો: "તને મેં શું પાયું હતું ? કયારે ? સપનુંબપનું તો નથી જોયું ? પિરામિડમાં સખત ગરમી હોય છે. ત્યાં લાંબો વખત રહ્યાથી તારું મગજ કદાચ ગરમ થઇ ગયું હશે. તેથી જ ઊંઘ ખૂબ આવી ગઇ હશે ને કંઇ સ્વપ્ન જોયું હશે. પિરામિડમાં જ તું બેભાન

પડેલો હતો. તો પછી તું કહે છે તેમ પગપાળો ચાલ્યો હોય એ બને જ કેમ?"

રા–તાઈનો આ ખુલાસો મારે ગળે ઊતર્યો નહિ. તેના સ્વભાવ પરથી તે ખોટું બોલે એ પણ શકય હતું. તે રાજમાર્ગ, તેની બંને બાજુ પરનાં ઊંચાં ઊંચાં મકાનો, રંગબેરંગી પોશાકમાં સજ્જ નગરજનો, દેશનિકાલ પામેલા રાજપુરોહિત રા–મીસનું ઢાંકેલું મોં, રા–તાઇના મુખ સાથે તેના મુખનું અદ્‌ભુત સામ્ય–એ બધી વાતો મને એક પછી એક યાદ આવી. એ શું માત્ર અલૌકિક સ્વપ્ન જ હતું?

મને વિચારમાં પડેલો જોઈને રા–તાઇ બોલ્યો: "તું શું વિચાર કરે છે? તું આજે સાજો હોત તો મને ભારે આનંદ થાત. આજે બપોરે જ લક્ષરના પ્રવાસે ઊપડી જાત. મારી મરજી તને પણ સાથે લઇ જવાની હતી. ત્યાં પ્રાચીન યુગનાં અનેક અદ્‌ભુત સ્મૃતિચિહ્નો તને જોવા મળે એમ છે."

લક્ષર પ્રાચીન મિસરનું મુખ્ય શહેર છે. પ્રાચીન યુગનાં અનેક ખંડિયેરો આજેય ત્યાં મોજૂદ છે. આપણા દેશનાં દંડકારણ્ય, દ્વારકા, વારાણસી, મિથિલા, કામરૂપ વગેરે જેમ પ્રાચીન કાળનાં સ્મૃતિ-ચિહ્નોનાં ધામ છે તેવું જ લક્ષર પણ છે. તેને મિસરના પ્રાચીન ગૌરવનું સમાધિક્ષેત્ર કહીએ તો પણ ખોટું નથી. યુગ યુગની અસંખ્ય યશસ્વી ને સંસ્કારી વ્યક્તિનાં મૃતદેહો (મમી) ત્યાં જાળવી રાખેલાં છે. રા-મિસનું મમી પડેલાં ત્યાં જ હતું. રા–તાઇની વાત સાંભળી મને થયું કે તે પેલું મમી ત્યાં જ રાખવા માગે છે. પણ તે વાત ન કાઢતાં હું બોલ્યો: "રેબેકા કયાં ગઇ? કેમ કંઇ દેખાતી નથી?"

"તે તેના ઓરડામાં જ છે. કંઇ સરસામાન તૈયાર કરતી હશે. તેને પણ સાથે લઈ જવી છે."

રેબેકા સાથે તો હું નરકે જવા પણ તૈયાર હતો; એટલે રા–તાઇની વાત મેં વધાવી લીધી. મારો સરસામાન તૈયાર કરવા હું મારા

ઓરડામાં ગયો.

બપોરે બે વાગ્યે એક ઘોડાગાડી આવી. રેબેકા ને રા-તાઇ સાથે હું તેમાં બેઠો. પહેલાં હું કહી ગયો છું તે આરબ જુવાન પણ આગળ રાવત સાથે બેઠો હતો. ગાડી નદીકિનારે ગઈ ને મેં જોયું તો સ્ટીમર લંગર નાખીને પડેલી હતી. અમે સ્ટીમરમાં બેઠા.

સ્ટીમર ઊપડી. મારા મગજમાં જાતજાતના વિચારો ઊભરાતા હતા. હું તુતક પર નીકળી પડયો. અનેક વિચારોમાં અટવાતો હું આંટા મારવા લાગ્યો. રા-તાઇ તો પોતાની કેબિનમાં જ ભરાઇ બેઠો હતો. વિશાળ નાઇલ નદીનાં પાણી કાપતી સ્ટીમર પવનવેગે આગળ ધપતી હતી. નદીનાં ઘેરાં પાણી તરફ જોતો જોતો હું કેટલીય વાતો યાદ કરવા લાગ્યો.

મારા મનમાં શાંતિ હતી જ નહિ, તો પણ નમતે પહોરે જહાજના તુતક પર ઊભાં ઊભાં જે નયનમનોહર કુદરતી સૌંદર્ય મેં જોયું તે પરથી હું નજર ખસેડી શકયો જ નહિ. નદીકિનારે ઊંચાં ઊંચાં તાડવૃક્ષો ઊભાં હતાં. તેના પર સૂર્યનાં કિરણો નાચતાં હતાં. જાતજાતનાં પંખીઓ ઝાડની ટોચે બેઠાં બેઠાં કલરવ કરી રહ્યાં હતાં. કેટલાંક પાંખો પ્રસારી ઊંચે આકાશમાં ઊડતાં હતાં, ને પાછાં ઝાડ પર બેસી જતાં હતાં. દૂર દૂર ખજૂર ને નાળિયેરીનાં ધૂમસવર્ણાં ઝુંડ દેખાતાં હતાં. વચ્ચે વચ્ચે આરબોનાં છૂટાંછવાયાં ગામડાં નજરે ચઢી જતાં. તેનાથી વળી થોડે દૂર લિબિયન પર્વતમાળાનાં શિખરો ઝાંખાં ઝાંખાં દેખાતાં હતાં. અન્યમનસ્ક બની એ અનુપમ દૃશ્ય હું નિહાળી રહ્યો હતો. એ વખતે રા-તાઇ મારી પાસે આવીને બોલ્યો: "અનુપ, આજે તું આટલો બધો ઘૂમ્મ કેમ લાગે છે? બેઠો બેઠો શું વિચાર કરી રહ્યો છે?"

"એ વાત હું કહું કે ન કહું તેનો અર્થ પણ શો છે? ગઇ રાતે મેં જે અદ્‌ભુત બનાવ જોયો હતો તેણે તો મારું હૈયું ઉથલપાથલ કરી નાખ્યું છે. કોઇ પણ ઉપાયે તેનો પાર પામવાની મથામણમાં હું પડી ગયો છું."

રા–તાઈ બોલ્યો: "પણ ગઇ કાલે જે જે બન્યું તે તો મેં તને કહી સંભળાવ્યું છે, છતાં તને મારી વાત પર વિશ્વાસ બેસતો નથી?"

મેં કહ્યું: "મને ખાતરી છે કે આપે અનેક વાત છુપાવી છે. આપે ઇશારો કર્યો ને પેલા આરબ જુવાને મારા હાથ પાછળથી પકડી લીધા. પછી આપે મને કડવો અર્ક પાઇ દીધો તે પણ મને ચોખ્ખું યાદ છે. છતાં આપ તો કહો છો કે તે માત્ર સ્વપ્ન જ હતું! વાહ! કેવી વાત?"

રા–તાઇ બોલ્યો: "તને મારી વાતથી ખાતરી ન થતી હોય તો પછી મારી પાસે હવે ઉપાય જ શું? હં. ઠીક આવ્યું. તેં ગઈ કાલે જે જોયું તે મને વિગતવાર કહી સંભળાવ. તે પછી મારે કંઇ કહેવું હશે તો હું કહીશ."

મેં જે જે જોયું હતું તે બધુંય રા–તાઇને વર્ણવી બતાવ્યું. મારી વાત સાંભળી રા–તાઈ બોલ્યો: "તું કહે છે કે રા–મિસે પોતાનું મોં ખોલી તારી સામે જોયું હતું તો કહેશે કે તેનું મોં કોના જેવું હતું? તે કોઇને મળતું આવે છે ખરું?"

"હા. એ રાજપુરોહિતનું મોં તદ્દન આપના મોં જેવું જ હતું. મેં જે ઘડીએ રા–મિસનું મોં જોયું હતું તે જ ઘડીએ મને ખાતરી થઇ ગઇ હતી કે રા–મિસ ને આપ એક જ છો. ત્રણ હજાર વરસ પહેલાં તેનું મૃત્યુ થયું હતું, છતાં આજે તે જ વ્યક્તિ કઈ રીતે અસ્તિત્વમાં છે તે તો હું સમજી શકયો નથી. રા–મિસને જોઇને રાજમાર્ગ પર ટોળે વળેલા પ્રજાજનો ઘૃણા અને ક્રોધથી સમસમી ઊઠીને જે રીતે તેનો તિરસ્કાર કરતા હતા તે મારી જિંદગીમાં હું કયારે પણ ભૂલીશ નહિ."

રા–તાઇ થોડી વાર શાંત બની ગયો. પછી ક્રોધથી લાલચોળ મોં કરી તે બોલ્યો: "અહા, ગુલામી માણસને કેવો બનાવી દે છે? જ્યાં સુધી રા–મિસ રાજાનો માનીતો હતો ત્યાં સુધી બધા નરાધમો તેની દેવતા પેઠે પૂજા કરતા હતા, તેની પ્રસન્નતા માટે તલસતા હતા, પણ રાજાએ તેને દેશનિકાલની સજા કરી એટલે આખી

પ્રજા ખડગ લઇને તેની સામે ઊભી થઇ ગઇ ! કેટલી કૃતઘ્નતા, કેટલું અજ્ઞાન ?”

રા–તાઇ આમ ઓચિંતો ઉશ્કેરાઇ ગયો તે જોઇ મને અત્યંત વિસ્મય થયું. પણ તરત જ સંયમ સાચવી લઇ તે બોલ્યોઃ “માફ કરજે. તારી વાત સાંભળી હું જરા ઉશ્કેરાઈ ગયો. પણ તું જ કહે, મારા પૂર્વજ પ્રતિ તેમણે જે ખરાબ વર્તન દાખવ્યું, તે દેશનિકાલ થતાં તેઓ ગેલમાં આવી ગયા તે સાંભળીને તો હું મન કાબૂમાં રાખી જ કેમ શકું ? મારા પૂર્વજના મોંની સાથે મારા મોંનું સામ્ય જોઇને તારે વિચારમાં પડી જવાની જરૂર નથી. કેટલી ય વાર બે જણનું મોં એકબીજાને આબાદ મળતું આવે છે. ઉપરાંત એનું પ્રત્યક્ષ પ્રમાણ તો આ જહાજમાં પડેલું રા–મિસનું મમી છે. એટલે તેં જે બનાવ જોયો છે તે માત્ર સ્વપ્ન જ છે એની પણ તને ખાતરી થશે. છતાં એ સ્વપ્ન છે તેથી કંઇ ઉપેક્ષાપાત્ર નથી. મારી એક વાત માનીશ ? તે રાતે તેં જે જોયું–રાજમાર્ગ પર લોકોની ઠઠ, તેઓનાં પ્રફુલ્લ મોં, લજ્જા ને અપમાનથી મ્લાન રા–મિસનું મોં–વગેરે બધુ તું એક ચિત્રમાં અંકિત કર. તારી કલ્પના ખૂબ જ પ્રબળ છે એટલે મને લાગે છે કે તારું ચિત્ર સર્વાંગસુંદર બનશે.”

રા–તાઇની વાત સાંભળી હું ભારે ઉત્સાહમાં આવી ગયો. મેં કહ્યું: “આપના કહ્યા મુજબ હું જરૂર એવું ચિત્ર દોરીશ. તે જોતાં જ આપ સમજી શકશો કે ચિત્રનો વિષય મેં સાચે જ પ્રત્યક્ષ જોયો હતો.”

રા–તાઇ બોલ્યોઃ “ચિત્રપટ પર જે ચિત્ર આલેખાય છે તેનો વિષય નજરે જોયેલો જ હોય છે એમ કોઇ પણ ચિત્રકાર કહેતો નથી. ઉચ્ચ કલ્પના ને ભાવકૌશલ એ જ ચિત્રનાં મુખ્ય સાધનો છે.”

મેં કશો જ જવાબ આપ્યો નહિ.. હું ઊઠીને ઊભો થયો. પછી મારા ખંડમાં જવાની તૈયારી કરું છું એટલામાં રેબેકા ત્યાં આવી પહોંચી. તેણે અત્યારે કાળાં વસ્ત્ર પહેરેલાં હતાં. તેને જોઇને હું બેસી ગયો. તે પણ બેઠી. રા–તાઇ રેબેકાને કહેવા લાગ્યોઃ “અનુપે કાલે રાત્રે અદ્‌ભુત

સ્વપ્ન જોયું છે. મેં એ જ વિષય લઇને તેને ચિત્ર દોરવાનું કહ્યું છે."

મારી સામે જોઈ ને રેબેકા બોલી: "અનુપસિંહ, સ્વપ્નમાં જોયેલો વિષય ચિત્રમાં કદી ઊતરી શકે ખરો ? મને તો ખાતરી છે કે ઊંઘમાંથી ઊઠ્યા પછી સ્વપ્નની વિગતવાર વાત યાદ રહેતી જ નથી."

મેં કહ્યું: "પણ મેં જે જોયું છે તેને હું સ્વપ્ન માનતો જ નથી. હું ચિત્ર પૂરું કરી રહું ત્યારે જોજે ને ? પછી તું ય કબૂલ કરીશ કે મારી વાત ખોટી નથી. કોઈ પણ વિષયનું ચિત્ર દોરીએ તો તેના વિષયનો ઇતિહાસ પણ બરાબર જાણી લેવો જોઇએ. એથી ચિત્ર દોરવામાં ખૂબ સરળતા થઈ જાય છે. પણ કમનસીબે રા–મિસના ઈતિહાસ સંબંધી મને કશી જ માહિતી નથી. મને લાગે છે કે રા–તાઇ કદાચ તે જાણતા હોય."

મારી વાત સાંભળી રા–તાઇએ મારી સામે તીરછી નજરે જોઇ લીધું. પછી તે બોલ્યો: "બસ, તારે એ ઇતિહાસ જ સાંભળવો છે ને ? તો લે, સાંભળ: રા–મિસ મારો પૂર્વ–પુરુષ. એટલે તેને વિષે હું જે જાણું છું તે બીજો કોઇ ન જાણતો હોય. મારા એ પૂર્વજ પર 'રા' દેવનો વરદ હસ્ત હોવાથી તેનું નામ રા–મિસ પડ્યું હતું. તે આમનદેવના મંદિરના મુખ્ય પુરોહિત ઇમહોટેપના પુત્ર હતા. 'રા' દેવના અનુગ્રહથી રા–મિસ બાલપણથી જ દૈવી શક્તિ ધરાવતા હતા. નાનપણથી જ તેમને માંત્રિકવિદ્યાનો શોખ હતો. એ વિદ્યા પ્રત્યેનો અનુરાગ જોઇને તેમના પિતાએ તેમને પ્રાચીન મિસરના સર્વશ્રેષ્ઠ જાદૂગરને ત્યાં તાલીમ લેવા મૂકયા. થોડા જ દિવસમાં તેઓ જાદૂકળામાં એટલા બધા પ્રવીણ થઇ ગયા કે દુનિયાના સર્વોત્તમ જાદૂગરો પણ તેની આગળ પરાજય કબૂલવા લાગ્યા. ધીરે ધીરે તેમની ખ્યાતિ ચારે દિશામાં પ્રસરી ગઇ. મિસરના ફેરોઓ રાજાને કાને તેમનાં વખાણ જતાં તેણે પોતાના દરબારમાં તેમની નિમણુંક કરી. પોતાની કુશળતાથી ધીરે ધીરે તેમણે રાજાના કુલપુરોહિતનું પદ પ્રાપ્ત કર્યું. એ પદે રહીને તેમણે અનેક દૈવી

આપત્તિઓમાંથી રાજ્યનું રક્ષણ કર્યું. તેથી ધીરે ધીરે તેઓ રાજાના માનીતા થઈ પડયા. તેમની ઇચ્છા વિરુદ્ધ રાજા કશું જ કરતો નહિ. રાજાનો તે જમણો હાથ થઇ પડયો.

"કેટલાક વખત પછી મધ્ય આકાશમાં એક જબરો ધૂમકેતુ દેખાયો. એ ધૂમકેતુનો ઉદય થયો ને જ રા–મિસના અધઃપતનનો પણ પ્રારંભ થયો. ઇઝરાયેલ વંશના એક જાદુગર મોઝિઝે મિસરમાં આવીને જાદૂગળે મિસરપતિને ઠસાવી દીધું કે તારા માથા પરનો મુગટ હવે સલામત નથી. તારો રાજદંડ ભયમાં છે. ઇઝરાયેલ વંશના એ જાદૂગરના જેવો અન્ય મંત્રવિદ્યાવિશારદ દુનિયામાં એકે નહોતો. રા-મિસ માત્ર મિસરમાં જ અદ્વિતીય ગણાતો. એટલે રાજા ગભરાઇને તેને શરણે ગયો. રા-મિસ જાણતો હતો કે જાદૂવિદ્યામાં પેલા હિબ્રુના જેવી બીજી વ્યકિત દુનિયામાં એકે નથી. એટલે એ કંટક દૂર કરવા રા-મિસે તેને રાજાની બહાર કાઢી મૂકવા રાજાને વિનંતી કરી.

"રાજા રા–મિસની વાત સાંભળી ગુસ્સે થઇ ગયો. તે બોલ્યો: જાદૂવિદ્યાનો તું મહાપંડિત ગણાય છે. તારાથી એ વિદેશી જાદૂગરનો પરાભવ થઇ શકતો નથી? એટલું ય તારાથી ન થતું હોવાથી જ તું પોતાના પરાજયની શંકાએ તેને રાજ્યબહાર કાઢવાની વાત કરે છે. ધિક્કાર છે તારી વિદ્યાને! કૃપા કરીને એ વાત ફરીને તું મારી આગળ કાઢીશ જ નહિ. ટળ અહીંથી!

"કેટલાક દિવસ પછી એ હિબ્રુએ રાજા આગળ એક અન્યાયી માગણી રજૂ કરી. રાજાએ તે ગણકારી નહિ. એટલે તેણે ધમકી આપી કે રાજા, આ વાત ન સ્વીકારો તો હું મિસરનું સત્યાનાશ વાળીશ. તો પણ રાજા મક્કમ જ રહ્યો. પછી તો મોઝિઝની વિદ્યાના બળથી નદીમાંનાં માછલાં મરવા માંડયાં. નદીનું પાણી બગડી ગયું. આખી પ્રજા પાણી વિના હાહાકાર કરી ઊઠી. રાજાએ રા–મિસને એ સંકટ ટાળવા કહ્યું. રા–મિસની વિદ્યાના બળે નદીનું પાણી હતું તેવું થઇ ગયું. માછલાં

જીવતાં થઇ ગયાં. પ્રજાનું સંકટ દૂર થયું. સારા ય રાજ્યમાં રા–મિસનો જયજયકાર થઈ રહ્યો. પણ પોતાનો જાદૂ નિષ્ફળ ગએલો જોઈને મોઝિઝ અત્યંત ક્રોધે ભરાયો. તેણે મિસરમાં અનેક ઉપદ્રવો શરૂ કરવા માંડયા. એક દિવસ તેણે એવો તો ઝંઝાવાત પ્રગટાવ્યો કે રાજ્યમાં અનેક મકાનો તૂટી પડયાં, માલસામાન ને માણસોથી ભરેલી હજારો હોડીઓ નદીમાં ડૂબી ગઇ. લોકોમાં ત્રાસ ત્રાસ ફેલાઇ ગયો. પણ વાત એટલેથી જ અટકી નહિ. એક દિવસ આકાશમાં ઘનઘોર ઘટા ચઢી આવી. રાત ને દિવસ મૂશળધાર વરસાદ વરસવા માંડયો. રાજ્યના રસ્તાઓ પર ખળખળ નદીઓ વહેવા લાગી !

"રાજાએ રા–મિસને બોલાવ્યો. એણે બધા ઉપદ્રવો શાંત કર્યા. એટલે તો મોઝિઝ ખૂબ જ ચિઢાઇ ગયો. વળી તેણે વિદ્યાનું બળ અજમાવ્યું. તેનાથી રાજ્યનાં આબાલવૃદ્ધ કોક અજાણ્યા રોગથી મરવા લાગ્યાં. એટલું જ નહિ, પણ રાજ્યનો યુવરાજ પણ એ રોગનો ભોગ થઈ પડયો !

"રાજાએ વળી રા–મિસને બોલાવ્યો ને આ ઉપદ્રવ દબાવી દેવા જણાવ્યું. રાજ્યની શાંતિ ને સુખ માટે રા–મિસે શાંતિયજ્ઞ કરવાનું સૂચવ્યું. થોડા જ વખતમાં જબરો યજ્ઞ શરૂ થયો.

"પણ આ વખતે રા–મિસના પ્રયત્નો સફળ થયા નહિ. એક માસમાં તો રોગે ભીષણ રૂપ ધારણ કર્યું. રાજ્યની અર્ધા ઉપરાંતની વસ્તી નાશ પામી. ખ્રિસ્તીઓના ધર્મગ્રન્થ બાઈબલમાં પણ આ વાત જણાવેલી છે. નગરનાં ઘરેઘરમાં આક્રંદ ગાજવા લાગ્યાં. પતિપુત્રવિહોણી સ્ત્રીઓનાં હૈયાફાટ આક્રંદથી મિસર સ્મશાન જેવું જણાવા લાગ્યું. રાજા ક્રોધે ભરાયો. તેણે રા–મિસને કાયમને માટે દેશનિકાલ કર્યો. ક્ષોભ, દુઃખ ને શરમથી સમસમી ઊઠેલો રા–મિસ મોં છુપાવી ભાગી છૂટયો. પોતાનાં બેએક સ્વજન સહિત દૂર દૂરની એક પર્વતગુફામાં તેણે આશરો લીધો. દારુણ દુઃખ અને અપમાનના પરિતાપમાં તે સ્થાને જ

તેનું અવસાન થયું. તેના મૃત્યુ પછી આશરે ત્રણ હજાર વરસ બાદ એક ઇંગ્રેજે તેની સમાધિ ખોદી કાઢીને તેનું મમી હાથ કર્યું. તે પછી એ જ મમી તારા પિતાના હાથમાં આવ્યું. આ છે મંત્રવિદ્યાવિશારદ મિસરના રાજકુલપુરોહિત રા–મિસના જીવનનો ટૂંક ઇતિહાસ !"

રા–તાઇ ચૂપ થઇ ગયો. એના મુખેથી આ અદ્ભુત કહાણી સાંભળી મારું મગજ જાતજાતના વિચારોમાં અટવાવા લાગ્યું. વિચાર-મગ્ન દશામાં જ હું કેબિનમાં પેઠો.



## પ્રકરણ ૧૨મું

## મમીની પ્રતિષ્ઠા

રાત ને દિવસ મહેનત કરીને મેં ચિત્ર દોરવા માંડયું. સાતમે દિવસે તે પૂરું થયું. મારા એ બધા દિવસો જહાજમાં જ પસાર થતા હતા.

ચિત્ર પૂરું થયું એટલે મેં રા–તાઇના હાથમાં મૂક્યું. તે ધારી ધારીને તેને જોવા લાગ્યો. કેટલીક વાર પછી માથું ધુણાવી તે બોલ્યો: "વાહ ! ચિત્ર તો અફલાતૂન છે. અસમાન્ય પ્રતિભા વિના આટલા દિવસમાં આવું ચિત્ર કોક જ દોરી શકે. પ્રાચીન મિસરનાં મકાનો, હોડીઓ, વાહન ને લોકોના પહેરવેશ વગેરે એવાં તો તાદૃશ્ય ચિતરાયાં છે કે સગી આંખે જોયા વિના તે આલેખી શકાય જ નહિ."

હું બોલ્યો: "હું તો કયારનો ય કહું છું કે મેં સગી આંખે એ ઉત્સવ–દૃશ્ય જોયું છે. તે સ્વપ્ન નથી. પણ સૈકાઓ પહેલાંનું એ દૃશ્ય મેં પ્રત્યક્ષ કેવી રીતે જોયું તે હજી મને સમજાતું નથી. આપને પૂછયું તો આપ કહો છો કે સગી આંખે જોયા વિના ચિત્ર આવું સર્વાંગ-સુંદર બની શકે ન . આપ આપની જ વાતનો વિરોધ કરો છો !"

મારા કથનનો ઉત્તર આપ્યા વિના રા–તાઈ એકીટસે ચિત્ર જોવા લાગ્યો. એટલામાં રેબેકા ત્યાં આવી પહોંચી. રા–તાઇએ તેને કહ્યું: "જો તો ખરી, અનુપે આ ચિત્ર દોર્યું છે. કેવુંક દોરાયું છે? કહે જોઉં."

રેબેકા પણ એકધ્યાનથી ચિત્ર જોવા લાગી. પછી બોલી: "ચિત્ર ચિતરાયું તો છે ભારે સુંદર. પણ એક વાત મને સમજાતી નથી કે ચિત્રમાં આ એક જણનું મોં બરાબર રા-તાઇના જેવું જ કેમ લાગે છે? એ જણના મુખમાં આવું અદ્ભુત સામ્ય મેં ક્યાંય જોયું નથી!"

રેબેકાના પ્રશ્નનો શું ઉત્તર આપવો તે મને સમજાયું નહિ. મારી સામે ઊભેલો ડોસો રા–તાઇ તે જ ત્રણ હજાર વરસ પહેલાંનો મિસર રાજ્યનો કુળપુરોહિત છે એ વાત હું તેને કહી શક્યો નહિ. કહેત તો પણ તે માનત નહિ. પણ હું કંઇ બોલું તે પહેલાંજ રા-તાઈ બોલ્યો: "અનુપસિંહે ખૂબ જ પ્રયત્ને આ છબીમાંનું મોં મારા જેવું આલેખ્યું છે. મને માન આપવા એમ કર્યું હોય એમ જણાય છે. ગમે તેમ, પણ ચિત્ર મારા જ દેશનું હોવાથી એ મને ખૂબ ગમી ગયું છે."

હું બોલ્યો: "એવું હોય તો આપ એ સ્વીકારી લો. આપની જ સૂચનાથી એ દોર્યું છે. હું ખુશીથી તે આપને ભેટ આપું છું."

ચિત્ર લઇને રા-તાઈ મહા સંતોષથી ચાલ્યો ગયો. રેબેકા સાથે હું જહાજના તુતક પર ઊભો. નમતો પહોર હતો. શીતળ પવનની લહરીઓ ઊઠી ઊઠીને રેબેકાની અલકલટ ઉડાડી રહી હતી. જહાજ ધીમી ગતિએ કોઈ શહેર તરફ જઇ રહ્યું હતું. એ સ્થળે દર વરસે મક્કાના જાત્રાળુઓનો સમાગમ થતો. મક્કા જનારા મુસલમાનો એ સ્થળે થોડા દિવસ આરામ લેતા.

એ પ્રાચીન મુસ્લીમ નગરીનાં જૂનાં ખંડિયેર મકાનો તરફ રેબેકા કેટલીય વાર સુધી જોઈ રહી. પણ તેના મોં પરથી લાગતું હતું કે તે કશું જોતી નહોતી, પણ અન્યમનસ્ક બની ઊંડા વિચારમાં પડેલી હતી.

મેં પૂછ્યું: "રેબેકા, તું કંઇ ઊંડી ગડમથલમાં હોય એમ લાગે છે.

બોલ, શેનો વિચાર કરી રહી છે? આ રૂપાળું દશ્ય જો."

રેબેકા બોલી: "ખુશ થવા જેવું કંઈ કારણ જ આજે ક્યાં ઊભું થયું છે? આ બધા દશ્યની મને નવાઇ નથી. અહીં તો હું ઘણી વાર આવી છું.'

મેં કહ્યું: "આ પ્રદેશનો કુદરતી દેખાવ મને ખૂબ જ રળિયામણો લાગે છે. વળી રા–તાઇના સ્વભાવમાં પણ આજકાલ મને તો બહુ ફેરફાર લાગે છે. તને એવું નથી લાગતું?"

રેબેકા બોલી: "મને પણ એવું જ લાગે છે. તેથી જ મારું ચિત્ત ચંચળ બની ગયું છે. જબરું તોફાન થવાનું હોય ત્યારે કુદરત એકદમ શાંત થઇ જાય છે. પહેલાં અહીંથી જ હું કેટલી ય વાર પસાર થઇ છું ને જ્યારે જ્યારે આ સ્થળ વટાવી ગઇ છું ત્યારે ત્યારે મારા સંગાથમાં આવેલું કોઇ ને કોઈ આફતમાં મુકાઇ ગયું જ છે. આ વખતે કોણ કેવી આફતમાં આવી પડવાનું છે તેના જ ઊંડા વિચારમાં હું પડી ગઈ છું."

મેં કહ્યું: "રા–તાઇ પોતાના પૂર્વજના મમીને લઈને તેના સમાધિસ્થાને રાખવા જાય છે એટલે મને તો કોઈ વિપત્તિનો સંભવ જણાતો નથી. મને લાગે છે કે અહીંથી આપણે સુખરૂપ કેરો પહોંચીને પાછા વળી પણ જઇશું. તે પછી યુરોપ પાછા ફરવું એ તો મને ખૂબ જ સહેલું લાગે છે."

રેબેકા નીચું મોં રાખી મને પૂછવા લાગી: "યુરોપમાં પાછા જઇને શું કરશો?"

યુરોપમાં પાછા જઇને શું કરવું તેનો હજી સુધી મેં કોઇ પણ દિવસ વિચાર કર્યો નહોતો. રેબેકા પાસેથી વિદાય લઇને પાછા ચિત્રવ્યવસાયમાં જ પડી જવાનો મારો વિચાર હતો. ભવિષ્યમાં રેબેકા સાથે ક્યારે ય મેળાપ થાય કે કેમ તે તો કોણ કહી શકે? પણ તેનાથી હંમેશને માટે છૂટા પડવું પડશે એ વિચાર માત્રથી મને દુઃખ થતું.

એક વાર થયું કે તને હું પ્રાણથી પણ અધિક ચાહું છું એવું તેને જણાવી દઉં પણ મારા પ્રત્યેનો તેનો ભાવ કેવો હતો તેની આજ સુધીમાં મને ખબર પડી નહોતી; એટલે મારા પ્રેમની વાત તેની સમક્ષ પ્રગટ કરવાની હું હિંમત કરી શકતો નહોતો. તેના પ્રશ્નનો કશો જ ઉત્તર વાળ્યા વિના હું ચૂપ બેસી રહ્યો.

જોતજોતાંમાં અરબસ્તાનની સીમાન્તે આવેલા ધૂમસવર્ણા પહાડોની પાછળ સૂર્ય અસ્ત પામ્યો. તેનાં સોનેરી કિરણો પડવાથી કિનારે આવેલાં નાળિયેરી ને ખજૂરીનાં ઝાડોની શોભા ઓર જ વધી ગઇ. સાંજ પડતાં અમે લશ્કર નગર નજીક જઇ પહોંચ્યા.

જહાજે લંગર નાંખ્યું ને લગભગ અર્ધા કલાક પછી એક આરબ નાનકડી નૌકા લઇને જહાજ પાસે આવ્યો. તેણે આખા શરીરે સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં. પણ માથે કાળી ટોપી હતી.

આવતાં વેંત જ તેણે ભારે વિનયપૂર્વક રા–તાઇને નમન કર્યું. પછી અતિ નમ્ર ભાવે બાજુએ ઊભો રહ્યો.

રા–તાઇ બોલ્યોઃ "સલીમ, તું બરાબર વખતે આવી પહોંચ્યો. શા સમાચાર છે?"

સલીમે ફરી કુર્નિસ કરીઃ "હજૂર, આપે જે હુકમ કર્યો છે તે હું બજાવી આવ્યો. હવે હજૂર બીજી કંઇ આજ્ઞા કરે તેની રાહ જોઉં છું."

રા-તાઇ બોલ્યોઃ "તારા શેઠને જણાવજે કે આજે રાતે હું તમને મળીશ."

સલીમ વળી રા–તાઇને સલામ કરીને જહાજ પરથી ઊતરી ગયો. જાણે કોઇ વાઘની ગુફામાંથી છટકી જઇને ભાગી છૂટતો હોય એવા એના હાવભાવ હતા!

રા–તાઇ મને કહેવા લાગ્યોઃ "અનુપ, આખરે આપણે રા–મિસન સમાધિસ્થળે આવી પહોંચ્યા છીએ સામેના જંગલમાં તેમનું મૃત્યુ થયું

હતું. આ સ્થળ એક વાર પ્રાચીન જગતનું સંસ્કૃતિધામ હતું. આજે તો તે સ્મશાન જેવું થઈ ગયું છે. જગતની આદિ સંસ્કૃતિની એ લીલાભૂમિ ખંડિયેરના રૂપમાં આજેય અસ્તિત્વ ધરાવે છે તે દર્શાવવાને જ તને આટલે દૂર લઇ આવ્યો છું. મને તો આશા છે કે અહીં તને શિખવા-જાણવાનું ઘણું મળશે. ત્યાં જો. દૂર દૂર પેલું લક્ષરનું મંદિર છે. ત્યાંથી બીજી બાજુએ જો. આમનદેવના મંદિરનું શિખર ત્યાં દેખાય છે. બીજી બાજુ નાઇલિ નદીને પશ્ચિમ કિનારે મિસરની પ્રસિદ્ધ વ્યકિતઓનાં સમાધિ-ક્ષેત્રો છે. એ બધા પ્રાચીન કાળના નરપતિ, રણકુશળ યોદ્ધા, રાજનીતિજ્ઞ, કવિ અને ઐન્દ્રજાલિકોની કથા આજે તો સ્વપ્ન જેવી બની ગઈ છે. યુરોપના લોકો એઓની સમાધિમાં પણ ઘૂસવાનું ચૂકયા નથી. અનેક ગોરાઓ તેઓની સમાધિ ખોદી કાઢી તેમાં દાટેલાં રત્નમાણેક તો શું પણ મૃતદેહ પણ ઉઠાવી ગયા છે ને પોતાનાં સંગ્રહસ્થાનોમાં ગોઠવ્યાં છે. આવી બર્બરતા, આવી હૃદયહીનતા અને અધર્માચરણ હાલના જ સમયમાં નભી શકે પણ થોડા જ સમયમાં એ નરાધમોને તેઓનાં દુષ્કર્મોનો બદલો મળવાનો જ છે. દેવોનો ભીષણ વૈરાગ્નિ ભભૂકી ઊઠીને તેઓને થોડા જ વખતમાં ભરખી લેવાનો છે. ઉદ્ધત અને દાંભિક યુરોપિયનો એ અગ્નિમાં પતંગિયા પેઠે બળી મરશે અને મારું જીવનવ્રત પણ પાર પડશે. તું મારી સાથે લક્ષરના ભગ્નાવશેષો જોવા આવીશ?"

મેં કહ્યું: "એ પવિત્ર સ્થળ જોવાને તો હું અધીરો બની ગયો છું. મને સાથે લઇ જવામાં આપને કશી હરકત ન હોય તો ખુશીથી હું આવીશ."

રા-તાઇ બોલ્યો: "ના. ના. મારે શી હરકત હોય? આજે રાતે અગિયાર વાગે જ હું જહાજ છોડી બહાર પાડીશ. કોઈ પણ બીજા માણસને ખબર ન પડે એ રીતે હું મારા પૂર્વપુરૂષના મમીની પ્રતિષ્ઠા કરીશ."

મેં પૂછ્યું: "આજે રાત્રે જ આપ એ પતાવી નાખશો?"

રા–તાઇ બોલ્યોઃ "હા. આજે રાત્રે જ. કોઈ પણ કામનો આરંભ કર્યા પછી તેમાં વિલંબ કરવો એ ઠીક નથી. વિલંબ આડે અનેક વિઘ્નો હોય છે."

રાત્રે લગભગ અગિયાર વાગે આગળ જણાવેલો આરબ જુવાન અમારી પાસે આવ્યો. હું તે વખતે રેબેકા સાથે ગપ્પાં મારતો હતો. આરબે જણાવ્યું કે આપને મારી સાથે કિનારે લઇ આવવાનું મને ફરમાન થયું છે. હું તરત જ ઊઠયો.

મને રા–તાઈ સાથે જવા તૈયાર થયેલો જોઇને રેબેકાને ગભરાટ થતો હોય એમ મને લાગ્યું. તે બોલીઃ "આટલી રાતે તમે બહાર ક્યાંય ન જાઓ તો સારું. છતાં જવાનું વચન આપ્યું છે તો એક કામ કરો. એક પિસ્તોલ તો સાથે લઈ જ જાઓ."

પિસ્તોલ મારી પાસે જ હતી. તે મેં રેબેકાને બતાવી. પછી તેની પાસેથી છૂટો પડીને તુતક પર આવ્યો. મારી રાહ જોતો રા–તાઇ દાદરનાં પગથિયાં પર જ ઊભો હતો.

જહાજની પાસે એક નાનકડી નૌકા રાખેલી હતી. અમે તેમાં બેઠાં. નૌકામાંથી ઊતરીને કિનારે ઊતર્યા, ત્યાં બે ઊંટ અમારે માટે તૈયાર રાખેલાં હતાં.

હું ઊંટ પર કદી બેઠો નહોતો. એટલે એ અંધારે અંગ વાંકાંવાળા પ્રાણી પર બેસતાં પહેલાં તો મને ડર લાગ્યો. રાવતે ઇશારત કરી એટલે ઘૂંટણ વાળી એક ઊંટ બેસી ગયું. હું તેની પીઠ પર ચઢીને બેઠો. પછીથી બીજા ઊંટ પર એ જ રીતે રા–તાઈ બેઠો. તેની ચઢી જવાની ઢબ જોઇને મને લાગ્યું કે તે ઊંટની પીઠે નવોસવો બેસતો નહોતો.

રા–તાઇની પાછળ પાછળ જે રાત્રે મેં પિરામિડમાં પ્રવેશ કર્યો હતો તે દિવસ હું કદી ભૂલીશ નહિ., આજે પણ એ જ રીતે પ્રાચીન ખંડિયેરા તરફ જતાં મને તે દુર્દિન યાદ આવ્યો. ભયથી મારી છાતી કંપી ઊઠી. નાઇલ નદીને ડાબે હાથે રાખી અમે ઉત્તર તરફ ચાલવા લાગ્યા.

રસ્તો ખૂબ જ પહોળો હતો, છતાં એને જૂનાપુરાણા સમયનો જરૂર કહી શકાય.

રા–તાઇની પાછળ પડી પિરામિડમાં હું પેઠો હતો તે રાત મારા જીવનમાં એક યાદગાર દિન છે. આજે પણ રા–તાઈની સગાથે પ્રાચીન થિબ્સ નગરનાં ખંડિયરો પાસે જતાં મને એ દુર્દિનની વાત યાદ આવી અને ભયથી મારી છાતી ધડકવા લાગી. જેમ જેમ અમે આગળ વધતા ગયા તેમ તેમ અહીં તહીં વિખરાયેલાં પડેલાં નાનાં મોટાં ખંડિયેરો ચાંદનીનાં આછા અજવાળામાં પ્રાચીન સંસ્કૃતિની સમાધિઓ પેઠે અમારી આંખો સામેથી પસાર થવા લાગ્યાં. નાઇલ નદીની ડાબી બાજુએ થઇને, આધુનિક નવા નગરની નજીકથી અમે ઉત્તર તરફ ચાલવા લાગ્યા. રસ્તો ખૂબ જ પહોળો હતો. તે જૂનોપુરાણો હોય એવું લાગ્યું નહિ.

ભળભાંખળું થતાં સુધી એ રણપ્રદેશમાં અસહ્ય તાપ લાગતો હશે પણ રાત તો ખૂબ જ ઠંડી હતી. એટલી ઠંડી કે કદિક કદિક તો ટાઢ પણ શરીર કંપાવી જતી. ચાલતાં ચાલતાં નજર ઊંચી કરી મેં જોયું તો સોળ કળાએ ખીલેલો ચંદ્ર સમુદ્રના ભૂરા પાણીમાં તરતા સફેદ કમળની પેઠે ભૂરા આકાશમાં હસી રહ્યો હતો. પુનેમના ચંદ્રની એવી ચમકતી ચાંદની આપણા સ્વદેશ–હિંદુસ્તાન સિવાય અન્ય ક્યાંય દેખાતી નથી. યુરોપમાં, ખાસ કરીને ઇંગ્લાંડમાં, ધૂસરછાયા આકાશે ચન્દ્રની એવી શોભા કદી નજરે પડતી નથી.

સમાધિક્ષેત્રમાં રા–મિસનું મમી પુનઃ સ્થાપિત કરવા અમે જતા હતા, પણ મમી અમારી સાથે નહોતું ! એનું કારણ ન સમજાયાથી મેં રા–તાઇને પૂછ્યું. તે બોલ્યોઃ "એ તો ક્યારનું ય યોગ્ય સ્થળે મોકલાવી આપ્યું છે !"

લાંબો માર્ગ પસાર કરી ઊંટો એક પ્રચંડ ખંડિયેર મહેલ સામે આવતાં રાવતની ઇશારતથી ઊભાં રહી ગયાં. લગભગ બસો ફૂટ ઊંચો એ ખંડિયેર મહેલ હશે એમ મેં અનુમાનથી ધારી લીધું. ચાંદીના

અજવાળામાં માઇલો સુધી પથરાયેલા સપાટ પ્રદેશ પર તે ઊંચા પર્વત જેવો લાગતો હતો. મારા સાંભળવામાં આવ્યું હતું કે એ વિરાટ મહેલ આમનદેવના જબરદસ્ત મઠની સદર દેવડી હતી. એના જેવી શિલ્પ કારીગરી દુનિયાના કોઇ પણ દેશમાં કોઈ પણ દેવસ્થાનમાં નથી એમ કહેવાય છે. સેંકડો વરસ વીત્યાં છતાં પ્રાચીન યુગના એ પ્રચંડ મહેલની કેટલીક કારીગરી તો અખંડિત રહી છે. તે જોતાં કોક કુશળ કારીગર એને અધૂરો રાખી ચાલી ગયો છે—પથ્થરો કોતરતાં કોતરતાં થાકી જવાથી જાણે વિસામો લેવા ચાલી ગયો છે એવું જ લાગે !

દેવડીની ભીતરમાં થઇને એક પહોળો પથ્થરબાંધ્યો માર્ગ મંદિરની ફરતે વીંટળાતો વીંટળાતો નદીકિનારા સુધી લંબાયેલો હતો. એ જ માર્ગની એક બાજુએ ઊંટ નમાવી અમે મહેલમાં પ્રવેશ કર્યો. એક મશાલધારી નોકર સળગતી મશાલ લઇ અમારી આગળ ચાલ્યો. રાત્રિના પવનમાં મશાલનું અજવાળું ફરફરતું હોવાથી કોઇ પણ ચીજ ચોખ્ખી વરતાતી નહોતી. એ સઘળું ભારે રહસ્યથી છવાયેલું હોય એમ મને ભાસવા લાગ્યું. મહેલની છત એટલી તો ઊંચી હતી કે મશાલનું અજવાળું પણ ત્યાં સુધી પહોંચી શકતું નહોતું.

દેવડી પસાર કરીને અમે એક વિશાળ ચોક પર પહોંચ્યા. ચોકની ચારે બાજુ પથ્થરના ખૂબ જ પહોળા થાંભલા હતા. તે બધા એક હજાર ફૂટથી પણ વધારે ઊંચા જણાતા હતા. ચોકમાં ફરતા ફરતા અમે એક સ્થળે જઇને ઊભા. પેલા મશાલધારી નોકર અને જુવાન આરબના કબજામાં મને રાખી રા–તાઈ એકલો એકલો ક્યાંક ચાલ્યો ગયો. તે ક્યાં ગયો તે હું જાણી શક્યો નહિ.

લગભગ અર્ધો કલાક સુધી હું તે સ્થળે ઊભો રહ્યો, પણ રા–તાઇ પાછો આવ્યો નહિ. અકળાઇ ઊઠીને આરબ અનુચરને હું કંઇ પૂછવા જતો હતો, એટલામાં મેં જોયું તો મશાલધારી મશાલ ઊંચી કરી આશ્ચર્યથી ડઘાઇ જઇને સામેના ખંડ તરફ તાકી રહ્યો હતો. તેની એ

દશા જોઇને મેં પણ તીણી નજરે તે તરફ જોયું. એક વૃદ્ધ ધીમે ધીમે અમારા તરફ આવતો હતો. પગથી માથા સુધી તેણે સફેદ વસ્ત્ર પહેર્યું હતું. લાંબી પાકી ગએલી ભ્રમરો તેની આંખો પર ઝૂકી રહેલી હતી, સફેદ ચામર જેવી પાકી દાઢી તેની છાતી પર પથરાયેલી હતી !

અમારી નજીક ન આવતાં થોડે દૂર ઊભા રહી પોતાની પાછળ આવવા વૃધ્ધે મને ઇશારત કરી. હું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. મૂગા મૂગા અમે અસંખ્ય થાંભલા, સેંકડો ખંડ અને કેટલાય વરંડા વટાવી આગળ ગયા. અંતે એક અંધકારઘેરા પહોળા આંગણામાં જઇને ઊભા. આવી એકાંત રાતે આ અજાણ્યા વૃદ્ધ સંગાથે આવા ભયંકર સ્થળે આવતાં મારો જીવ ઊડી ગયો. અચાનક મારી પાસે આવીને વૃધ્ધે મારો હાથ પકડી લીધો, અને થોડેક દૂર મને ખેંચી જઇને ઘોઘરે ઘાંટે બોલ્યો: "અહીં ટટાર થઇ ચુપચુપ ઊભો રહે." જાણે ભાનસાન ગુમાવી બેઠો હોઉં તેમ જડ બનીને હું તે સ્થળે ઊભો રહ્યો. વૃદ્ધ અંધારામાં અદૃશ્ય થઇ ગયો.

તે વખતે મારા મનની સ્થિતિ કેવી હતી તે તો વીતી હોય તે જ જાણે, બીજાને એનો ખ્યાલ સુદ્ધાં આવે નહિ. મારું ચાલતું હોત તો તે જ ઘડીએ એ ભયંકર સ્થળેથી ભાગી છૂટી હું જહાજ પર પહોંચી ગયો હોત; પણ એ બની શકે એવું કયાં હતું ?

કેટલીક વાર સુધી હું તે સ્થળે ઊભો રહ્યો હતો તે આજે કહી શકતો નથી. એક એક મિનિટ મને એક એક કલાક જેટલી લાગતી હતી. કેટલીક વારે દૂર દૂરથી અજવાળાનાં આછાં આછાં કિરણો જણાયાં. તે મશાલનું અજવાળું લાગતું હતું અંત જોયું તો પેલો જ વૃદ્ધ મશાલ લઇને આવતો હતો. મારી નજીક આવીને પોતાની પાછળ ફરી ચાલી આવવા તેણે ઇશારત કરી. એ વિશાળ આંગણું વટાવી વૃદ્ધ સંગાથે હું એક નાના ખંડિયેર મંદિરમાં પેઠો.

મંદિરના એક ખૂણામાં જઇ વૃધ્ધે મારા હાથમાં મશાલ મૂકી. તે

પછી એ સ્થળે બેસી જઇ બંને હાથે તે રેતી અને ઈંટમટોડી ખસેડવા લાગ્યો. દશેક મિનિટ પછી ત્યાં કોઈ ગુપ્ત દ્વારની નિશાની જણાઈ. બારણું તદ્દન નાનું અને લોઢાનું હતું. લોઢાની પેટીના ઢાંકણ પર હાથો હોય છે તેવો જ હાથો એ નાના બારણા પર પણ હતો. વૃધ્ધે હાથો પકડીને જોરથી ખેંચતાં જ બારણું ખૂલી ગયું. મશાલના અજવાળામાં મેં જોયું તો નીચે એક સુરંગનું બારણું હતું. બારણા નીચે સુરંગમાં ઊતરવા માટે પથ્થરનાં પગથિયાં હતાં.

વૃધ્ધે પાછળ આવવાની ઇશારત કરતાં જ પગથિયાં વાટે હું સુરંગમાં ઊતરવા લાગ્યો. આ વખતે હું પણ મશાલ લઇને તેની પાછળ જતો હતો. ઊતરતાં ઊતરતાં મને થયું કે નીચેની અંધારી ગુફામાં મશાલ હોલવાઇ જાય તો ત્યાંથી બહાર નીકળવાની આશા જ ખોટી !

પચાશેક પગથિયાં ઊતરી અમે પાતાળ-ઘરમાં પેઠા. એ ખંડ ખૂબ જ પહોળો હતો. ઊંચા ઊંચા થંભો પર તેની છત તોળાઇ રહેલી હતી. થાંભલા પર અદ્દભુત કોતરકામ હતું. જૂના જમાનાના કોઇ કુશળ કારીગરે એમાં જાણે પોતાનો આત્મા રેડી દીધો હતો. એ આખા ખંડની પથ્થરની દીવાલો પર પણ ભાતભાતનાં કોતરકામ હતાં. પ્રાચીન યુગના સ્થપતિઓનું શિલ્પચાતુર્ય જોઈ હું એટલો તો મુગ્ધ બની ગયો કે સ્થળ, કાળ ને વિપત્તિની શંકા સમૂળી વિસરી જઈને આશ્ચર્યભેર તે તરફ જોઈ રહ્યો. સેંકડો વરસ વીત્યા છતાં એ ખંડ જીર્ણ થયો નહોતો, કોતરકામ પણ લેશ ખવાયું નહોતું. કયા સ્થપતિએ કેવાં સાધનો વડે આ અપૂર્વ ગૃહની રચના કરી હશે કે સર્વગ્રાસી કાળ પણ તેને જીર્ણ કરવા સફળ થયો નથી ? મને થયું કે આજના જમાનાનો જ્ઞાનનો અહંકાર અને સભ્યતાનો ગર્વ એની આગળ કશી જ વિસાતમાં નથી.

તે કાળે આ પાતાળ-ઘર શા હેતુથી રચાયું હશે તે હું જાણતો નહોતો; પણ મેં અનુમાન કર્યું કે આમનદેવની પૂજાઅર્ચાને સમયે આ સ્થળે ગુપ્ત અનુષ્ઠાન થતું હશે.

પાતાળ-ઘરની વચ્ચોવચ્ચ હું ઊભો રહ્યો. ઘોઘરે ઘાંટે વૃદ્ધ મને કહેવા લાગ્યોઃ "હે હિન્દુ, અમારી આ મિસરભૂમિ અને તારું હિંદુસ્તાન દેવદેવીઓનું લીલાક્ષેત્ર હતાં અને પ્રાચીન મિસરીઓ તથા પ્રાચીન હિંદુઓ બંને એક જ જાતિના હતા તે તું જાણે છે? ખ્રિસ્તી યુરોપના જડવાદથી આંધળાભીંત બની આપણા લોકો એ પૌરાણિક દેવદેવીઓ પ્રત્યે અશ્રદ્ધા સેવતા થઈ ગયા છીએ, એટલું જ નહિ પણ તેમનું અપમાન કરવામાં પણ આપણને આંચકો આવતો નથી. એટલા જ માટે દેવો યુરોપના લોકો પર અપ્રસન્ન થયા છે. એ તું જાણે છે કે કેમ તેની મને ખબર નથી પણ અમારા દેવાધિદેવ આમન અને તમારા દેવરાજ ઇન્દ્ર બંને એક જ છે. આટલા બધા સમય પછી નાસ્તિક-વિધર્મી યુરોપિયનો પર દેવતાઓનો કઠોર કોપ ઊતર્યો છે. તેઓએ આકાશવાણી કરી છે કે એક મિસરવાસી અને એક હિંદીની સહાય વડે ટૂંક સમયમાં જ તેઓના ભયંકર પાપોનાં પ્રાયશ્ચિતનો પ્રારંભ થઇ જવાનો છે. તું હિંદુસ્તાનવાસી છે એટલે દેવોનો તારા પર અનુગ્રહ થયો છે. દેવોનાં તમામ કાર્યો પ્રત્યક્ષ નિહાળવા તું અધિકારી થયો છે. અત્યાર સુધીમાં કોઈ પણ પરદેશી કે પરધર્મીને આવો સુયોગ લાધ્યો નથી. તારું કંઇ પણ અનિષ્ઠ થશે એવી શંકા લાવીશ નહિ, કારણ કે સર્વશક્તિમાન દેવતાઓ તારી સહાયે છે. પોતાનાં સર્વ કાર્યો પાર ઉતારવા તેમણે તારી રક્ષાનો ભાર માથે લીધો છે. તું લેશ પણ શંકા સેવીશ નહિ. આવ, મારી પાછળ ચાલ્યો આવ."

ચાવી દીધેલી પૂતળા પેઠે હું વૃદ્ધની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે પછી જે અદ્ભુત બનાવો બન્યા તેનું વર્ણન કરીશ તો કોઇ સત્ય માનશે નહિ, તો પણ હું તો તે નીચે આલેખું જ છું.

વૃદ્ધ મને બીજા એક ખંડ તરફ લઈ ગયો. એ ખંડનાં પ્રવેશદ્વાર પર બંને બાજુએ બે મૂર્તિ હતી. બંને મૂર્તિઓનો નીચેનો ભાગ સિંહ જેવો હતો અને મસ્તક બકરા જેવું હતું! બંને ધાતુની હતી કે માટીની તે હું પારખી શકયો નહિ. મૂર્તિઓના વચગાળે થઇને અમે એક વિશાળ ખંડમાં પેઠા. આખા ખંડમાં હારબંધ માનવમૂર્તિઓ હતી.

ઝીણવટથી જોતાં બધી પથ્થરમાંથી કોરેલી જણાઇ. આટલી સુંદર સુઘડ રીતે ઘડેલી પથ્થરમૂર્તિઓ આ પહેલાં મેં કદી જોઇ નહોતી. પ્રાચીન સભ્યતાના એ મહાસ્મશાનમાં ભોંયતળિયે આવેલા ગુપ્તગૃહમાં મધરાતે મેં જે અપૂર્વ શિલ્પ ચાતુર્ય નિહાળ્યું તેની સરખામણીમાં પ્રાચીન ગ્રીસ અને રોમનાં સ્થાપત્યો તો સાવ ફિક્કાં લાગે. પણ હાય, એ સઘળા વિશ્વવિખ્યાત શિલ્પીઓ વિસ્મૃતિના ઘોર અંધકારમાં લુપ્ત થઇ ગયા છે.

એ બધી મૂર્તિઓ પસાર કરીને અમે એક લાંબા પૂજાઘર જેવા ઓરડામાં પેઠા. એ ઓરડામાં વેદીના આકારના સેંકડો પથ્થરો પર એક એક મમી સુરક્ષિત રાખેલું હતું. આશ્ચર્યની વાત એ હતી કે સેંકડો વરસ વીતી ગયાં છતાં તેમાં સહેજ પણ બગાડ પેઠો નહોતો. ઉધઈ સરખી તેને લાગી નહોતી. આખા ઓરડામાં ઊડતી રસાયણોની તીવ્ર વાસથી હું ગુંગળાવા લાગ્યો. તો પણ હવે પછી નવું શું બને છે તે જોવા માટે જેમ તેમ હું તદ્દન શાંત બનીને ઊભો રહ્યો.

થોડાંક ડગલાં આગળ વધી વૃધ્ધે ખૂબ જ મોટેથી મોંની સિસોટી વગાડી. તરત જ એક શીશો, પ્યાલો તથા અંગરખો લઇને બે વૃદ્ધો અમારી પાસે આવી પહોંચ્યા. એ બંનેની ઉંમર કેટલી હતી તે હું જાણી ન શકયો પણ અનુમાનથી રા–તાઇની ઉંમરના જણાતા હતા. અંગરખા પર ભાતભાતનાં પશુપંખીનાં ચિતરામણ હતાં. મારી સાથે આવેલા વૃધ્ધે ઈશારત કરતાં બંને જણે એ ઢીલો અંગરખો મને પહેરાવ્યો. પછી એક મોટો પથ્થર બતાવી તેના પર સૂઈ જવાનું વૃધ્ધે મને કહ્યું.

ઢીલો ઢીલો અંગરખો પહેરતાં તો મેં કશો વાંધો લીધો નહોતો પણ આવા વિચિત્ર સ્થળે સેંકડો મૃતદેહોની પાસે સૂઇ જવાની વાત સાંભળતાં મારો અંતરાત્મા કકળાટ કરી ઊઠયો! મેં તેની આજ્ઞા ગણકારી નહિ ને હું જેમનો તેમ અડગ ઊભો રહ્યો. મને આનાકાની કરતો જોઈ બંને વૃધ્ધોએ મારા હાથ પકડી લીધા અને બળાત્કારે મને એ શિલાખંડ પર સુવાડી દીધો. બીજો કોઇ વખત હોત તો મેં પણ સામું

બળ દાખવ્યું હોત, પણ આવી એકાંત રાતે અજાણ્યા પાતાળઘરમાં તેમનો બળાત્કાર મેં મૂગો મૂગો સહી લીધો. બંને પગ લંબાવી હું ચત્તો સૂઈ ગયો. મારા તે સમયના મનના ભાવ તો બલિદાનનો બકરો જ કદાચ સમજી શકે!

પાછળથી આવેલા બંને વૃધ્ધો મારી પાસે બેસી ગયા. પછી શીશામાંથી કંઇ સુગંધિદાર દ્રવ્ય પ્યાલામાં કાઢી મારા મોં તથા માથા પર માલિસ કરવા લાગ્યા. ગંધ પરથી તે કોઇ સુગંધિદાર તેલ હોય એમ મને લાગ્યું. ચન્દન અને ચંપાના ફુલની મિશ્રિત સુગંધ જેવી તેની સૌરભ હતી. જેટલી તે મીઠી હતી તેટલી જ ઉત્તેજક હતી. આખા શરીરમાં એ તેલ પચી જતાં જ મારું બાહ્ય જ્ઞાન લોપ થયું, પણ મારી આંતરિક ઇન્દ્રિયો અતિ તીક્ષ્ણ બની ગઇ. આ પહેલાં રા-તાઇએ આપેલી સિગારેટ પીતાં હું થોડેક અંશે મત્ત બની ભાન ભૂલ્યો હતો. પણ આ તેલની સંમોહક શકિત તો એના કરતાં ય વધુ કાતિલ હતી. પળ વારમાં મારા અંતરમાંથી સંદેહ, ભય, સંકોચ અને ઉદ્વેગ અદૃશ્ય થઇ ગયાં, અને ધીમે ધીમે મારી સમસ્ત ઇન્દ્રિયો અવ્યકત પ્રફુલ્લિત મોહથી સભર બની ગઇ. મને લાગ્યું કે મારો દેહ એટલો તો હલકો બની ગયો છે કે જરા સરખી ફૂંક લાગતાં તે ઊડી જાય! બંને વૃદ્ધોનું માલિસ હજી પણ ચાલુ જ હતું. ત્રાટકગ્રસ્ત પેઠે હું ટગર ટગર જોઇ રહ્યો. મને અહીં લઇ આવનાર પેલો વૃદ્ધ હવે મારા પગનાં તળિયાં નજીક ઊભો ઊભો બંને હાથ ઊંચા કરી હોઠ ફફડાવતો કંઇ મંત્ર ભણી રહ્યો હતો. પણ તેમાંનો એકકે હરફ મને સમજાયો નહિ. થોડી જ વારમાં આખો ઓરડો ગુલાબી રંગના ધુમાડાથી ભરાઇ ગયો. હવે હું બેભાન બની ગયો હોવાથી વૃદ્ધ કેટલી વાર સુધી મંત્ર ભણતો રહ્યો હતો તેની મને ખબર પડી નહિ. ધીમે ધીમે મારી બંને આંખ મીંચાઇ ગઈ. તે પછી કેટલી વારે મારી આંખ ઊઘડી તે હું કહી શકતો નથી, પણ ત્યારે મેં જોયું તો મારી પાસેના બંને ડોસા ત્યાં જણાયા નહિ તો પણ પહેલાંનો વૃદ્ધ તો હજી સુધી પગનાં તળિયાં પાસે ઊભો ઊભો મારા

મોઢા સામે અનિમિષ નજરે જોઇ રહ્યો હતો.

મને આંખો ઉઘાડતો જોઇ તે બોલ્યોઃ "હે પ્રવાસી હિન્દુ, ઊઠ, બેઠો થા. પાર્થિવ અપવિત્રતા તજીને તેં હવે આમન દેવની મૂર્તિ સન્મુખ ઊભા રહેવાનો અધિકાર પ્રાપ્ત કર્યો છે."

વૃદ્ધનો આદેશ કાને પડતાં વેંત હું બેઠો થયો. આશ્ચર્યની વાત તો એ હતી કે હવે હું તદન સહેલાઇથી ઊઠવા શકિતમાન થયો હતો, જાણે મારો દેહ વાયુમય પદાર્થનો બન્યો ન હોય! મારી શ્રવણશક્તિ, ઘ્રાણશક્તિ અને દર્શનશક્તિ અત્યંત તીક્ષ્ણ બની ગઇ હતી.

હાથ પકડીને વૃદ્ધ મને વળી બીજા વિશાળ ખંડમાં લઇ ગયો. એ ખંડમાં પણ અસંખ્ય મમી હારબંધ રાખેલાં હતાં. એકદમ મશાલ હોલવી નાખીને ડોસો મને અંધકારમાં જ હાથ તાણી ઘસડી ગયો. નિર્ભય બની ઉલ્લાસભેર હું તેની સંગાથે ચાલવા લાગ્યો.

થોડેક દૂર ગયા પછી ડોસાએ મારો હાથ છોડી દીધો. પછી ગંભીર સ્વરે બોલ્યોઃ "થોડી વાર રાહ જોતો અહીં જ ઊભો રહે. દેવોનું વરદાન પામેલા હે ભાગ્યવાન યુવાન, તારી આંખો સમક્ષ અતિ અપૂર્વ દશ્યો શરૂ થઇ જશે."

વૃદ્ધ બોલતો બંધ થઇ ગયો. તેનાં પગલાં પરથી મને લાગ્યું કે તે કયાંક જતો રહ્યો છે. એ ઘોર અંધારા નિઃસ્તબ્ધ ખંડમાં એકલો ઊભો ઊભો અલૌકિક દશ્યો નિહાળવાની હું રાહ જોવા લાગ્યો.

એટલામાં ટમટમતા દીવડાના તેજ જેવા ઝાંખા પ્રકાશનાં કિરણો એકાએક મારી નજરે પડયાં. પ્રકાશનાં કિરણો કદિક ઊંચાં થતાં તો કદિક ભોંય પર પથરાતાં. થોડી વારે વાયુની લહરીમાં કંપતી આરતીની દીપજ્યોત પેઠે તે ધ્રૂજવા લાગ્યાં. પછી ધીમે ધીમે કિરણો પૂર્ણ પ્રકાશમય બની ગયાં. એ અજવાળામાં માદક તત્ત્વ હતું કે કેમ તે હું કહી શકતો નથી પણ હું તેની સામેથી આંખો ફેરવી શકયો નહિ; એકીટસે તેની તરફ જ નિહાળી રહ્યો. ભરબપોરે દીવાના તેજમાં ચારે તરફની ચીજો

ઝાંખી ઝાંખી જણાય તેમ મારી આંખો સામેની ચીજો પણ થોડી વાર ઝાંખી ઝાંખી જણાઇ. પછી તો જાણે તેજનો પ્રવાહ છૂટયો. મને લાગ્યું કે હવે હું એ પાતાળઘરમાં મમીઓની સમાધિ નજીક નથી પણ ભર અજવાળામાં નાહી રહેલા મંદિરને દ્વારે આવી ઊભો છું. થોડા વખત પહેલાં જે ખંડિયેર મંદિર હું જોતો હતો તે દૃશ્ય હવે પૂરેપૂરું પલટાઇ ગયું હતું. તેને બદલે આદિ યુગમાં મંદિરનાં જે ગૌરવ ને સૌંદર્ય હશે તે અસલ સ્વરૂપે હવે મારા નેત્રો સમક્ષ પથરાવા લાગ્યાં હતાં.

અનિમિષ નેત્રે હું નિહાળી જ રહ્યો. મંદિરનો ગગનભેદી સુવર્ણ કળશ ભરબપોરના પ્રખર તેજમાં ચમકારા મરી રહ્યો છે. આખું ય મંદિર શિલ્પકળાના નમૂના જેવું છે પહોળા પહોળા કેટલા ય માર્ગો અતિ દૂર દૂરથી આવીને મંદિરદ્વારે એકઠા થઇ ગયા છે, નાઇલ નદીનો પહોળો પટ સૂર્યતેજમાં ચમકારા મારતો રૂપલાવર્ણો બની ખળખળ વહી રહ્યો છે. અસંખ્ય ભકતો અને ઉપાસકો ઉત્સવનાં વસ્ત્રો પરિધાન કરી મંદિરના વિશાળ આંગણામાં ટોળે વળ્યા છે. હજારો યાત્રાળુઓ સુસજ્જિત નૌકાઓમાં બેસી દેવમંદિરમાં પૂજા કાજે સામે પારથી વહ્યાં આવે છે. વિવિધ વર્ણની વિચિત્ર પતાકાઓ ફરકાવતી રાજાધિરાજની મોહક નૌકાઓ પણ નદીનો માર્ગ કાપતી મંદિર સન્મુખ સરકતી આવી રહી છે.

ધીમે ધીમે મંદિરની સામે અફાટ મેદની જામવા લાગી. મેં જોયું તો એ ઠઠ ચીરીને વસ્ત્રાલંકાર ધારણ કરેલી સેંકડો નર્તકીઓ ભાતભાતનાં વાજિંત્રો વગાડતી, તાલબધ્ધ મધુર સંગીત ને સુવર્ણ નુપૂરોના આછા આછા ઝંકારથી ચારે દિશા ભરી દેતી મંદિરના આંગણામાં એકઠી થઇ રહી છે. તેઓની પાછળ ગોરા અને પ્રચંડકાય પુરોહિતો શાંત ને સ્વસ્થ મુખે પોથીઓ લઇને તે સ્થળે આવી ઊભા રહ્યા. તેમની પાછળ રાજાના જ્યોતિષી અને મુખ્ય મુનશીએ પ્રવેશ કર્યો. તેમના પછી વળી કેટલીક રમણીઓ વીણા અને વેણુ વગાડતી અને મધુરું ગાન ગાતી ત્યાં એકઠી

થવા લાગી. ગાયિકાઓ મંદિરના આંગણામાં પેઠી કે તરત જ મુખ્ય પુરોહિત બારેક અનુચરો સહિત મારી નજરે પડયા. તેણે વ્યાઘ્રચર્મ પહેરેલું હતું. મુખ્ય પુરોહિતની પાછળ રાજસૈન્યનું એક દળ આવી પહોંચ્યું. દરેક સૈનિકે બખ્તર સજ્યું હતું, મસ્તકે લોખંડના ચકચકતા શિરટોપ હતા, હાથમાં લાંબા લાંબા ભાલા હતા. મધ્યાહ્નના પ્રખર સૂર્યતેજમાં તેમના શિરપેચ, બખ્તરો અને ભાલાની ફણીઓ ચારે દિશા ચમકાવવા લાગ્યાં. એ દળની પાછળ રૂપાદંડ ધારણ કરી બખ્તરસજ્જ છડીદારોની એક ટુકડી આવી પહોંચી. તેમના પછી તરત જ પચાસેક રૂપાળી યુવતીઓ મધુર સૂરે ગાન ગાતી ગાતી આવી પહોંચી. ચાલતી ચાલતી તેઓ રાજમાર્ગ પર પાલવમાંનાં ફૂલ વેરતી હતી. આ સુંદરીઓની પાછળ મિસરના મહાપરાક્રમી ચક્રવર્તી રાજા ફેરાઓની પધરામણી થઈ. તેની ફરતે શસ્ત્રધારી સૈન્ય વીંટળાયેલું હતું. સામંત રાજાઓએ પોતાની ખાંધ પર ઉપાડેલા હીરારત્નજડયા સિંહાસન પર રાજા બિરાજેલો હતો. તેણે મહામૂલો રાજવેશ પહેરેલો હતો. હાથમાં જડાવ સોનાનો રાજદંડ હતો. મસ્તકે રાજમુકુટ હતો. સિંહાસન પર લીલો ચંદરવો ધરી રાખી ખાનદાન કુળના કેટલાક યુવાનો સામંત રાજવીઓ સાથે ધીમે ધીમે આગળ વધી રહ્યા હતા. મૂલ્યવાન વસ્ત્રના આ ચંદરવાની ફરતે માણેકમોતીની ઝાલર હતી. રાજાને ડાબા હાથે તેનો કુલપુરોહિત મંત્રવિદ્યાવિશારદ રા-મિસ બેઠેલો હતો. તેનું મોઢું જોતાં જ મને રા-તાઈની શિકલ યાદ આવી ગઇ. સફેદ વસ્ત્રો પહેરેલા બે રાજકુમારો સિંહાસનની પાસે ઉભેલા હતા. તેઓ રાજાને ચામર ઢાળી રહ્યા હતા. એ સફેદ ચામરનો હાથો સોનાનો અને કારીગરીના નમૂના જેવો હતો.

રાજાના અનુચર જેવા અને વિશ્વાસુ સેનાપતિઓ જાતજાતનાં વાહનોમાં બેસી રાજાની પાછળ પાછળ આવતા હતા. આ સેનાપતિઓના હાથ હેઠળનું વિવિધ સૈન્યદળ ટુકડીઓમાં વહેંચાઇ જઇને તાલબદ્ધ પગલી પાડતું ચાલી રહ્યું હતું. તેમની પાછળ રણભેરીધારીઓની ટુકડી

હતી. રણુવાદ્યો વગાડતી વગાડતી તે આગળ વધતી હતી. રાજસેના કૂચ કરી ગઈ કે તરત જ ઉત્સવઘેલાં નગરજનો મંદિરના આંગણામાં એકઠાં થવા લાગ્યાં. ઉત્સવનાં વસ્ત્રો ધારણ કરી આવી પહોંચેલાં એ નગરજનોનો આનંદ અને ઉત્સાહ એટલો અમાપ હતો કે તેનું સાચું વર્ણન કરવાની મારામાં શક્તિ જ નથી. કોક કુશળ ચિત્રકાર પણ અદ્દલ આલેખી ન શકે એવું એ વિરાટ ને અનુપમ દૃશ્ય હતું.

મંદિરના મોખરા પરના વિરાટ સિંહદ્વારની બંને બાજુએ સૈનિક દળો, નર્તકીઓ અને વાદ્યકારોની ટુકડીઓએ પડાવ નાખ્યો. સિંહાસન પર જ બેઠા રહેલા રાજાએ મંદિરમાં પ્રવેશ કરતાં જ આ અદ્‌ભુત દૃશ્ય સંકેલાઇ ગયું! આશ્ચર્યભેર ડોળા ફાંસી મેં જોયું તો ઘોર અંધારામાં હું એકલો જ એ સ્થળે ઊભો હતો! આસપાસ માણસનો ઓળો સરખો જણાતો નહોતો!

આ રીતે એ સ્થળે હું કેટલીક વાર ઊભો હતો તે કહી શકતો નથી, પણ તે પછી ફરીથી મારી આંખો સામે આંજી નાખે એવો પ્રકાશ પથરાઈ ગયો. ધીમે ધીમે એ પ્રકાશ દિવસના અજવાળા પેઠે વધવા લાગ્યો. એ અજવાળામાં મેં જોયું તો સપાટ મેદાનના એક છેડા પર હું ઊભો છું. પણ પળવારમાં જ એ અજવાળું અલોપ થઇ ગયું અને ચોમેર ગાઢ અંધકાર પથરાઈ ગયો. આમ છતાં આ કાજળકાળા અંધકારમાં પણ મારી દૃષ્ટિશક્તિ તો સાબૂત જ હતી. મેં જોયું તો એ વિશાળ મેદાનમાં માનવીનું નામનિશાન નહોતું, ઉત્સવસંગીત બંધ પડી ગયું હતું; લાખ લાખ કંઠેથી ગુંજતો કલરવ શાંત પડી ગયો હતો. પણ પળવારમાં જ એ વિશાળ મેદાનને કંપાવી મૂકતો પ્રલયનો વાવંટોળ ફાટી નીકળ્યો. હડુડુડુ હડુડુડુ ગર્જના કરતો તે મહાવેગથી ઘૂમરી ખાવા લાગ્યો. આ પ્રલયવંટોળની સાથે સાથે પ્રકૃતિએ પણ રુદ્રનૃત્ય આરંભી દીધું. કાળા કાળા જળભર્યાં વાદળાંથી આકાશ ગોરંભાઇ ગયું. મેઘઢાંકયા ગગનના ખૂણેખૂણા પર વીજળીના ચમકારા પળે પળે ચમકવા લાગ્યા.

ઘડીકમાં ચમકે ને ઘડીકમાં અલોપ થઇ જાય. ચપલાની એ ચંચળ પ્રભા પગ આગળ પથરાએલી રેતી પર પળે પળે ચમકારો મારી જઇ મારી આંખોને રતાંધળી બનાવી જતી હતી. પ્રલયકાળના એ મેઘ-કડાકાથી મારા કાન બહેર મારી જતા હતા. ચારે દિશામાં ચાકે ચઢેલા એ પ્રલયઝંઝાવાતનું દર્શન થતાં જ મને ખાતરી થઈ ગઈ કે આ કાજળકાળી મધરાતે મિસરની આ રણમય સ્મશાનભૂમિમાં કોક અલૌકિક ઘટના ઘટવાની જ છે.

ઘોર અંધકારમાં મીટ માંડી હું ઊભો જ રહ્યો. એટલામાં મેં જોયું તો ખાંધે પાલખી ઉઠાવી ચાર માણસો મારા તરફ આવી રહ્યા હતા. પાલખીમાં એક શબ હતું. ભોઇઓ મારી નજીક આવી ઊભા. પાલખીમાં પોઢેલી મૃત વ્યક્તિ તરફ મારી નજર ગઇ ને હું ચમકી ઊઠ્યો. શબ રા-મિસનું હતું! તેનો દેહ ખખડી ગયેલો અને સાવ હાડપિંજર જેવો દેખાતો હતો. તેણે પહેરેલું વસ્ત્ર પણ મેલું દાટ અને ફાટયુંતૂટ્યું હતું. રા–મિસની આટલી બધી બેહાલ દશા કેમ થઇ હતી તે વાત અગાઉ મારા સાંભળવામાં આવી જ હતી એટલે એ દેખાવથી મને આશ્ચર્ય થયું નહિ. માત્ર રૂંધેલે શ્વાસે અને સ્તંભિત હૈયે પાર્થિવ ઐશ્વર્ય, અભિમાન ને દંભનો અંજામ કેવો આવે છે તેના ઊંડા વિચારમાં હું ગરક થઇ ગયો.

આ દૃશ્ય નજરે પડતાં જ હું પામી ગયો કે રા–મિસના અંગત સંબંધીઓ તેના શબને ઠામ પાડવા જઇ રહ્યા છે.

પળ વારમાં જ માયાવી લીલાની પેઠે આ દૃશ્ય પણ મારી આંખો સામેથી અલોપ થઈ ગયું. ફરી પાછો ઘોર અંધકારમાં હું થોડો વખત ઊભો રહ્યો. તે પછી મેં જોયું તો ભોઇઓ રા–મિસનું શબ લઇ એક પર્વત તરફ જઇ રહ્યા છે. તળેટી પાસે જઇ તેઓ જરા થંભ્યા. પછી ઉપર ચઢવા માંડયું. મંત્રમુગ્ધ બની હું પણ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પર્વતની એક ગુફામાં તેમણે રા–મિસનું શબ પોઢાડયું. તે પછી અળગળા બની જઇ નીચે મોઢે ગુફા બહાર આવી તેઓ ત્યાંથી

વિદાય થયા.

એકાએક મારા કાનમાં પેલા માર્ગદર્શક વૃદ્ધનો ઘોઘરો ઘાંટો અથડાયો. તે બોલ્યો: "હે પરદેશી યુવાન, જાદુગર રા–મિસની ચઢતી દશા વેળાના તેના માનપાન અને અપૂર્વ ગૌરવનાં દૃશ્યો તેં જોયાં છે અને તેના સત્યાનાશનું દૃશ્ય પણ તું અબઘડી જોઇ ગયો. કાળચક્રના વારાફેરા સાથે માનવીનું જીવન આમ નિત્ય પલટાયા જ કરે છે. ચઢતી અને પડતી એ જગતનો સનાતન નિયમ જ છે. એક વખત સામંત રાજવીઓની ખાંધે હીરારત્નજડયા સિંહાસનમાં સમ્રાટ સાથે બેસી રાજ્યના મહોત્સવ પ્રસંગે ભારે ધામધૂમથી જે દેવદર્શને જતો તે જ રા–મિસનું શબ દૂર દૂરના પર્વતની એક એકાંત ગુફામાં મધરાતે છાના છાના પોઢાડવાનો સમય આવ્યો છે. રાજા ગુસ્સે થાય એ બીકે તેનાં નિકટનાં સગાંઓને પણ જાહેરમાં તેનું શબ ઠામ પાડતાં ડર લાગ્યો છે. મૃત્યુ પછી યે રા–મિસનો આત્મા સદ્‌ગતિ પામ્યો નથી. પણ અમને આશા છે કે દેવતાના શત્રુઓનો નાશ થતાં માર્ગ સાફ થઇ જશે અને તેનો આત્મા ચિરશાંતિ પામશે. હે વિદેશી! ચાલ, મારી સાથે......"

ડોસાએ ફરમાવ્યા મુજબ હું તેની સાથે બીજા એક ખંડમાં ગયો. જે વૃદ્ધોએ મારે અંગે માલિશ કર્યું હતું તે બંને પણ તે જ ખંડમાં હતા. માર્ગદર્શક વૃધ્ધે આજ્ઞા કરી એટલે બંનેએ પેટીમાંથી એક મમી બહાર કાઢયું. તેના પર વસ્ત્ર વીંટેલું હતું. વસ્ત્ર દૂર થતાં મશાલના અજવાળામાં મેં જોયું તો તે રા–તાઇનો મૃતદેહ હતો! મને મારી આંખ પર વિશ્વાસ બેઠો નહિ. બંને હાથે આંખો ચોળી મેં ફરીને તીણી નજરે તાકીને જોયું. સાચેસાચ એ રા–તાઇનું જ મુખ હતું! હું ઠરી ગયો–પૂતળા પેઠે ત્યાં જ થંભી ગયો!

હાથમાં રાખેલી બળતી મશાલ વૃધ્ધે મમી સામે ધરી. પછી ગળગળા સાદે તે બોલવા લાગ્યો: "રા–મિસ, કેટલાય કાળ પહેલાં તેં જીવનલીલા સંકેલી લીધી છે ખરી, પણ મારો આદેશ છે કે એક વાર આંખો ખોલ.

તારામાં પુનઃ શ્રવણશક્તિનો આવિર્ભાવ થાઓ. હું કહું તે સાંભળ. જીવતો હતો ત્યારે અસાધારણ દૈવી બળનો તું અધિકારી બન્યો હતો, પણ એફામ ગર્વમાં અંધ બની તેં દેવતાઓની ખફગી વહોરી. એ જ અપરાધ બદલ મૃત્યુ પહેલાં તારે અપમાન અને કલંક વેઠવા પડયાં, એ જ અપરાધ બદલ મૃત્યુ પછી પણ તારો આત્મા સદ્ગતિ પામ્યો નથી. પણ હવે તારો દિન પલટાયો છે. આજકાલની નૂતન જાતિ ઐશ્વર્યના મદમાં છકી જઇ, ગર્વના તોરમાં અંધ બની જઇ પ્રાચીન કાળના દેવતાઓના અસ્તિત્વ પરત્વે પણ શંકા સેવી રહી છે, દેવતાઓના માહાત્મ્યને તે કવિઓની કલ્પના માની તેમની ઠેકડી કરી રહી છે. એ જ દાંભિક પશ્ચિમની પ્રજાઓની યોગ્ય નસિયત કરવા માટે દેવતાઓનું તું વરદાન પામ્યો છે. એટલે જ તું હવે નચિંતપણે સમાધિગુફામાં પડયો માં રહે. ઊઠ. ઊભો થા. તારા જીવનવ્રતનું ઉદ્યાપન કરવા કમર કસ. જ્યાં સુધી તારું વ્રત સફળ થશે નહિ ત્યાં સુધી તારો આત્મા પણ સદ્ગતિ પામવાનો નથી. તારો અશાંત પાપી આત્મા સ્મશાનમાં ભમતાં પ્રેતની પેરે દુઃખના ડંખ વેઠતો સારા જગતમાં ઘૂમ્યા કરશે. હે રા-મિસ, હે આદિયુગના રાજપુરોહિત, હે માંત્રિક, મારી આજ્ઞાનું પાલન કર. મૃતદેહમાં તારો પુનઃ આવિર્ભાવ થાઓ. ઊઠ. ઊભો થા. તારી ફરજમાં મંડી પડ.”

વૃદ્ધનું કથન પૂરું થતાં જ જુગજુગજૂના એ મૃતદેહે આંખો ખોલી જોયું અને તે પછી ધીરે ધીરે ઊઠી બેઠો થયો ! એ ભયાવહ દૃશ્ય નજરે પડતાં જ હું સજ્જડ થઇ ગયો. ભયથી મારું અંગ અક્કડ બની ગયું. ત્યાં ને ત્યાં જ હું બેભાન થઇ ઢળી પડયો.

ભાન આવતાં મેં જોયું તો મારું આખું અંગ થર થર કંપી રહ્યું છે. આખે શરીરે અસહ્ય વેદના થઇ રહી છે. પણ જે સ્થળે ઊભા રહીને મેં અદ્ભુત દશ્યો જોયાં હતાં, તે સ્થળેથી અહીં મને કોણ લઈ આવ્યું ? થોડી જ વાર પર રા-તાઇ મને જ્યાં ઊભો રાખી ગયો હતો ત્યાં, તે જ ખંડમાં હું સૂતેલો હતો ! તો પછી મેં જે જે જોયું તે જૂઠું

અદ્‌ભુત સ્વપ્ન જ હશે ?

રાત્રિ પૂરી થઇ હતી. ઉષાનાં આછાં તેજ પથરાવા માંડયાં હતાં. એ આછા તેજમાં મેં જોયું તો થોડે દૂર પોતાના બે આરબ અનુચરો સાથે રા–તાઇ ઊભો છે. મહામુશ્કેલીએ હું બેઠો થયો. મારે ડાબે હાથે રસી મૂકેલી હતી. તે આખો અક્કડ બની ગયો હતો. તેને હું ઊંચો પણ કરી શકતો નહોતો. ઊંઘમાં હું આ સ્થળેથી કયાંક ગયો હતો કે કેમ તે વિષે એક આરબ નોકરને પૂછ્યું તો તેણે જણાવ્યું કે આખી રાત મેં તે જ સ્થળે ઘસઘસાટ ઊંઘમાં પસાર કરી હતી !

આખી રાત ઠંડી લાગવાથી મને ખૂબ જ શરદી ને ખાંસી ઊપડી આવ્યાં. હું લોથપોથ થઇ ગયો હતો. છતાં જેમ તેમ ઊઠીને ચારે બાજુ રા–તાઇની શોધ કરી આવ્યો. પણ તે કયાંય નજરે ન પડવાથી હું નિરાશ થઇ ગયો. કંટાળીને હું એકલો જ તે ખંડની બહાર નીકળ્યો. થોડે દૂર જતાં જોયું તો રા–તાઈ મારી તરફ ઉતાવળે પગલે આવી રહ્યો હતો. મારી નજીક આવીને તે બોલ્યો: "અનુપ, ખાસ કામસર તને એકલો છોડીને મારે જરા દૂર જવું પડયું હતું. રાતે તને ખૂબ અડચણ પડી હોય એમ લાગે છે. આખી રાત ઠંડી લાગી હશે, કેમ ? એથી જ તું લેવાઈ ગયો લાગે છે. ગભરાતો નહિ. તને ઝટપટ આરામ થઇ જાય એવું કરી દઉં છું."

આગલી રાતે જે સ્થળે ઊંટ ઊભાં હતાં ત્યાં જઈને જોયું તો તે જ ઊંટો ઊભાં છે. અમે બંને ઊંટ પર સવાર થઇ ગયા.

આ વખતે ઊંટ નવે જ રસ્તે જતાં હતાં. મને થયું કે નદીને રસ્તે ન જતાં અમે બીજે જ રસ્તે જતા હોઇશું. મેં રા–તાઇને એ વિષે પૂછી જોયું. પણ તેણે સંતોષકારક ઉત્તર વાળ્યો નહિ. તેણે કહ્યું કે રસ્તો બીજો છે. આપણે નદીકિનારે જ પહોંચીશું.

મારા આખા શરીરે એટલું તો કળતર થતું હતું કે ઊંટ પર હું જેમ તેમ બેસી શકતો હતો. પછી તો ધીરે ધીરે મારો શ્વાસ રૂંધાવા

લાગ્યો. ગળાની વેદનાથી હું આકુળવ્યાકુળ બની ગયો. જાણે અત્યારે જ છાતી બેસી જશે ને મારું મોત આવી જશે એમ મને લાગ્યું. ડિપ્થીરિયાનાં લક્ષણ તો ના હોય? મારી આંખો બંધ થઈ ગઈ. ચારે બાજુ અંધકાર જણાવા લાગ્યો. માથાની દારુણ વેદનાથી હું ઊંટ પર જ આડો પડી ગયો.

કેટલીક વાર પછી રા–તાઇએ ઊંટ નમાવવાનો આદેશ આપ્યો તે સ્વપ્નાવસ્થામાં સાંભળેલો ખરો, પણ પછી તો હું પુરેપૂરા ઘેનમાં-ભર ઊંઘમાં પડી ગયો. એટલે તે પછી શું થયું તેની મને ખબર પડી નહિ.

ભાન આવ્યું ને જોયું તો નાના તંબૂમાં ભાંગ્યાતૂટ્યા ખાટલા પર હું સૂતો હતો. શરીર એટલું તો નબળું થઇ ગયું હતું કે માથું ઊંચકવાની પણ શક્તિ ન મળે. ડોકી લંબાવીને જોયું તો બળબળતા બપોરના અસહ્ય તાપથી રણનો સપાટ પ્રદેશ તપી ઊઠયો છે. આઘે આઘે ઊંચા ઊંચા તાડ ક્ષિતિજ સાથે મળી ગયા છે. માણસનું તો નામનિશાન પણ ન મળે. કેટલીક વાર પછી એક આરબ નોકર એક પ્યાલામાં પાણી લઇ આવ્યો. તેણે મારા ડોક પાસે પ્યાલો ધર્યો. પાણી પીવા પછી મને જરા શાંતિ વળી. મેં નોકરને પૂછ્યું: "આ કયું સ્થળ છે? હું અહીં ક્યારે આવ્યો? મારા બધા સાથીદારો ક્યાં ગયા?" પણ નોકરે મારા એકે પ્રશ્નનો ઉત્તર વાળ્યો નહિ.

હું વળી સૂઇ ગયો ને પાછો ગાઢ ઊંઘમાં પડયો. ક્યારે જાગ્યો તેની તો ખબર નથી પણ જોયું તો રા–તાઇ મારી પાસે ઊભેલો હતો! મને જાગેલો જોઇને તેને ખૂબ આનંદ થયો. મેં તેને પૂછ્યું: 'તમે મને ક્યાં લઈ આવ્યા છો? તમે અહીં ક્યારે આવ્યા?"

રા–તાઈ બોલ્યો: "અહીં તું ત્રણ દિવસથી આવ્યો છે. તને અહીંથી જ હું જહાજ પર લઇ જતો હતો પણ રસ્તામાં તારી તબિયત એટલી બધી બગડી ગઈ કે તને વધુ દૂર લઇ જવાની મારી હિંમત ચાલી નહિ. તાબડતોબ તંબૂ ઠોકીને તને અહીં રાખવો પડયો. એક આરબ

નોકરને તારી સારવાર માટે રાખ્યો છે. ભાઇ, એટલો તું નશીબદાર છે કે બચી ગયો. મારું મિસરનું કામ પતી ગયું છે. તું સારો હોત તો અત્યારે તો બધાં યુરોપને રસ્તે હોત."

મેં કહ્યું: "આ ભયંકર સ્થળે પળ પણ રોકાવાની મારી મરજી નથી. મારું શરીર ભલે સારું ન હોય. મને અબઘડી અહીંથી લઇ જાઓ. આ રણમાં મને આમ રાખી મૂકો નહિ. આપનો આરબ નોકર ક્યાં છે? તેની ચાકરીથી જ હું બચી ગયો છું."

રા-તાઇ બોલ્યો: "બે જ કલાક પર તે બિચારો મરી ગયો છે. અરેરેરે, રોગમાં પીલાઇ પીલાઇ બિચારો મરી ગયો."

રા-તાઇની વાત સાંભળી હું ઠરી ગયો. ત્રણ જ કલાક પર તો તે તદ્દન સાજોતાજો હતો, ને બે જ કલાકમાં મૃત્યુ પામ્યો! એ તે કેવો ભયંકર રોગ? તો શું હું પણ કોઇ ભયંકર રોગનોજ ભોગ બન્યો છું? મેં રા-તાઇને એક પછી એક કેટલાય સવાલ પૂછી નાખ્યા. પણ રા-તાઇએ એકેનો સંતોષકારક ઉત્તર આપ્યો નહિ. તે મારાથી કોઇ વાત છૂપાવતો હોય એવો મને વહેમ પડયો. જો મારા જીવનની શંકા જ ન હોય તો એ સાચી વાત કહી કેમ ન દે? કેટલાક દિવસથી રા-તાઇનાં બધાં જ કામો મને રહસ્યભર્યાં લાગતાં હતાં. પણ હું દૂર દૂરનો પ્રવાસી—એક અજાણ્યો જુવાન, એનો ભેદ કેવી રીતે પામી શકું!



## પ્રકરણ ૧૩મું

### સંતલસ

રા-તાઇ સાથે નેપલ્સ છોડયું ત્યાર પછીના દિવસો મેં પ્રવાસમાં જ ગાળ્યા હતા. માંદગીમાં પટકાઇ પડ્યો ને પથારીમાં પડયા.

રહેવું પડશું એ જ મારો આરામ. પણ મારા પ્રારબ્ધમાં આરામ જ ક્યાં હતો ? બિમારીમાંથી ખડો થયો કે તરત જ અમે ફેરો ગયાં. ત્યાં એક દિવસ રોકાઇને સૈયદ બંદર પહોંચ્યાં. ત્યાંથી રેલમાર્ગે વિયેના તરફ ઊપડયાં. કોઇ પણ સ્થળે બે દિવસ રોકાવા માટે તો રા-તાઈ સ્પષ્ટ નન્નો જ સંભળાવી દેતો. દેશપરદેશ આમ ગાંડાંની પેઠે રઝળતા ફરવા છતાં એના જેવા વૃદ્ધને કંટાળો ન આવતો હતો એ જોઈ મને આશ્ચર્ય થયું. સતત પ્રવાસ કરવાથી માણસને કંટાળો આવે જ. હું પણ સાવ કંટાળી ગયો હતો. પણ આ ડોસાને તો એવો અજંપો વળગ્યો હતો કે તેને થાકનું ભાન પણ થતું નહોતું !

રા-તાઇ ન હોત તો આવા કઠણ વ્યાધિમાંથી મારો છૂટકારો થાત કે કેમ તે પ્રશ્ન હતો. મારા સ્વાસ્થ્ય માટે તે ખૂબ જ કાળજી રાખતો. એ માટે મારે તેનો આભાર જ માનવો જોઇએ. પણ તે વાત તો દૂર રહી, ઊલટું દિવસે દિવસે તેના પ્રત્યે મારી ઘૃણા વધતી જતી હતી. વિષધર નાગને જોતાં જેવી બીક લાગે છે તેવી જ બીક એને જોતાં મને લાગતી. પણ તેણે મારા પર એવી તો ભૂરકી નાખી હતી કે મારાથી તેની સાથે વાત કર્યાં વિના રહેવાતું જ નહિ. જે દિવસે સવારે અમે કોન્સ્ટેન્ટિનોપલ ગયા તે જ દિવસે સાંજે રેલ્વેમાર્ગે વિયેના તરફ ઊપડયા. વિયેના સ્ટેશન પર આગગાડીની રાહ જોવામાં અમારે ઘણો સમય ગાળવો પડયો. ત્યાર પછી પ્રેગ શહેરમાં પહોંચ્યાં. ત્યાંથી ક્યાં જવાનું હતું તેની મને ખબર પડી નહિ. રા-તાઇ પણ તે વિષે કશું કહેતો નહોતો. રેબેકાના વિયોગની આડ ન હોત તો રા-તાઇની રજા લઇને હું ત્યાંથી જ ઇંગ્લાંડ ઊપડી ગયો હોત. પણ રેબેકાને છોડીને હું ક્યાં જાઉં ?

હું સાજો થયો તે પછી રેબેકામાં ખૂબ જ ફેરફાર થઈ ગયો હતો. તે હંમેશ ખૂબ જ ઊંડા વિચારમાં ગરક રહેતી. પહેલાંની પેઠે તે મારી સાથે વાત પણ કરતી નહોતી. ઘણો ખરો વખત કેબિનમાં બેઠી બેઠી ધીમે સૂરે ગાયા કરતી. તેના ગાનમાં વિષાદ ને વેદના ભર્યાં હતાં. પણ

રા–તાઇ તો તદ્દન બદલાઇ ગયો હતો. તેનામાં જાણે જુવાનીનું જોમ આવી ગયું હતું. તે સર્વદા પ્રફુલ્લ ને આનંદી જણાતો !

પ્રેગ ગયા પછી રેબેકા સાથે હું શહેરમાં ફરવા નીકળ્યો. કેટલાંય સ્થળે ભમતાં ભમતાં અમે એક મોટા બાગમાં પેઠાં. ચાલી ચાલીને અમે થાકી ગયાં હતાં. એક ખૂણે બાંકડો હતો. થાક ખાવા અમે તેના પર બેઠાં. પણ રેબેકા તો બેધ્યાન જ હતી. જાણે ગંભીર ચિંતામાં મગ્ન ન હોય!

મેં ધીમેથી બૂમ મારીઃ "રેબેકા!"

ઊંઘમાંથી જાગી પડી હોય તેમ રેબેકાએ મારી તરફ જોયું. તે કશું જ બોલી નહિ. મેં કહ્યું: "ચાલી ચાલીને હું તો ખૂબ જ થાકી ગયો છું. રેબેકા, ચાલ, પાછાં ચાલ્યાં જઈએ."

બેધ્યાનપણે જ રેબેકા બોલી: "ક્યાં જઇશું? મારે તો બધાં જ સ્થળ સરખાં. આખી પૃથ્વી વેરાન જેવી લાગે છે. જેનાં જીવનમાં આશા નથી, સુખશાંતિ નથી, માત્ર દુઃખ જ વેઠવાનું છે તેને તો બધું સરખું છે. મોત આવે તો જ મારો છૂટકારો થાય. પણ મારે તો મરવાનો પણ આરો નથી. જગતમાં મારા જેવી કમભાગી કોણ હશે?"

હું બોલી ઊઠ્યો: "પણ હું તારા જેવો નિરાશાવાદી નથી. તું સારી થાય એ જ મારા જીવનની એક આશા છે. જે દિવસે તારી આશાનો ત્યાગ કરવાનો હશે તે દિવસે મારો દેહભાર વહેવાનું મને અશક્ય થઈ પડશે."

રેબેકાએ કશો જ ઉત્તર આપ્યો નહિ. માત્ર એક વાર મારી તરફ જોઈ તેણે લાંબો નિસાસો નાખ્યો.

મને થયું કે આજે તો રેબેકાને મનની વાત કરી જ નાખવી પડશે. મનના ભાવ હવે તેનાથી ઝાઝો સમય છુપાવી ન શકાય. હું બોલ્યો: "રેબેકા, તું બોલતી કેમ નથી? હું તને ખૂબ જ ચાહું છું. એ વાત

પર તને વિશ્વાસ બેસતો નથી? જે દિવસે તને મેં પહેલવહેલી જોઇ તે દિવસથી જ તારા તરફ મારું હૈયું ખેંચાતું રહ્યું છે. તારી સાથે આટલા દિવસ રહ્યો છું તે પરથી મને લાગે છે કે તું સાચે જ નારીઓમાં રત્ન છે. તારો પ્રેમ હું મેળવું, તને મેળવું એ જ મારે મન અહોભાગ્ય છે."

રેબેકાની આંખો આંસુથી ઊભરાઇ ગઇ. આવેશથી તે બોલી ઊઠી: "ના! ના! આપ આ શું બકી રહ્યા છો? તમારી વાત સાંભળી મને ખૂબ જ શરમ આવે છે. અરેરે, મારા હૈયાના ભેદ જાણ્યા વિના આપ મને ચાહવા જ શા સારુ નીકળ્યા હશો! આપ જાણતા નથી કે મને ચાહવામાં કેટલાં વિઘ્ન, કેટલી આપત્તિ છે? હું દુર્ભાગી અને ક્ષમાને સાવ અપાત્ર સ્ત્રી છું. આપની વાત સાંભળી મારા મનમાં અપાર વેદના થાય છે!"

મેં કહ્યું: "રેબેકા, તારા હ્રદયને આઘાત લાગે એવી એકે વાત મારે કરવી નથી. તને ચાહું છું એ વાત સાંભળીને તને દુઃખ થાય છે?"

રેબેકા બોલી: "આપ તો ગાંડા જેવી વાત કરો છો. મારી દશા જ એવી છે કે પ્રેમની વાત સ્વપ્ને લાવવી નહિ એ જ ઉચિત છે. અનુપસિંહ, મેં પહેલેથી જ આપને સાવધ કર્યા છે. એ પિશાચનો સંગાથ છોડવા મેં કેટલી ય વિનંતી કરી છે. તે તમે ધ્યાનમાં લીધી હોત તો આ મોહપાશમાં જકડાયા જ ન હોત."

કંઇક ગળગળો બની હું બોલ્યો: "સાચા પ્રેમને તું મોહ કહેતી હો તો ભલે. મને વાંધો નથી. પણ હું તો તારું સુખ ધ્યાનમાં રાખીને જ બધી વાત કરું છું. તારા સુખમાં જ મારું સુખ છે. મેં તો તને ક્યારનું ય કહી દીધું છે કે જ્યાં સુધી તું જીવતી રહેશે ત્યાં સુધી તારા પડછાયાની પેઠે હું તારી પાછળ પાછળ ભમતો ફરીશ. તને છોડીને ક્યાં ય જઇશ નહિ. હું પરદેશી છું એ વાત ખરી, પણ પરદેશી પર તને અણગમો જ હોય?"

રેબેકા બોલીઃ "અનુપસિંહ, તમારી આશા અપરિમિત છે. તે સફળ થાય એવો જરાય સંભવ નથી. તમને મોહમાં રાખવા તે મારે મન ઉચિત નથી. દિલની વાત પૂછાવતા હો તો આજે પહેલી જ વાર કહું છું કે હું પણ તમને ચાહું છું. પણ હું તમને એકે દિવસ સુખ આપી શકવાની નથી. મારી ખાતરી છે કે એ પ્રણયમાં સુખની આશા તલભાર નથી. જીવનમાં તે પ્રાપ્ત થાય એવો પણ સંભવ નથી. એટલે જ કહું છું કે મારે માટેની આશાનો ત્યાગ કરી ચાલ્યા જાઓ. મારા જેવી હતભાગી નારી જીવનભરમાં એક દિવસ મળી હતી એ વાત જ તદન ભૂલી જાઓ."

આવેશથી હું બોલી ઊઠયો: "ના, કદી નહિ. એ કદી બને નહિ. તું મને ચાહે છે એ વાત જાણ્યા પછી તો હું તને કદી છોડું નહિ. એમ કરતાં ભલે ને હજારો આપત્તિ આવી પડે, ભલે ને મૃત્યુના મુખમાં જવું પડે, તે માટે પણ તૈયાર છું. તારે ખાતર બધાં જ દુઃખ, બધી જ વિપત્તિ હસતે મોઢે વેઠી લઈશ. પ્રભુ મને સહાય કરો!"

રેબેકાની આંખ ઊભરાઇ ઊઠી. રૂંધાતે ગળે તે બોલીઃ "અનુપસિંહ, અનુપસિંહ, ખરેખર, મારી બધી જ આશા વ્યર્થ ગઈ છે એ ખરું. પણ આજે તો લાગે છે કે મને જીવતી રાખી છે એ પણ પરમાત્માની કૃપા જ છે. અનાથને એ સિવાય અન્ય આશ્વાસન પણ શું હોય?"

હું રેબેકાની વધુ નજીક સરક્યો ને બોલ્યો: "રેબેકા, ચાલ, ભવિષ્યમાં શું કરવું તેનો નિકાલ આજે જ કરી નાખીએ. તું મને ચાહતી જ હોય તો પછી રા–તાઇના બંધનમાંથી છૂટીને નાસી જવામાં શો વાંધો છે?"

રેબેકા બોલીઃ "મુખ્ય મુશ્કેલી જ એ છે. હું ભાગી છૂટું તે આશા જ ફોગટ છે. તદન ફોગટ. એ વાત મેં અગાઉ તમને કરી જ છે."

હું બોલ્યો: "પણ નાસી છૂટયા સિવાય આપણા મિલનનો મને એકે ઉપાય જ દેખાતો નથી. બે વાર ભાગી છૂટવામાં તું ફાવી નથી એ વાત ખરી. પણ આમ ને આમ પડી રહેવામાં ય શો ફાયદો છે? અબઘડી જ મારી સાથે ચાલ. મને રા–તાઇનો જેટલો ભય છે તેટલો

તો કદાચ સેતાનનો પણ ન હોય; પણ હાલ તક છે. અત્યારે તેના પંજામાંથી ન છૂટીએ તો તો પછી બીજે વખત પણ ક્યારે આવવાનો છે? હાલ થોડા દિવસથી તેના જે રંગઢંગ જણાય છે તે પરથી તો મને લાગે છે કે તને ખરી પરિસ્થિતિનો ખ્યાલ જ નથી."

રા–મિસના મમીની અદ્દ્ભુત કહાણીથી માંડીને અત્યાર સુધીમાં જે બન્યું હતું તે બધી વાત મેં રેબેકાને કહી સંભળાવી. એ અદ્દ્ભુત કથા સાંભળીને રેબેકા ક્યાંય સુધી પૂતળા જેવી બની ગઈ. પછી હતાશ જેવી બની જઈ બોલી: "તો હવે કરવું શું?"

હું બોલ્યો: "ભાગી જવા સિવાય બીજું શું કરવાનું હોય? અત્યારે મને તે એટલું બધું અઘરૂં લાગતું નથી. રા–તાઇએ મને કંઇ નજર-કેદમાં રાખ્યો નથી. ઇચ્છા થાય ત્યાં હું જઇ શકું છું. થોડો વખત મને ન જુએ તેથી હું ભાગી ગયો છું એવો વહેમ તેને આવવા કારણ નથી. એટલા વખતમાં તો આપણે ક્યાંના ક્યાં પહોંચી જઇશું. ફક્ત મારા પર તને વિશ્વાસ છે કે કેમ તે મને કહી દે."

રેબેકા બોલી: "તદ્દન! પૂરેપૂરો! મને માત્ર એટલો જ ભય છે કે રા–તાઈ અલૌકિક શક્તિના બળે મને પાછી લાવ્યા વિના રહેશે નહિ."

મેં કહ્યું: "જે ન બની શકે તેનો પણ ઉપાય તો કરવો જ પડે. આપણે ખૂબ જ સાવચેતી રાખી ચાલીશું. એ જેટલો ચતુર છે તેટલી જ તીવ્ર તેની નજર છે. પણ આપણી હીલચાલ એ પામી ન જાય એવું તો આપણે જરૂર કરી શકીશું. કાલે સવારે જ અહીંથી આપણે ગુપચુપ બર્લિન ચાલ્યાં જઇએ. પરમ દિવસે હેમ્બર્ગ પહોંચીશું. ત્યાર પછી ત્રણ જ દિવસમાં લંડન પહોંચી જતાં વાર ન લાગે. લંડનમાં મારા ઓળખીતા, ખાનદાન ને પહોંચેલ મિત્રોનો પાર નથી. તેઓને આશરે તને હું બહુ જ સહેલાઇથી છુપાવી રાખીશ. હું તારી સાથે લગ્ન કરવાનો છું એ વાત જાણશે તો તેઓ મને મદદ કર્યા વિના રહેશે જ નહિ. ને એક વાર લગ્ન થઇ જાય તો તો પછી રા–તાઇની તાકાત નથી કે તને પાછી પોતાના

પંજામાં સપડાવી શકે!"

એ પ્રમાણે નક્કી કરીને અમે હોટલ પર ગયાં. અમને જોઇને રા–તાઇ હસતાં હસતાં બોલ્યોઃ "અરે વાહ રે! અત્યાર સુધી તમે બંને કયાં હતાં? મારા એક ઓળખીતાએ મને ને રેબેકાને આમંત્રણ આપ્યું છે. અમારે બંનેએ આજે ત્યાં જવાનું છે."

મેં કહ્યું: "વાહ, વાહ, સરસ! ખુશીથી ત્યાં જજો. એટલો વખત હું ઊંઘી લઇશ. આજે હું શહેર જોવા બહાર નીકળ્યો હતો. ભમી ભમીને થાકી ગયો છું."

મારા તરફ જરા ત્રાંસી નજરે જોઈ લીધા પછી રા–તાઇ બોલ્યોઃ "માત્ર તમે શહેર જોવા જ નહોતા ગયા પણ આજે તમે બંને જણે પેટ ભરીને વાતો પણ કરી છે, હોં! તમારા મનની વાત મારાથી અજાણી નથી; યાદ રાખજે, અનુપ!"

વિસ્મયભેર હું રા–તાઇ સામે જોઇ રહ્યો. મારું હૃદય બીકથી ધડકી ઊઠ્યું. કંઇક સંકોચથી હું બોલ્યોઃ "એએમ? શું જાણ્યું?"

હસીને રા–તાઇ બોલ્યોઃ "મેં જાણ્યું છે કે તમે બંને પરસ્પરને ચાહો છો. મારી વાત સાંભળી સંકોચાય છે કેમ? રેબેકા રૂપાળી ને ગુણવતી છે. તે તારા હૃદયને કબજે કરે એમાં નવાઈ નથી. તમારી બંનેની વચ્ચે આકર્ષણ જમ્યું હોય તો તેમાં મારે વાંધો પણ નથી. આજ સુધી હું તારી સાથે રહ્યો છું. તે પરથી મને લાગે છે કે તું રેબેકાને લાયક જ પાત્ર છે. એટલે જ તો રેબેકા તારી સાથે હળે મળે તેમાં મેં વાંધો લીધો નથી. સાચું કહું તો તારે માટે મને ઘણી લાગણી છે. તમે બંને મારી બે આંખ જેવાં છો. એટલે બંને પ્રેમપૂર્વક રહીને સુખી થાઓ તે મારે તો ભારે આનંદની વાત છે. હું માની લઉં છું કે આ વાત સાંભળી મને સંકુચિત મનનો તો નહિ જ માનો. આમ તમારી વાતમાં હું આડો ન આવું તો મારી વાત પણ તમારે વિના તકરારે કબૂલ કરવી જોઇએ. એટલું કરશો તો તમારા મિલનમાં કશો જ

અંતરાય આવશે નહિ."

મેં કહ્યું: "અમે તમારી કોઇ પણ વાત કયારે તરછોડી છે? તમારા પ્રત્યે અમે કદિ યે અઘટિત વર્તન દાખવ્યું છે?"

રા-તાઇ બોલ્યો: "ના, તેવું તો હજી નથી કર્યું. પણ જુવાનોનાં મન ચંચળ હોય છે. બુદ્ધિ પણ અસ્થિર હોય છે. એટલે જ આજ સુધીમાં તમે જે નથી કર્યું તે કરવાને તમે કદાચ તૈયાર થઇ જાઓ. તેટલા જ ખાતર તમને સાવચેત કરું છું."

મેં કહ્યું: "આપની ચેતવણી માટે આભાર. પણ સાચું કહું તો મારું મન ઇંગ્લાંડ ચાલ્યા જવા માટે તલપી રહ્યું છે. આ બે માસથી દેશેદેશ ફરી ફરીને હું થાકી ગયો છું. હવે લાંબા પ્રવાસે ઊપડવાનું મને સારું નથી લાગતું. હવે તો એક અઠવાડિયામાં મારે ઇંગ્લાંડ જવું જ છે. આપ ન આવવા માગતા હો તો ભલે, હું એકલો જ ચાલ્યો જઇશ."

રા-તાઇ બોલ્યો: "ના. એ તે કંઈ બને? તેં કબૂલ કર્યું છે કે મારી કોઇ પણ વાત તું ઉથાપીશ નહિ. તો પછી ઇંગ્લાંડ એકલો જવાની વાત હવે કેમ કરે છે? મારું તો ઠીક, પણ તું રેબેકાને કેમ તજી જશે! આવો જ તારો પ્રેમ? પણ ગભરાઈશ નહિ. હું જ હવે અહીં વધારે રોકાવા માંગતો નથી. મેં અહીંની દશા જોઇ લીધી છે, તે પરથી લાગે છે કે જેટલા વધુ જલદી ચાલ્યા જઈએ તેટલું જ વધારે સારું છે."

મે કહ્યું: "આ બધી વાતમાં મને કંઇ સમજણ પડતી નથી. આપને મેં કયારેય ગમગીન જોયા નથી. પણ હવે આપ જ્યારે ભય જ દર્શાવો છો ત્યારે તો મામલો જરૂર ગંભીર જ હશે."

ગંભીર બનીને રા-તાઇ બોલ્યો: "હા. મામલો ઓછો ભયંકર નથી. તમને હજી ખબર નથી પડી? ભૂમધ્ય સાગરને પેલે પાર ભયંકર મહામારીનો ઉપદ્રવ શરૂ થયો છે. છેલ્લાં પાંચસો-છસો વરસમાં એવી મહામા-

રીની વાત કદીયે સંભળાઈ નથી. આ ચેપી રોગ ધીમે ધીમે અનેક જુદા જુદા દેશોમાં વ્યાપી ગયો છે. સાંભળ્યું છે કે તુર્કી ને બાલ્કન રાજ્યોમાં ભયંકર મરણપ્રમાણ વધી રહ્યું છે."

બેબાકળો બની હું બોલી ઊઠયો: "અહો, એમ છે? આ તો મેં આજે જ સાંભળ્યું. થોડાક વખત પર છાપામાં વાંચ્યું હતું ખરું, પણ તે તો એશિયા ખંડના કોઈ ભાગ વિષે. ત્યાં થોડો થોડો પ્લેગ ફેલાયાની વાત વાંચી હતી ખરી, પણ તેણે એટલું બધું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હશે એ વાત તો તમારે જ મોઢે સાંભળી."

રા–તાઈ બોલ્યો: "મને લાગે છે કે આજકાલ તું છાપાં જ વાંચતો નહિ હોય. જો, આજનું જ છાપું જરા વાંચી જો. કોઇ છે કે?... છાપું લાવો."

તરત જ એક નોકર એક જર્મન અખબાર લઇ આવ્યો ને રા–તાઇના હાથમાં મૂકયું. હું જર્મન ભાષા જાણતો નહોતો. એટલે તેમાં છપાએલા તારસંદેશાનું ભાષાંતર કરીને રા–તાઇ મને સંભળાવવા લાગ્યો.

એ સંદેશાનો સારાંશ આવો હતો: તુર્કીમાં પ્લેગનો ઉપદ્રવ રોજ રોજ ખૂબ જ વધતો જતો જોઇને લોકો અકળાઇ ગયા છે. તે ધીરે ધીરે ચારે બાજુ વ્યાપી ગયો છે. ગઇ કાલે તુર્કીમાં લગભગ એક હજાર જણ એ રોગનો ભોગ થઇ પડયા છે. તેમાંથી ૭૯૯થી વધુ માણસો એક જ દિવસમાં મરણ પામ્યાં. રશિયામાં પણ પ્લેગે પ્રવેશ કર્યો છે. દાક્તરો પણ એ રોગનું નિદાન શોધી શકયા નથી. તેઓનું અનુમાન છે કે આફ્રિકામાંથી એ રોગની શરૂઆત થઇ છે.''

સમાચાર વાંચી રહ્યા પછી રા–તાઇ બોલ્યો: "મને તો લાગે છે કે થોડા જ વખતમાં આ ભીષણ રોગ સમગ્ર યુરોપમાં વ્યાપી જશે. તો તો દુનિયાભરમાં એકે માણસ જીવતું ન રહે. મારી જુવાનીમાં મેં પ્લેગનો ઉપદ્રવ જોયો હતો ખરો પણ આવો નહિ. આફતની વાત તો એ છે કે ગમે તેટલા ઇલાજ કરે તો પણ એ રોગમાંથી બચે તે નસીબદાર."

મેં કહ્યું: "તો પણ સાવચેત તો રહેવું જ જોઇએ ને? પ્લેગના ઉપદ્રવવાળા સ્થળેથી દૂર રહેવું એ જ ડહાપણનો માર્ગ છે."

તે પછી કંઇ જ વાત થઇ નહિ. હું છાનોમાનો રેબેકાને મળ્યો ને તેને કહ્યું: "સવારે છ વાગે એક ટ્રેન ડ્રેસ્ડન જાય છે. આપણે તેમાં જ ઊપડીએ. પણ આપણે અહીંના સ્ટેશનેથી ગાડીમાં બેસવું નથી. ઘોડાગાડીમાં બેસીને દૂર દૂર ચાલ્યાં જઇએ. પછી કોઇ બીજે સ્ટેશનેથી ઊપડી જઇએ. એટલે સવારે પાંચ વાગ્યા પહેલાં આપણે નીકળી જવું પડશે. આજે રાતે તારે પેલા કોઇને ત્યાં જવાનું નોતરું છે એટલે ઉજાગરો તો થશે જ; પણ કરવું શું? સવારે વહેલું ઉઠાશે?"

રેબેકા બોલી: "જરૂર ઊઠીશ."

એ પછી તે રા-તાઇ સાથે નિમંત્રણવાળે સ્થળે ગઇ. હું મારા ખંડમાં જઇને સૂતો; પણ ઊંઘ શેની આવે?



## પ્રકરણ ૧૪મું

### ભાગ્યાં, ને...ને...?

મધરાત થતાં હોટલને બીજે માળેથી છેક નીચેના ખંડમાં હું ઊતર્યો. ચારે બાજુ અંધકાર હતો. ખંડમાં ધીમી ધીમી એક બત્તી બળતી હતી, પણ તે કંઇ આખા વિશાળ ખંડને અજવાળી શકતી નહોતી. વૃદ્ધ દરવાન ખંડના દરવાજા પર પહેરો ભરતો હતો. તેની નજીક જઇને મેં કહ્યું: "મારે ખાસ કામસર બહાર જવું પડ્યું છે. કોઇને વાત કરીશ નહિ." સાથે સાથે તેના હાથમાં એક સિક્કો સરકાવી દીધો. એટલામાં રેબેકા પણ વીણા લઇને ઊતરી આવી. થોડે દૂર જઇ એક ગાડી કરી લીધી ને તેમાં બેસી કેટલાક માઇલ પરના રેલ્વે સ્ટેશન તરફ ઊપડ્યાં.

સવારના છમાં થોડી મિનિટ બાકી રહી એટલામાં અમે સ્ટેશન પર પહોંચી ગયાં. પકડાઈ જવાની બીક મનમાં હતી જ, પણ આગગાડી આવી તેમાં બેસી ગયાથી એ બીક તો ટળી. પણ બહુ બહુ કર્યાં છતાંય, રેબેકાનું મન હું પ્રફુલ્લ કરી શકયો નહિ. કોઇ અજ્ઞાત ભયથી તે ગમગીન જ હતી !

અમે ડ્રેસ્ડન પહોંચ્યાં. ત્યાં પ્લેટફૉર્મની એક બાજુએ બર્લિન જતી ગાડી ઊભી હતી. એટલે ડ્રેસ્ડનમાં વધારે ન રોકાતાં તે જ ટ્રેનમાં અમે બર્લિન તરફ ઊપડયાં. બારેક કલાક પછી, એ જ દિવસે સાંજે છ વાગે અમે બર્લિન નગરમાં પગ મૂકયો.

ટ્રેનમાંથી ઊતર્યાં પછી રેબેકા મને પૂછવા લાગી: "હવે કયાં જઇશું?"

મેં કહ્યું: "કોઇક હોટલમાં જઇને પહેલાં તો જમી લઇએ."

રેબેકા બોલી: "બર્લિન તો હું ઘણી વાર આવી છું. ચાલો, આપને મારી જાણીતી હોટલમાં લઈ જાઉં."

સ્ટેશન બહાર નીકળીને ઘોડાગાડી ભાડે કરી અમે હોટલ તરફ વળ્યાં. રસ્તામાં રેબેકા બોલી: "હોટલવાળા સાથે મારે ઓળખાણ છે. રા–તાઈ સાથે હું કેટલીય વાર એ હોટલમાં ઊતરી છું."

મેં કહ્યું: "અરરર, ત્યાં શા માટે જઇએ? રા–તાઇ શોધતો શોધતો ત્યાં આવી પહોંચે, તો પછી હોટલવાળા પાસેથી એને બધી ખબર પડી જાય."

રેબેકા બોલી: "ના. એવી બીક ન રાખશો. હું હોટલવાળાને ના કહીશ એટલે તે રા–તાઇને કશું જ કહેશે નહિ."

અમે હોટલમાં પહોંચી અંદર ગયાં એટલે રેબેકાએ દરવાનને બોલાવ્યો: "તમારા શેઠને અમારી સલામ કહે."

દરવાન તરત જ ચાલ્યો ગયો. થોડી જ વારમાં લગભગ પાંચ હાથ ઊંચો એક પ્રૌઢ જર્મન આવી પહોંચ્યો. તેણે પગે સપાટ પહેરી હતી.

માથે લાલ ટોપી હતી. મોંમાં લાંબી ચૂંગી હતી. મોઢું ગોળ, અને આપણા દેશના બ્રાહ્મણો પેઠે હજામત વધી ગએલી હતી.

એ હોટલનો માલિક હોય એમ મને લાગ્યું. તેણે અમારી સામે તાકીને જોયું.

રેબેકા તેની આગળ ગઇ ને હસતાં હસતાં બોલી: "પિટર, આટલી વારમાં મને ભૂલી પણ ગયા ?"

રેબેકાને નમસ્કાર કરી તે આશ્ચર્યભેર બોલ્યો: "અહોહોહો ! કયારેકનાં આવ્યાં છો ? માફ કરજો, મેં આપને જોયાં નહિ."

પછી જાણે બીતો બીતો જોતો હોય તેમ બોલ્યો: "કેમ, રા–તાઈ આવ્યા નથી ?"

રેબેકા બોલી: "ના, આ વખતે તેઓ મારી સાથે આવ્યા નથી." પછી ધીમે સાદે બોલી: "પિટર, સાચી વાત તમને જણાવી દેવામાં કશો વાંધો નથી. તેની બીકથી જ અમે ભાગી આવ્યાં છીએ."

ખુશ થતાં પિટર બોલ્યો: "સાચ્ચું ? વાહ વાહ ! વાત સાંભળી આનંદ થયો. રા–તાઇને જોતાંવેંત જ મારો અંતરાત્મા કંપી ઊઠે છે. આટલા વખત સુધી આપ તેની સાથે કેમ રહી શકયાં તે જ મને તો સમજાતું નથી. એ તો ઠીક. હવે બોલો, મારે શું કરવાનું છે ?"

રેબેકા બોલી: "પિટર, લાંબી મુસાફરીથી અમે ખૂબ થાકી ગયાં છીએ. ભૂખ પણ ખૂબ લાગી છે. થોડુંક જમવું છે. પછી રહેવાની ગોઠવણ કરી આપો. બીજી એક વાત, રા–તાઈ અમારી શોધમાં આવે તો અમે આવ્યાં છીએ તે વાત જણાવવી નહિ."

પિટર બોલ્યો: "અરે, એમાં તે શી મોટી વાત છે ? નિશ્ચિંત રહેજો. હું અત્યારે જ બે ખાલી ઓરડા ઠીક કરાવી દઉં છું. ખાણું પણ તરત જ હાજર કરાવું છું."

રેબેકા હસીને બોલી: "તો તો ભારે આભાર."

પિટર બોલ્યો: "અરે, એ શું બોલ્યાં? આભાર વળી કેવો! મારે તો એક વાર આપનું વાયોલિન સાંભળવાની મળે તે જ બસ છે. એવી વાયોલિન તો મેં ક્યારે ય સાંભળી નથી. રા–તાઈ પાસેથી ભાગી આવ્યા પછી વાયોલિન ભૂલી ગયા છો કે કેમ તે જોઇશું. હાહાહાહા! ચાલો આરામ કરો."

અર્ધો કલાક પછી એકાંત ઓરડામાં અમારે બંનેને માટે યોગ્ય ભોજનથાળ આવ્યો. પિટર પોતે જ અમારી ખાતરબરદાસ માટે હાજર રહ્યો. ભોજન પતાવી રહ્યા પછી રેબેકા બોલી: "પિટર, તમારી સાથે મારા આ મિત્રનો પહેલી જ વાર મેળાપ થાય છે. એમની ઓળખાણ કરાવું. એઓ હિંદુસ્તાનના રહીશ છે. એમનું નામ મિ. અનુપસિંહ. થોડા જ સમયમાં એમની સાથે મારું લગ્ન થવાનું છે."

રેબેકાની વાત સાંભળી પિટરે મારા તરફ જરા તીણી નજરે જોઇ લીધું. પછી બોલ્યો: "આપ જાણો છો કે હું ઝાઝું ભણ્યો નથી. તેમાં ય ભૂગોળ તો ભૂલી જ ગયો છું. હિંદુસ્તાન યુરોપમાં ક્યાં આવ્યું તેની મને ખબર નથી. કદાચ ઘણું દૂર હશે. કદાચ આસ્ટ્રેલિયા કે ન્યુઝીલાંડની નજીક હશે, નહિ?"

હસીને મેં જવાબ આપ્યો: "ના જી. હિંદુસ્તાન યુરોપની બહાર આવ્યું. પણ ત્યાં રાજ ઇંગ્રેજનું છે."

મારી વાત સાંભળીને પિટરને આશ્ચર્ય થયું હોય એમ મને લાગ્યું. તેણે પૂછ્યું: "ઇંગ્રેજનું રાજ! ઇંગ્લાંડથી ત્યાં જતાં કેટલાક કલાક થાય!"

તેની વાત સાંભળીને મને હસવું રોકી રાખવું મુશ્કેલ લાગ્યું. પણ અવિનય લાગે એ બીકથી જેમ તેમ હાસ્ય રોકી હું બોલ્યો: "ત્યાંથી મારે દેશ જતાં અઢારવીસ દિવસ લાગે."

મારી વાત સાંભળીને બિચારો જાણે આકાશમાંથી નીચે ઊતર્યો! "હ" કરીને તે કેટલીક વાર સુધી મારી સામે જોઇ રહ્યો. પછી બોલ્યો:

"ત્યારે તો એ લેપલેન્ડની સામી બાજુએ આવ્યું હશે. ત્યાં તો છ મહિના દિવસ ને છ માસ રાત હોય છે ને! જે હોય તે. પણ દુનિયામાં તમારા જેવા સુખી એકે નહિ. રેબેકા સાથે લગ્ન કરી તમે રાત દિવસ પેટ ભરીને વાયોલિન સાંભળશો! ખાવા ઊંઘવાનું પણ ભાન રહેશે નહિ. પણ હવે વધારે વાત કરીને તમારા વિશ્રામમાં ખલેલ નહિ નાખું. આપને માટે બિછાનું તૈયાર છે. સૂઇ જવાનું કહેવા જ આવ્યો છું."

પિટર ચાલ્યો ગયો એટલે રેબેકાને મેં કહ્યું: "લાંબી મુસાફરીથી તું થાકી ગઈ હોય એમ લાગે છે."

રેબેકા બોલી: "જિંદગીભર જેને ભમતા રહેવાનું જ કામ છે તેને આમ બે દિવસના રેલ્વેપ્રવાસમાં શું થાક લાગી જાય? તમને કેમ એમ લાગ્યું?"

મેં કહ્યું: "મને લાગે છે કે બર્લિનમાં આપણને ઝાઝી અડચણ ના પડે. આપણે નાસી આવ્યાં છીએ તે રા–તાઇ તરત જ જાણી ગયો હશે. કદાચ તેણે પ્રેગથી ડ્રેસ્ડન તરફ સવારી દોડાવી પણ હોય. આપણે અહીં વધારે રોકાવું નથી. કદાચ પકડાઈ જઇએ તો?"

રેબેકાએ પૂછ્યું: "ત્યારે આપ શું કરવા માગો છો?"

મેં કહ્યું "તું વધારે થાકી ન જાય તો અહીં વધારે રોકાવાનો વિચાર નથી. કાલે સવારે સાતની ટ્રેનમાં ગટનબર્ગ જવાનો વિચાર છે. ત્યાર પછી હેમ્બર્ગ જઇશું. ત્યાંથી કોઇ આગબોટમાં બેસી લંડન તરફ ઊપડી જઈશું. રા–તાઇ આપણને શોધી કાઢે તે પહેલાં જ આપણે સ્ટીમરે ચઢી જવું જોઇશે."

અમારી વાત પૂરી થઇ. એટલામાં પિટર પાછો આવ્યો ને બોલ્યો: "બિછાનાં તૈયાર છે."

રેબેકા બોલી: "પિટર, સવારે અમારે અહીંથી ચાલ્યા જવું છે. એટલે અમારું જે બીલ હોય તે અત્યારે જ ચૂકતે લઈ લો."

પિટર બોલ્યો: "એ વાત બોલશોજ નહિ. આપની પાસેથી હું કશું જ લેવાનો નથી. આટલા દિવસ પછી આપના દર્શન થયા એથી જ મને સંતોષ છે. આપનો અતિથિસત્કાર કરતાં મને ભારે આનંદ થયો છે. અને કંઈ આપવા જ ઇચ્છતાં હો તો કૃપા કરી એક વાર વાયોલિન સંભળાવો."

મેં કહ્યું: "રેબેકા પાસે કશું ન લો તો ભલે. પણ મારી પાસેથી ખાણાનું બીલ તો લઈ લો? ન લેશો તો વાયોલિન સાંભળવાનું મળશે નહિ..." કહી મેં પિટરના હાથમાં પૈસા મૂકયા.

પૈસા લઇ પિટર બોલ્યો: "આ પૈસા હું હોટલ ખાતે જમા કરવાનો નથી. રસોઇયાઓને બક્ષિસ આપી દઇશ. મિસ કોહન સાથે આપના વિવાહ નક્કી જ કર્યા છે તો આપ પણ મારા મિત્ર જ કહેવાઓ. મિત્ર પાસે કંઇ લઉં એ સારું તો ન કહેવાય, પણ આગ્રહ કરો છો એટલે ના નથી પાડતો."

મેં જોયું કે પિટર સાધારણ હોટલવાળાઓ જેવો નહોતો. તે ખૂબ જ સરળ હૃદયનો અને રસિક હતો. સંગીતનો જબરો શોખીન હતો. વાયોલિન સાંભળવાની આશાએ તે ભીંતે અઢેલી તાડની પેઠે ઊભો રહ્યો. રેબેકાએ જોયું કે તે વાયોલિન સાંભળ્યા વિના છોડવાનો નથી, એટલે એકાદબે ગત વગાડવી જ પડવાની. રેબેકાની વાયોલિન તો મેં અનેક વાર સાંભળી હતી. પ્રભાતે, મધ્યાહ્નને, સાંજે—બધાં જ સમયે સાંભળી હતી. છતાં તેની મોહિની ઓસરતી ન હતી. સ્થળ, કાળ ને સંકટગ્રસ્ત દશા વિસરી જઇને હું એકચિત્તે એ સુધામય મોહક સંગીત સાંભળવા લાગ્યો. પિટર પણ તન્મય બની જઇને વાયોલિનના તાલે માથું ડોલાવવા લાગ્યો. પછી તો ભાવાવેશે વિહ્વળ બનીને એ હાથ ઊંચા કરી નાચવા મંડી પડયો! વાદ્ય બંધ થતાં જ નૃત્ય બંધ કરી પિટર બોલી ઊઠયો: "કમાલ! કમાલ! અહા, કેટલા બધા દિવસે આપની સંગીતપ્રસાદીનો લહાવો મળ્યો! કમાલ, કમાલ!"

એક જ ઊંઘમાં રાત પૂરી થઇ ગઇ. મળસ્કે ઊઠીને ચાહ પી અમે સ્ટેશન તરફ ચાલી નીકળ્યાં.

અમે બરાબર વખતસર જ ગટનબર્ગ પહોંચ્યાં. ત્યાંથી છાપું ખરીદીને મેં રેબેકાને વાંચવા આપ્યું. વાંચતાં વાંચતાં રેબેકાનું મોં એકદમ પડી ગયું. તેનો ચહેરો જોઇ હું બોલ્યો: "કેમ, કેમ, આમ? તારું મોં કેમ લેવાઇ ગયું?"

છાપામાં જ નજર રાખી રેબેકા બોલી: "આ સમાચાર તો વાંચો. બહુ જ માઠા સમાચાર! ખરેખર માઠા. છાપાનો તારસંદેશો જણાવે છે કે માત્ર ચોવીસ કલાકમાં જ તુર્કસ્તાનમાં હજારો લોકો પ્લેગનો ભોગ થઇ પડયાં છે. પ્લેગનું આક્રમણ ઓડેસા સુધી પ્રસરી ગયું છે. બીજો એક સંદેશો જણાવે છે કે વિયેના નગરમાં પણ પ્લેગે દેખા દીધી છે. પેલે દિવસે રાતે પેલા ગૃહસ્થે મને આમંત્રણ આપ્યું હતું ને? તે પણ પ્લેગથી પથારીવશ થઇ ગયા છે."

હું બોલી ઊઠ્યો: "અરે, એ તો જબરી આફત! એ હિસાબે તો થોડા જ દિવસમાં ઓસ્ટ્રીઆમાં ઘેરે ઘેર પ્લેગ વ્યાપી જવાનો. પ્રેગમાં પ્લેગે દેખા દીધી હોય તો રા–તાઈ ત્યાં ઘડી પણ ટકશે નહિ. ને તે આ તરફ આવી પડે તો આપણને પણ આફત!"

રેબેકા બોલી: "પણ એ અહીં આવે તે પહેલાં તો આપણે સ્ટીમરે ચઢી ઇંગ્લાંડ પહોંચી જવું જોઇએ. તો ય રા–તાઇનો ભય છૂટતો નથી. તે ધારે તો અસાધ્યને પણ સાધ્ય કરે એવો છે."

મેં કહ્યું: "અત્યારે એ બધાંનો વિચાર કરવા બેસીએ તો પત્તો કેમ લાગે? ભગવાન આપણને જરૂર સહાય કરશે. ઇંગ્લાંડ પહોંચી ગયા પછી ઝટપટ લગ્ન કરી નાખ્યું કે ગંગા નાહ્યા. પછી એને કરવું હોય તે ભલે કરી લે. પણ તું આમ વચ્ચે વચ્ચે, વિમાસણમાં કેમ પડી જાય છે?"

રેબેકા બોલી: "એ વાત હું બરાબર સમજાવી શકું એમ નથી. બર્લિન છોડયા પછી પાછળ રહેલું કોઇ જાણે મારું આકર્ષણ કરી રહ્યું છે. કોઇક અવ્યક્ત કારણથી મારું મન જાણે વ્યાકુળ બની ગયું છે–એવું બધું મનમાં થાય છે. પણ શાથી. તે સમજાવી શકતી નથી !"

હું બોલ્યો: "સ્ટીમરમાં બેઠા સિવાય તારું મન નચિંત થવાનું નથી. કાલે કદાચ આટલે વખતે જ આપણે દરિયો ખેડવા માંડીશું"

ગટનબર્ગમાં વધારે રોકાવું ન પડયું. ભોજન પતાવીને નવ વાગ્યા પહેલાં અમે હેમ્બર્ગ પહોંચ્યા, પણ રેબેકાની અવસ્થા જોઇને મને ભારે ચિંતા થતી હતી. તેનાં પ્રફુલ્લતા અને ઉત્સાહ ધીમે ધીમે અદશ્ય થતાં હતાં! તેનું મોં કરમાઇ ગયેલું હતું! બેસી રહેતાં પણ જાણે તેને કષ્ટ થતું હતું!

મેં તેને આતુરતાથી પૂછયું: "રેબેકા, તને કંઇ થાય છે ?"

રેબેકા બોલી: "મને શરીરે ઠીક લાગતું નથી. માથું ખૂબ જ ભમે છે. કદાચ લાંબા પ્રવાસથી એમ થતું હોય. ઉત્સાહમાં ને ઉત્સાહમાં પહેલાં થાક જણાયો નહિ. હવે કડે છે. પણ ચિંતા કરશો નહિ. થોડી વાર ઊંઘી જઈશ એટલે સારું થઈ જશે."

રેબેકાની વાત પર મને વિશ્વાસ બેઠો નહિ. મુસાફરીના થાકથી તે આટલી બધી લેવાઇ જાય તે માન્યામાં આવ્યું નહિ. એટલે હેમ્બર્ગ સ્ટેશનથી ઘોડાગાડી ભાડે કરી અમે કોન્ટીનેન્ટલ હોટલમાં ગયાં. હોટલમાં પગ મૂકયો ન મૂકયો એટલામાં તો રેબેકાની ઊભા રહેવાની શક્તિ જતી રહી. કંઇ પણ ખાધા વિના જ તે એક ખંડમાં સૂઇ ગઇ. ભોજન પતાવીને હું સ્ટીમર માટેની તપાસમાં ચાલી નીકળ્યો.

સ્ટીમર–કચેરીએ જોયું તો ત્યાં બધે સૂમસામ હતું. આટલી મોટી કચેરી તદ્દન ખાલી હતી! કયાંય કોઇનો પગરવ સુદ્ધાં સંભળાતો નહોતો. ઓફિસની અંદર કારકુનોની ખુરસી ખાલી હતી. સર્વત્ર નિસ્તબ્ધ શાંતિ

હતી. કોણ જાણે કયા કારણે કચેરી બંધ થઈ ગઇ હતી!

કશું જ કારણ ન સમજાયાથી હું ટિકિટ-ઘર પાસે જઇને ઊભો. ત્યાં બે કારકુનો માથે હાથ દઇને ગંભીર મોં કરી બેઠા હતા. મેં એક જણને પૂછ્યું: "મહાશય, આપનું કોઈ જહાજ આજે ઇંગ્લાંડ જવાનું છે કે?"

કારકુન આશ્ચર્યભેર મારી સામે જોઇને બોલ્યો: "આપ કયાંથી આવો છો, સાહેબ? અહીંથી ઇંગ્લાંડ જવાની સ્ટીમરો તો બંધ થઇ ગઇ છે તે જાણતા નથી?"

મારા માથા પર જાણે વજ્ર તૂટી પડ્યું! ઈંગ્લાંડ સ્ટીમર ન જાય તેનું કારણ શું? મેં પૂછ્યું: "ભાઇ, એક જ કલાક પર હું આ શહેરમાં આવ્યો છું. પરિસ્થિતિ શી છે તે કંઇ જ જાણતો નથી. ગમે તે થાય, મારે તો ઇંગ્લાંડ જવું જ છે."

કારકુન બોલ્યો: "આજે આ શહેરમાં પ્લેગે દેખા દીધી છે. બર્લિનમાં સેંકડો જણ પ્લેગની પથારીમાં પડયા છે. એટલા માટે જ અહીંના બ્રિટીશ એલચીએ હુકમ કાઢયો છે કે બીજો હુકમ ન થાય ત્યાં સુધી જર્મનીથી એક પણ જહાજ ઇંગ્લાંડના કોઈ પણ બંદરે મોકલી શકાશે નહિ. ખબર મુજબ ફ્રાંસમાં પણ એવો જ આદેશ કરવામાં આવ્યો છે. એટલે એકબે અઠવાડિયાં આપ ઇંગ્લાંડ જઈ શકો એ વાત અસંભવિત છે."

અત્યંત અકળાતાં હું બોલ્યો: "પણ મારે તો તાબડતોબ ઈંગ્લાંડ જવું જ જોઇએ. આજે નહિ તો કાલે તો જરૂર જવું જ જોઇએ."

કારકુન બોલ્યો: "એકે ઉપાય નથી. અહીંથી સ્ટીમર તો કયારે ઊપડે તેનું ઠેકાણું જ નથી."

હતાશ બની હું બોલ્યો: "ત્યારે લંડન જવાનો એકે ઉપાય નથી?"

કારકુન બોલ્યો: "ઇંગ્લાંડ જવાને તો એકે સ્ટીમર મળે એમ નથી. સગવડ મળે તો મારે પણ ઇંગ્લાંડ જવું છે. પણ તે રસ્તો બંધ થઈ

જવાથી ગુપચુપ અહીં બેસી રહ્યો છું."

તદ્દન હતાશ બનીને લથડતે પગલે હું હોટલ તરફ પાછો વળ્યો. અહીં થોડા દિવસ રોકાણ થાય તો રા–તાઇ અમારો પત્તો મેળવ્યા વિના રહે જ નહિ. તો પછી એના પંજામાંથી કેમ છૂટવું તે મને સૂઝયું નહિ. બીજી પણ મોટી ચિંતા ઊભી થઇ હતી. હોટલમાં આવતાં જ રેબેકાની તબિયત એકદમ બગડી ગઇ હતી. કદાચ એની અસ્વસ્થતા પ્લેગનું પૂર્વલક્ષણ જ હોય, તો તેને લઇને શું કરવું? કયાં જવું? મને ચારે બાજુ અંધકાર જણાવા લાગ્યો. ખૂબ જ નિરાશ બનીને હું રેબેકાની પથારી પાસે જઈ ઊભો. તબિયત કેવી હતી તે વિષે પૂછપરછ કરતાં જણાયું કે તેને હવે ઠીક હતું. થોડો આરામ લે તો સ્વસ્થ થઇ જાય એમ હતું.

થોડી વાર પછી હું હોટલના મેનેજરને જઇને મળ્યો. અહીંથી ઇંગ્લાંડ જવાનો કોઇ ઉપાય છે કે કેમ તે વિષે પૂછપરછ કરવા માંડી. તે બોલ્યો: "આપ બહુ જ ખરાબ વખતે અહીં આવ્યા છો. અહીં પણ પ્લેગનો ઉપદ્રવ શરૂ થયો છે. લગભગ એક કલાક પહેલાં જ જાહેર સુખાકારી ખાતાના દાકતર સાથે મારે મુલાકાત થઇ છે. તેને મોઢેથી સાંભળ્યું છે કે એ જ કલાકમાં આ શહેરમાં દસબાર જણને પ્લેગ થયો છે. છાપાં પરથી જણાયું છે કે તુર્કસ્તાન ને રશિયામાં હજારો લોકોનાં મરણ થયાં છે. વિયેનામાં પણ કેટલાંક ઘરોમાં પ્લેગ પેઠો છે. ડ્રેસડન ને બર્લિન નગરની સ્થિતિ પણ શોચનીય છે. ફ્રાન્સ બચી ગયું મનાતું હતું, પણ ત્યાંથી ય થોડાઘણા પ્લેગની ખબર આવી છે. માત્ર સમુદ્રમાં અલગ પડેલા ઇંગ્લાંડમાં હજી પ્લેગે પ્રવેશ કર્યો નથી. પણ જ્યારે યુરોપમાં સર્વત્ર એ ભીષણ વ્યાધિ વ્યાપી ગયો છે, ત્યારે ઇંગ્લાંડ પણ લાંબો વખત મુક્ત રહે એવો સંભવ જણાતો નથી. ત્યાંના સત્તાવાળાઓએ સાવચેતીનાં પગલાં લેવા માંડયાં છે. પ્લેગવાળા કોઇ પણ દેશમાંથી ઇંગ્લાંડના કોઇ પણ બંદરે સ્ટીમર જવાની બંધી થઈ છે. આપ પરદેશી

છો. કોઇ પણ ઉપાયે અહીંથી ચાલ્યા જાઓ એ સારો રસ્તો છે. અમારી આફત તો બધાથી ભારે છે. ઘરબાર મૂકીને અમે તે ક્યાં ચાલ્યા જઇએ ?''

"આપણુ બધાને જ સરખી આફત છે." એટલું કહી હું રેબેકા પાસે ગયો. જોયું તો તે ઉઠીને બારી પાસે બેઠી હતી. પણ તેનું મોં જોઇને મારી ચિંતા ખૂબ જ વધી ગઇ. બીતાં બીતાં મેં તેને પૂછ્યું: "રેબેકા, તારી તબિયત કેમ છે? વધારે બગડી તો નથી ને?"

ધીમેથી રેબેકા બોલી: "સીસ્! ધીમેથી બોલો, જોતા નથી, રા-તાઇ આવે છે?"

રેબેકાના ડોળા ફાટી ગયા હતા! તેનું સુંદર મુખ કાળું ધબ્બ પડી ગયું હતું! ગાંડાની પેઠે ડોળા ફાડી મારી સામે જોતી તે બોલી: "હા, હા, રા-તાઇ આવે છે! હવે આપણે નાસી છૂટવાનો એકે ઉપાય નથી. હાં હાં, અરે! ત્યાં તો જુઓ...ત્યાં...પેલી હોટલ ..હા, ત્યાં જ ...ત્યાં જ...તેની સામે પેલો ઊભો!"

થોડી વાર ચૂપ રહ્યા પછી તે પુનઃ બોલી: "અરે! જુઓ, પેલો...પેલો...રા-તાઇ હોટલમાં પેઠો!"

વળી થોડી વાર થંભીને રેબેકા બોલી: "અનુપ, અબઘડી તે ઓરડામાં આવી પહોંચવાનો. માર્યાં ઠાર! હવે તો બચવાનો કોઇ જ ઉપાય નથી!" અને-એકાએક એ જ ઓરડાનું બારણું કોઇએ ઠોકયું. સાથે સાથે રેબેકાનું ભાન પણ જતું રહ્યું. મેં એકદમ તેને પકડી લીધી. પાછળ ફરીને જોયું તો લાકડીને ટેકે પથ્થરના પૂતળા જેવો રા-તાઇ બારણામાં ઊભો હતો!



# પ્રકરણ ૧૫મું

## રેબેકાને શું થયું હતું ?

બેભાન રેબેકાને હાથ પર ઝીલી રાખી બેત્રણ મિનિટ સુધી હું સુનમૂન ત્યાં જ ઊભો રહી ગયો. મારા પગ જાણે માટીના પીંડા જેવા બની ગયા ! રા-તાઈને શું કહીને બોલાવવો તે જ મને સમજાયું નહિ સ્થિર નજરે કેટલોક વખત સુધી રા-તાઇ મારી સામે જ જોઇ રહ્યો. એ વખતે મારા મનના જે ભાવ હતા તે ભાષામાં વ્યક્ત કરવાની મારી શક્તિ જ નથી.

બેત્રણ મિનિટ પછી રા-તાઇ મને કહેવા લાગ્યોઃ "અનુપ, તારો મેળાપ થવાથી મને ખૂબ આનંદ થાય છે. અતિથિ થઇને તું મારી આશ્રિત કન્યાનું હરણ કરી ભાગી છૂટયો ! ખરો હોંશિયાર ! યાદ રાખ, તું પૂર્વનો રહીશ છે. પણ તારા આવા કુકર્મથી તો યુરોપના લોકો પણ લજવાઇ મરે ! યુરોપમાં અનેક યુવકો ગૃહસ્થ ઘરની યુવતીઓને ફોસલાવીને ભગાડી જાય છે પણ તારા જેવો તો કોઇ નહિ નીકળે. પણ આ વૃદ્ધની આંખમાં તું ધૂળ નહિ નાખી શકે. તારા મનના ભાવ હું તો આગળથી જ જાણી ગયો હતો. હું સાવચેત પણ હતો જ. તેં ધાર્યું હશે કે હું તમારો પીછો પકડું તે પહેલાં જ તમે સાગર પાર પહોંચી જશો અને હું તમને પકડી નહિ શકું. પણ મહેરબાન ! તમે દરિયો તો ઓળંગી શકયાં જ નથી !"

કઠોર સ્વરે હું બોલ્યોઃ "મહેરબાન, જોતા નથી કે રેબેકાના જીવનમરણનો સવાલ અત્યારે આવી પડયો છે ? હવે તો તેનો જીવ કેમ બચે તે જ વિચારવાનું છે."

મારી વાત સાંભળીને ડોસો એક જ કૂદકે અમારી પાસે આવી પહોંચ્યો ને બોલવા લાગ્યોઃ "શું કહે છે ? શું થયું છે, જોઉં ?"

બેભાન રેબેકાનું શરીર ઊંચકી ભારે કાળજીથી રા-તાઇએ પલંગ

પર મૂકયું. એક મિનિટ તેની નાડી તપાસી જોઇ.

પછી સિંહની પેઠે ગર્જના કરી રા-તાઇ ગુસ્સાભેર બોલ્યોઃ "ઓ અબુધ છોકરા, તારે જ કારણે આ આફત ઊભી થઇ છે! રેબેકાને શું થયું છે તે હજી પણ તું જાણી શકયો નથી?"

જડ જેવા સાદે હું બોલ્યોઃ "ના! શું થયું છે?"

રા-તાઇ બોલ્યોઃ "પ્લેગ થયો છે પ્લેગ! તું ગુપચુપ રેબેકાને લઇને ભાગી ન આવ્યો હોત તો આ વિપત્તિ ઊભી થાત જ નહિ. ભોગજોગે રેબેકાનું મરણ થાય તો તેનો બધો ટોપલો તારે જ માથે છે."

રા-તાઇની વાત સાંભળી મારું આખું અંગ કંપી ઊઠયું. છાતીના ધબકારા જાણે બંધ પડી ગયા. મારા કાન પાસે જાણે ઝંઝાવાત ગાજવા લાગ્યો. આકુળવ્યાકુળ બનીને હું બોલ્યોઃ "પ્લે...ગ? રેબેકાને પ્લેગ થયો છે? શું વાત કરો છો? હાય હાય રે! હવે શું થશે! ઓ પ્રભુ! ઓ રા-તાઇ! આપ રેબેકાની રક્ષા કરો. હું જાણું છું કે એ શકિત આપનામાં છે. તમે રેબેકાને બચાવશો તો હું જિંદગીભર આપનો ઉપકાર નહિ ભૂલું!"

રા-તાઇ બોલ્યોઃ "આ ભયંકર વ્યાધિનું એક જ ઔષધ છે. એ ઔષધ સિવાય બીજો એકે ઇલાજ નથી. પણ રોગ થયા પછી થોડા જ વખતમાં તે દવા પેટમાં જવી જોઇએ. નહિ તો દવા નિષ્ફળ જાય. દવા સાથે લાવ્યો નથી. અહીં કોઇ દવાખાનામાં મળે કે કેમ તે હું જાણતો નથી. એટલે હું તને નુસખો લખી આપું છું. અહીં, કશેથી તે દવા મળે કે કેમ તેની તલાશ કરજે."

રા-તાઇએ ઝડપભેર નુસખો લખી આપ્યો. મારા હાથમાં મૂકીને તે બોલ્યોઃ "એક કલાકમાં દવા ન લઇ આવે તો પછી કશું જ ફળ મળશે નહિ, તે યાદ રાખજે."

હોટલમાંથી નીકળીને હું દવાની શોધમાં દોડયો. સારે નસીબે એ જ રસ્તા પર એક દવાખાનું હતું. હું ઝડપભેર તેમાં ઘૂસ્યો ને કંપાઉન્ડરને

નુસ્ખાપત્રક આપ્યું. હાથમાં કાગળ લઈ થોડી વાર તે વિચારમાં પડી ગયો. પછી ચશ્મા ચઢાવી બેત્રણ વાર દવાનાં નામ વાંચી ગયો. પછી માથું ધુણાવી તે બોલ્યો: "લાચાર! આમાંની બે દવા અહીં નથી, એટલું જ નહિ પણ કોઈ પણ દવાખાનામાં મળશે કે કેમ તે કોણ જાણે!"

તેના હાથમાંથી કાગળ ઝૂંટવી લઇને હું વળી રસ્તા પર દોડ્યો. પણ તે રસ્તે બીજું કોઈ દવાખાનું નહોતું. ભમતોભમતો બીજે રસ્તે ચાલ્યો. ત્યાં એક દવાખાનું નજરે પડ્યું. તેના દરવાજા પર અંગ્રેજી, ફારસી ને જર્મન ભાષામાં પાટિયાં મારેલાં હતાં. ત્યાં એક જાડા માણસને જોઇને મેં તેના હાથમાં નુસ્ખાપત્રક મૂક્યું. દવાનાં નામ વાંચી જઇને મારા હાથમાં કાગળ મૂકી દેતાં તે બોલ્યો: "આપને દવા નહિ મળે એમાંની બે દવા તો અમારે ત્યાં છે જ નહિ. એટલું જ નહિ, પણ એકનું તો મેં નામ પણ સાંભળ્યું નથી!"

જરાય થોભ્યા વિના હું વળી દોડ્યો. ઘડિયાળ કાઢીને જોયું તો વીસ મિનિટ તો નકામી ગુમાવી હતી. બાકીની ચાળીસ મિનિટમાં દવા લઇને પાછો ન ફરું તો રેબેકા બચી શકે નહિ. ચારે દિશાનું ભાન ભૂલી હું ગાંડાની પેઠે દોડવા લાગ્યો!

નજીકમાં કોઈ દવાખાનું છે કે નહિ તે કોને પૂછવું? સવારે જે સ્ટીમર-કચેરીમાં ગયો હતો તેની નજીક હું જઈ પહોંચ્યો. ત્યાં કદાચ કોઈ મળી જાય એવી આશાએ હું કચેરીમાં પેઠો. માત્ર એક જ કારકુન બેઠો હતો. તેની સાથે જરાક વાત કરતાં જણાયું કે તે નશામાં ચકચૂર હતો. પરંતુ જોતાંવેંત જ તે મને ઓળખી ગયો, ને બોલ્યો: "આપ ફરીથી આવ્યા? હું આંધળો નથી, હું નશામાં નથી, હોં! કદાચ હું નશામાં છું એમ દેખાય ખરું, પણ આપના જેવા ખાનદાન સજ્જન એવું મનમાં ધારી લે એ ખોટું, હં...હા..." પછી તે જર્મન ભાષામાં કંઈ પ્રેમનું ગીત ગમે તેમ બરાડા પાડી ગાવા મંડી ગયો. પછી ખુરસી પરથી

ફીકીને લથડતો લથડતો મારી સામે આવી બોલ્યો: "પરદેશી મિત્ર, જરા છાંટોપાણી લઇશ? આ જો, આ બાટલીમાં હજી થોડું બાકી છે...!" કહી મારા મોં પાસે બાટલી ધરી!

મેં કહ્યું: "આપની બાટલી આપની પાસે જ રાખો. અત્યારે મારે કોઇ દવાખાનામાં જવું છે. અહીં ક્યાંક સારું દવાખાનું છે ખરું? આપ જાણો છો?"

ટેબલ પર બાટલી મૂકીને તેણે મને દવાખાનાની નિશાની આપી. એ દવાખાનાના માલિકનું નામ ડિટમાર હતું. દારુડિયાએ બતાવ્યા મુજબ હું ડિટમારના દવાખાના તરફ દોડયો. પાંચ જ મિનિટમાં તેની દુકાને હું પહોંચ્યો. ત્યાં દરવાજા નજીક એક વૃદ્ધ નજરે પડયો. તે દાકતર હોય એમ મને લાગ્યું. મારી પાસેનું કાગળિયું લઇ તેના પર આંખ ફેરવી તે બોલ્યો: "દવા મેળવતાં વિલંબ લાગશે. આમાંની બે દવા મારી પાસે નથી. બધા તે રાખતા નથી. મારી પાસે પણ નથી."

મેં કહ્યું: "આ ઔષધ પર એક દર્દીના જીવનનો આધાર છે. કદાચ એ દવા અહીં ન મળતી હોય તો ક્યાં મળે છે તે કૃપા કરીને કહો. એક ઘડી પણ હું ખોટી થાઉં તે પાલવે એમ નથી."

વૃદ્ધ બોલ્યો: "ગમે તે કરો, આખો દિવસ શહેરભરમાં ઘૂમતા ફરો તો ય આપની આશા સફળ થશે નહિ. હં...ઠીક યાદ આવ્યું. મારો એક મિત્ર નવોસવો દાકતર થયો છે. ક્યાંય ન મળે એવી દવા તેની પાસેથી મળવાનો સંભવ છે. આપ બેસો. હું તેની પાસે તપાસ કરી આવું."

હું કંઇ પણ બોલું તે પહેલાં તો વૃદ્ધ ઝડપભેર ચાલ્યો ગયો. હું અધીરો બનીને વરંડામાં આંટા મારવા લાગ્યો. મને એક એક મિનિટ એક એક કલાક જેવડી લાગતી હતી. ઘડિયાળ કાઢીને જોયું તો કલાકમાં દસ જ મિનિટ બાકી હતી! એ દસ મિનિટમાં દવા ન મળે, રેબેકા એનું સેવન ન કરવા પામે તો...તો...તો...તો...!

એ જ મિનિટમાં એક બાટલી લઈને વૃદ્ધ ઉતાવળો ઉતાવળો દવાખાનામાં આવી પહોંચ્યો. બંને બાટલી મારા હાથમાં મૂકતાં તે બોલ્યો: "જુવાન, તારું તકદીર જોર કરતું દેખાય છે. આખું હેમ્બર્ગ ફરી વળતાં પણ આ બે દવા મેળવી શકે તો ગમે તે હારી જવા હું તૈયાર છું."

આભારવિધિની અપેક્ષા રાખ્યા વિના વૃદ્ધે ઝડપભેર દવા મેળવવા માંડી. દવા તયાર કરી આપીને નુસ્ખાપત્રક તેણે મને પાછું આપ્યું. તે લઇ મેં ગજવામાંથી મારી સોનાની ઘડિયાળ કાઢી ને વૃદ્ધના ટેબલ પર મૂકી, ને કહ્યું: "આપે મારા પર અનહદ ઉપકાર કર્યો છે. તેની યાદગીરી તરીકે આપને આ ઘડિયાળ લેવી જ પડશે."

અવાક્ બની જઇ વૃદ્ધ મારી સામે જોઇ રહ્યો પણ તે કંઇ બોલે તે પહેલાં જ હું રસ્તા પર દોડ્યો. તરત જ એક ઘોડાગાડી ભાડે કરી. જેમ બને તેમ જલ્દી હંકારવાનું જણાવી હોટલ તરફ ઝડપભેર ઊપડ્યો. એક કલાક પૂરો થવામાં હવે બહુ જ ઓછી વાર હતી.

હોટલમાં જઇ હાંફતાં હાંફતાં મેં રેબેકાના ઓરડામાં પ્રવેશ કર્યો. રા–તાઈ ઉતાવળો ઉતાવળો બોલી ઊઠ્યો: "દવા મળી ?"

મેં કહ્યું: "હા, મળી. મહામહેનતે મળી."

દવાની શીશીઓ હાથમાં લેતાં રા–તાઇ બોલ્યો: "પાંચ જ મિનિટ મોડો પડયો હોત તો દવા આણી ન આણી સરખું જ હોત. હવે આપણે ખૂબ જ સાવચેત રહેવું પડશે. બધી વાત તદન ખાનગી રાખવાની છે. અહીં પ્લેગનો દરદી છે એ વાત બહાર ફેલાશે તો આફતનો પાર રહેશે નહિ. રેબેકાને તરત જ ઇસ્પીતાલમાં લઈ જવી પડશે ને ત્યાં એ બચે એ આશા જ ખોટી બેત્રણ કલાકમાં તો તેનું મરણ થઇ જ જાય. આ દવાની ટીકડી લાગી જાય તો તેનાથી એક કલાકમાં તેને ઊંઘ આવી જશે."

વ્યગ્ર બનીને હું બોલી ઊઠ્યો: "આપ હજી ય વાત કરો છો ?

પહેલાં દવા પાઈ લો. પછી જે કહેવું હોય તે કહો."

મને ઓરડાની બહાર ચાલ્યા જવાનું કહી રા–તાઇએ રેબેકાના ઓરડાનાં બારણાં બંધ કરી દીધાં.

સાંજ પછી રા–તાઇ ઓરડાની બહાર નીકળ્યો. અધીરાઇથી મેં રેબેકાની તબિયત વિષે પૂછપરછ કરવા માંડી. રા–તાઇ બોલ્યોઃ "હવે ડર નથી. પણ આવો રોગી ભાગ્યે જ બચે. હું આવી ન પહોંચ્યો હોત તો રેબેકાને તું કોઈ પણ પ્રકારે બચાવી શકયો નહોત."

મેં કહ્યુંઃ "તો તો હું પણ જીવતો નહોત. રોગથી કે શોકથી મરી જ ગયો હોત."

હસીને રા–તાઈ બોલ્યોઃ "તારા જેવા નબળા માણસો વાતવાતમાં મરી જાય છે. તને ઠીક શિક્ષા થઇ છે. ભવિષ્યમાં મારી સાથે આવી ચાલાકી કદી પણ કરીશ નહિ. ફરી આવું કરશે તો આથી પણ સખત શિક્ષા વેઠવી પડશે."

મેં જવાબ દીધોઃ "આપને કહ્યા વિના હું ભાગી આવ્યો છું એવું છે જ નહિ. ઇંગ્લાંડ જવામાં આપ મોડું કરો તો હું આપની પાસેથી ચાલ્યો જઇશ એવું હું કેટલીય વાર કહી ચૂકયો હતો. એટલે જ્યારે મારી ઇચ્છા થઈ ત્યારે સ્વેચ્છાએ હું ચાલી નીકળ્યો છું. આપની સંમતિ ન લીધી તે શું મોટો અક્ષમ્ય અપરાધ થઇ ગયો છે?"

રા–તાઈ બોલ્યોઃ "મારી આશ્રિત કન્યાને ફોસલાવીને ગુપચુપ ભાગી ગયો એ અપરાધ નહિ કેમ? પણ તને કહી રાખું છું કે ભવિષ્યમાં કયાંય જવાની ઇચ્છા થાય તો પહેલાં મારી સલાહ લેજે. એમ કરશે તો તને કશી જ અડચણ વેઠવી નહિ પડે. રેબેકા પણ બે વાર ગુપચુપ નાસી ગઇ હતી. તેનો કેવો નતીજો તેને મળ્યો છે તે તેણે તને કહ્યું છે. તારા પ્રલોભનને વશ થઇને તે ત્રીજી વખત ભાગી. પણ તેનું ફળ કેવું મળ્યું તે તેં નજરોનજર જોયું છે. ગઈ રાતે બર્લિનમાં પિટરની હોટલમાં તમે બંને જણે નચિંત બનીને ખાણું લીધું હતું તે મારી નજર

બહાર નહોતું. મારી જાણ બહાર તું કંઇ કરી શકે એ વાત જ અશક્ય છે!"

ગુસ્સાભેર હું બોલ્યોઃ "એ વાત મારા માન્યામાં આવતી નથી. ગઇ રાતે આપ પિટરની હોટલમાં આવી પહોંચો એવો કંઇ જ સંભવ નહોતો. કારણ જે ટ્રેનમાં અમે બર્લિન ગયાં હતાં, તે ટ્રેન પછી દિવસ-ભરમાં બર્લિન જવા માટે બીજી એકે ટ્રેન જ હતી નહિ."

રા–તાઇ બોલ્યોઃ "મને લાગે છે કે તારામાં અક્કલનો છાંટો પણ નથી. પિટરના કહ્યાથી રેબેકાએ વાયોલિન વગાડવા માંડયું ને ભારે આનંદાવેશમાં આવી જઇને તેણે નૃત્ય કરવા માંડયું તે બધું તારાથી અદૃશ્ય રહીને મેં જોયું ન હોય તો એ વાત હું જાણવા જ ક્યાંથી પામ્યો, તે કહીશ? તારા જેવા ઓછી બુદ્ધિવાળાને જ મારી વાત અસંભવિત લાગે છે. પણ તે અશક્ય નથી. તું કહે છે કે તે દિવસે બર્લિન જવા માટે બીજી ટ્રેન નહોતી, તો તારી પૂંઠ પકડવા માટે બર્લિન સુધીની સ્પેશિયલ ટ્રેન મૂકાવી હું આવી ન શકું એવું તું ધારે છે?"

હવે મને સમજાયું કે રા–તાઇની વાત ખોટી નહોતી. જરૂર પડે તો પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી તે સ્પેશિયલ ટ્રેનમાં જઇ શકે એમ હતું. એટલે એ વિષે હું કંઈ જ બોલ્યો નહિ. ગુપચુપ બેસી જ રહ્યો.

મને મૂગો બેઠેલો જોઇને રા–તાઇ બોલ્યોઃ "મારી શકિત કેટલી પ્રબળ છે, ને મારી ઇચ્છા આડે કશો જ અંતરાય નથી તેનો કંઇક પરિચય આટલા બધા દિવસ મારી સાથે રહ્યા પછી તને થયો જ છે. આજે રાત્રે એથી પણ વધારે પરિચય તને મળશે."

મેં કહ્યુંઃ "આજે રાત્રે વળી શું અદ્‌ભુત કાર્ય કરવાના છો?"

રા–તાઇ બોલ્યોઃ "અહીં પ્લેગનો ઉપદ્રવ શરૂ થઇ ગયો છે, એટલે જેટલું જલદી આ સ્થળ છોડી જઇએ તેટલું વધારે સારું. તેથી મેં

નક્કી કર્યું છે કે આજે રાત્રે જ આપણે ઈંગ્લાંડ ઊપડી જવાની તૈયારી કરવી પડશે."

રા–તાઇની વાત સાંભળી હું હસી પડયો ને બોલ્યોઃ "આજે રાત્રે જ આપ ઈંગ્લાંડ જશો? થોડી જ વાર પર મને અણુધ કહીને મારી મશ્કરી કરી હતી, પણ આ વખતે તો આપે નકામો ગોળો ગબડાવ્યો છે. આપને કદાચ ખબર ન હોય એમ લાગે છે. અહીંથી એકે જહાજ ઈંગ્લાંડ જઈ શકતું નથી. જાણો છો ?"

રા–તાઈ બોલ્યોઃ "પણ અસંભવિત મારી ઇચ્છા માત્રથી જ સંભવિત બની જાય છે! મારી ઇચ્છાની આડે આવે એવો કોઇ જ મનુષ્ય આ દુનિયામાં નથી. આજે રાત્રે જ હું ઈંગ્લાંડનો પ્રવાસ શરૂ કરીશ, ને રેબેકા સાથે તારે પણ આવવાનું છે."

આશ્ચર્યથી હું બોલ્યોઃ "આપ તો પાગલ જેવી વાત કરો છો. કંઇ યુક્તિથી કદાચ આપ આજે રાત્રે ઈંગ્લાંડ જવા તૈયાર થાઓ; પણ રેબેકાનું શું ? તેને લઇ જ કેવી રીતે જશો ? તે ઊઠી જ શકતી નથી તો પછી એને આપ કેવી રીતે લઇ જશો ? રસ્તામાં જ મરણ પામે તો ?"

રા–તાઇ બોલ્યોઃ "ના, એવું કશું જ નહિ થાય. તું નચિંત રહે. રેબેકાનો વાળ પણ વાંકો ન થાય.

સાંજે મને લઇને રા–તાઈ રાજમાર્ગ પર નીકળ્યો. કયાં જવાનું છે તે મેં પૂછયું જ નહિ. કંઇક કામ માટે તે બહાર નીકળ્યો હશે એ હું જાણી ગયો હતો. કંઇ પણ મતલબ સિવાય તે બહાર નીકળે જ નહિ એવી મારી ખાતરી હતી. મૂગો મૂગો હું તેની સાથે ચાલવા લાગ્યો.

થોડોક રસ્તો કાપ્યા પછી અમે એક ગલી આગળ આવી પહોંચ્યા. ગલીમાં એક માળનું નાનું મકાન હતું. રા–તાઇ તેના બારણાનું કડું ખખડાવવા લાગ્યો. બારણું અંદરથી બંધ હતું. પાંચેક મિનિટ પસાર થઇ ગઇ છતાં અંદરથી કોઇ પણ ફરકયું નહિ. રા–તાઇ અધીરો બની

ગયો. તેણે ગંભીર સ્વરે બૂમ મારી: "કેપ્ટન...જો...ન્સન !"

તો પણ કશો ઉત્તર મળ્યો નહિ. રા-તાઇએ વળી બૂમ મારી: "કેપ્ટન જોન્સન!" આ વખતે બારણાં ખુલ્યાં ને એક ઊંચો માણસ બારણામાં આવી ઊભો. તે મારા કરતાં પણ એક હાથ ઊંચો હતો ! પહેલાં હું જે કપ્તાનની વાત કરી ગયો છું તેના કરતાં પણ આ વધારે જુવાન હતો. કપ્તાનના બંને કાન સામાન્ય માણસો કરતાં લાંબા હતા. નાક ચીબું. આંખો ખૂબ જ મોટી. લાલ લાલ વાન.

રા-તાઇની સાથે કેપ્ટન ઘરમાં ગયો. મેં પણ બંનેની પાછળ પાછળ ચાલવા માંડયું. ઘરમાં દારૂની એટલી તો ગંધ આવતી હતી કે રહેરાય નહિ. કેપ્ટનને જોતાં જ તે ખૂબ પીધેલો હોય એમ મને લાગ્યું. પણ તેણે સાનભાન ગુમાવ્યાં નહોતાં. રા-તાઇ સામે તે ખૂબ જ સંકોચ અનુભવતો હતો.

ઘરમાં ચારે તરફ જોઇ લીધા પછી રા-તાઈ બોલ્યો: "એક વરસ પહેલાં બરાબર આ જ દિવસે ને આ જ સમયે તારાં બારણાં ખખડાવી ખખડાવી મેં કેટલીય બૂમ મારી હતી ! ત્યારેય તું નશામાં ચકચૂર હતો. કેટલીય વાર પછી તેં બારણાં ખોલ્યાં હતાં. આજે પણ તેવું જ કર્યું ! હશે, આ વખતે તને માફ કરું છું. પણ હવે પછી એવું થશે તો તને એવી સજા થશે કે તું જીવનભર નહિ ભૂલે. હવે સાંભળ."

સંકુચિત ભાવે કેપ્ટન જોન્સન બોલ્યો: "આપની બૂમ મેં સાંભળી નહિ. માફ કરશો. હાલ આપનો શું હુકમ છે તે ફરમાવો. બની શકે એવું કામ હશે તો જરૂર કરીશ."

રા-તાઇ બોલ્યો: "કોઇ પણ અસાધ્ય કામ હું નહિ ફરમાવું, તોય જે કહું છું તે એટલું બધું સહેલું પણ નથી. આવતા બુધવારે અમારે લંડન પહોંચવું જ છે. આજે રાત્રે જ સ્ટીમર જોઇએ."

કેપ્ટન જોન્સન બોલ્યો: "એ તો અતિ કઠણ કામ! પ્લેગની

બીકથી ઇંગ્રેજ સત્તાવાળાઓ અહીંના બંદરેથી કોઇ પણ સ્ટીમર ત્યાં આવવા દેતા નથી. બધા જ બંદરો પર તેમણે સખત જાપ્તો રખાવ્યો છે. મારો એક મિત્ર પણ ઇંગ્લાંડ જવાની સ્ટીમર ન મળવાથી પાછો આવ્યો છે."

તરત જ રા-તાઇ બોલી ઊઠ્યો: "તારો મિત્ર ભલે પાછો આવ્યો હોય, પણ મને તે લાગુ નહિ પડે. જે બધાને અશક્ય લાગે તે મારે માટે તેવું હોતું નથી. ઇંગ્લાંડના કોઇ બંદરે આપણે લંગર ન કરી શકીએ તો જંગલને કાંઠે ઊતરીશું. ત્યાર પછી જે કરવાનું હશે તે હું ફોડી લઇશ."

કેપ્ટન બોલ્યો: "આજે રાત્રે કેટલા વાગે આપ સ્ટીમર પર આવશો?"

રા-તાઇ બોલ્યો: "બાર વાગે."

કેપ્ટન બોલ્યો: "અત્યારે લગભગ નવ વાગ્યા છે. ત્રણ કલાકમાં કેવી રીતે સ્ટીમરનો બંદોસ્ત થઇ શકે?"

રા-તાઇ બોલ્યો: "તે હું ન જાણું મેં તો કહી દીધું કે રાત્રે બાર વાગે અમે સ્ટીમર પર આવી પહોંચીશું. મારો આ હુકમ ન પાળવો હોય તો...તો...પણ કંઇ નહિ...હું તને ભયમાં નાખવા ઇચ્છતો નથી. હું કોન્ટીનેન્ટલ હોટલના ૨૯ નંબરના ખંડમાં છું. બધો પાકો બંદોબસ્ત કરી લીધા પછી મને ત્યાં ખબર આપજે."

હવે તો રા-તાઇની સામે નામરજી દેખાડવાની તે હિંમત કરી શક્યો નહિ. કંઇક અચકાતાં અચકાતાં તે બોલ્યો: "આફત તો જાણે છે જ, પણ હું સ્ટીમરનું કરીશ હવે ભાડાનું નક્કી કરો."

રા-તાઇ બોલ્યો: "તારે માથે જે ભાર નાખ્યો છે તે પાર ઉતારીશ તો તું કહેશે તે ભાડું ચૂકવી આપીશ. હું કહું ત્યાં તારે લંગર નાખવું પડશે. હં, ને બીજી એક વાત. અહીંના કોઇ પણ ઇંગ્રેજ અધિકારીને

કાને આ વાત ન જાય. વાત ખૂબ જ ખાનગી રાખજે."

કેપ્ટન જોન્સનને ઘેરથી અમે હોટલ તરફ પાછા વળ્યા. એક કલાક પછી કેપ્ટનનો નોકર રા–તાઇ પાસે પત્ર લઇ આવ્યો. કાગળ વાંચ્યા પછી રા–તાઇ મને કહેવા લાગ્યો: "કેપ્ટન જોન્સને પાકો બંદોબસ્ત કરી દીધો છે. આપણે માટે 'નાઇટિંગેલ' સ્ટીમર ભાડે રાખી છે. આજે રાત્રે બાર વાગે આપણે સ્ટીમર પર પહોંચી જવાનું છે. ઊપડયા પછી પચાસ કલાકમાં આપણે ઇંગ્લાંડ પહોંચીશું. મને લાગે છે કે તારે એમાં કશો વાંધો નહિ જ હોય."

રા–તાઈની અદ્‌ભુત શક્તિ જોઇ મૂઢ જેવો બની હું બેસી રહ્યો. જર્મનીના કૈસરને જે અસંભવિત હોય, રશિયાનો ઝાર પણ જે કરી શકવાને સમર્થ ન હોય, તે રા–તાઇ પોતાની ઇચ્છા માત્રથી કરી શકતો હતો! કઇ શક્તિના બળથી તે માત્ર આંગળીને ઇશારે જ પ્રત્યેક વ્યક્તિને ગુલામ જેવી બનાવી મૂકતો હતો, તે કોણ જાણે...?



## પ્રકરણ ૧૬મું

## સ્ટીમરમાં સત્યાનાશ!

બીજે દિવસે સૂર્યોદય પછી જાગીને જોયું તો અમે અનંત સાગરમાં જઇ રહ્યા છીએ. 'નાઇટિંગે'લ બહુ મોટી નહોતી, તેમ તેની ઝડપ પણ વધારે નહોતી. પથારીમાંથી ઊઠીને હું કેબિન બહાર નીકળ્યો, તેવો જ કપ્તાન સામો મળ્યો. પણ તે ક્યા દેશનો વતની હશે તે હું પામી શક્યો નહિ. તે અંગ્રેજ છે એવું મેં કલ્પ્યું હતું પણ તેને જોઇને તેની વાતચીત પરથી તે અંગ્રેજ લાગતો નહોતો. તેના ઇંગ્રેજી ઉચ્ચાર અંગ્રેજ જેવા નહોતા. તે યુરોપની કેટલી ભાષામાં વાત કરતો, પણ ઉચ્ચાર

પરથી હું તેની માતૃભાષા નક્કી ન કરી શકયો. અનેક કપ્તાનો બાળપણથી માંડીને વૃદ્ધાવસ્થા સુધી સમુદ્રમાં જ ફરતા ફરે છે. સમુદ્ર જ તેમનું ઘરબાર હોય છે એટલે તેમને મન બધા જ દેશ સરખા હોય છે.

ઊંઘમાંથી ઊઠયા પછી મારા મનમાં અનેક જાતની ચિંતા થતી હતી. હું વિચાર કરી રહ્યો હતો કે ઇંગ્લાંડ તો જાઉં છું પણ ત્યાં જઇને રેબેકા સાથેનો સંબંધ કાયમ રહેશે કે કેમ તે સમજાતું નથી. રા–તાઈ વચ્ચે આવી પડયો ન હોત તો રેબેકાને ઇંગ્લાંડ લઇ જઇ, તેની સાથે લગ્ન કરી હું સુખી થયો હોત. પણ હવે તે સંભવ બહુ જ અલ્પ હતો. રેબેકાને રા–તાઇના પંજામાંથી કેમ છોડવવી તે વિષે મેં ખૂબ ખૂબ વિચાર કર્યો, પણ કંઇ જ નકકી કરી શકયો નહિ.

સવારે ભોજનખંડમાં એકલા એકલા જ મેં ચા પીધી. રેબેકા હજી બિમાર જ હતી, પથારીમાંથી ઊઠી શકતી નહોતી. રા–તાઇના ખંડનાં બારણાં બંધ હતાં. ચાપાણી પતાવી હું ક્ષિતિજ સામે શૂન્ય દૃષ્ટિએ જોઇ રહ્યો. મારું સારું ય જીવન મને વ્યર્થ લાગતું હતું.

મધ્યાહ્ને રા–તાઇ તુતક પર આવ્યો. આજે તે ખૂબ જ પ્રફુલ્લ જણાતો હતો. બધા જ ઉપાય અજમાવતાં સર્વનાશનાં સાધનો મળી આવ્યાથી શયતાન જેમ ખુશ થાય છે તેવો જ તેનો આનંદ ભાસતો હતો. એટલે તેની પ્રફુલ્લતા જોતાં જ મારું હૃદય ધડકવા લાગ્યું. મને થયું કે કોઇ નવી જાળમાં મને સપડાવવાની જ વેતરણ તે કરી રહ્યો હશે. હવે તેની સાથે કામ વિનાની વાત ન કરવી એવો મેં નિશ્ચય કર્યો.

મને તુતક પર એકલો બેઠેલો જોઇને રા–તાઇ ખુરસી ખેંચી લાવી મારી પાસે બેઠો. પછી આનંદભેર બોલ્યોઃ “અનુપ, હવે બે જ દિવસમાં તું ઇંગ્લાંડમાં પગ મૂકશે. હું એકાએક ન આવ્યો હોત તો તું આટલો જલદી ઇંગ્લાંડ ન જઈ શકત, રેબેકાને પણ બચાવી ન શકયો હોત ને કદાચ પ્લેગમાં તારું પણ મરણ થત. મેં તારા પર જે ઉપકાર કર્યો છે

તે માટે તારે મારો પાડ માનવો જોઇએ. કેટલાક લોકો જોઇને શીખે, કેટલાકને ઠોકર વાગ્યે ભાન આવે. તેં તો બંને સજા મેળવી છે. છતાં તું વિશ્વાસઘાત કરશે તો તેનું ફળ સારું નહિ મળે. હશે. જવા દે એ વાત. જે થયું તે થયું. પણ અનુપ, તું રેબેકાને ચાહે છે તે જાણી મને ખૂબ આનંદ થાય છે"

થોડી જ વાર પર મેં નિશ્ચય કર્યો હતો કે રા–તાઇ સાથે જરા પણ વાતચીત કરવી નહિ, પણ તેની છેલ્લી વાત સાંભળી હું મારું કુતૂહલ દબાવી શકયો નહિ. મેં કહ્યું: "હું રેબેકાને ચાહું છું એમાં આપને આટલો બધો આનંદ શા માટે થતો હશે તે જ મારાથી તો સમજાતું નથી."

એકીટસે મારા મુખ તરફ તાકી રહી રા–તાઇ બોલ્યો: "તમારું બંનેનું પરસ્પરનું આકર્ષણ જ મને અનેક સગવડ કરાવી આપશે. હું શા સારુ આટલો બધો પ્રફુલ્લ બની ગયો છું તે ન સમજાયાથી તું ઊંડા વિચારમાં પડી ગયો છે એટલે જ એ વાત તારી આગળ મારે ખુલ્લી કરી નાખવી છે."

મેં પૂછ્યું: "મને બરાબર સમજણ ન પડી. આપને શી સગવડ થઇ જશે?"

રા–તાઇ બોલ્યો: "ગાંડો, રે ગાંડો! એ તને ન સમજાય. લે સાંભળ. તમે બંને પરસ્પરને પ્રાણથી પણ અધિક ચાહો છો. રેબેકા તો મારો આદેશ હરફ સરખો ઉચ્ચાર્યા વિના માથે ચઢાવે છે. પણ તું કદિક કદિક માથું ફેરવીને વાત કરે છે. એટલે રેબેકા સાથે તારો અનુરાગ હોય તો ધીરે ધીરે તારી ઉદ્ધતાઇ પણ શાંત પડી જાય. ભવિષ્યમાં તું મારો પડયો બોલ ન ઝીલવાની હિંમત જ કરી શકે નહિ."

એકદમ હું ખુરસી પરથી ઊભો થઇ ગયો. લાલચોળ મોં કરી બોલ્યો: "રા–તાઇ સાહેબ, આપ ભીંતમાં માથાં મારો છો. હું આજકાલ જોઇ રહ્યો છું કે આપના સકંજામાં આવી પડયા છું ત્યા જ આપ વારંવાર

શિષ્ટાચારની સીમા વટાવી જાઓ છો. અને મોંમાં આવે તેવું બરડયે રાખો છો. આપ એ રીતે મને જરા પણ ડરાવી શકશો નહિ. આપ મારી સાથે આવું જંગલી વર્તન શા સારુ રાખો છો ?"

રા–તાઈ ખુરસી પરથી ઊભો થઇ ગયો, પણ તે લેશ પણ ઉશ્કેરાયેલો નહોતો. અતિ શાંતિથી તે બોલ્યોઃ "તારા એ પ્રશ્નનો ઉત્તર વાળવાની મને જરા પણ જરૂર જણાતી નથી. પણ આટલું ખાસ ધ્યાનમાં રાખજે કે જ્યાં સુધી તું મારો સેવક અને આજ્ઞાંકિત રહેશે ત્યાં સુધી તારું સૌ સારું જ થશે. પણ મારી આજ્ઞાની જરા પણ હદ વટાવી, કે મારી વિરુદ્ધ વર્તન બતાવ્યું તો યાદ રાખજે કે તારી અધોગતિ જ થશે. તને હું ચપટીમાં ચોળી નાખીશ."

મારા તરફ તિરસ્કારભરી નજર નાખી રા–તાઇ તુતક પરથી ચાલ્યો ગયો. મૂઢ હું જેવો ત્યાં બેસી જ રહ્યો.

તે આખો દિવસ રા–તાઇ સાથે મારો મેળાપ થયો નહિ. ખંડનાં બારણાં બંધ કરી અંદર એકલો બેઠો તે શું કરતો હશે તેની મને ખબર પડી નહિ. છેક મોડી સાંજે દરવાજો ખોલી રા–તાઇએ સ્ટીમરના કપ્તાનને બોલાવી મંગાવ્યો. લગભગ પંદર મિનિટ પછી કપ્તાન રા–તાઈના ખંડમાંથી બહાર નીકળતો નજરે પડયો. તેનું મોં તદન લેવાઇ ગએલું હતું, આંખો બીકથી બેબાકળી લાગતી હતી. હું તેના ભયનું કારણ કળી શકયો નહિ.

રા–તાઇ સાથેની વાતચીત પછી મારું મન ગમગીન બની ગયું હતું. રાત્રે એકલા એકલા જ જમી લીધા પછી પથારીમાં પડયો પડયો હું ઊંઘવાની મથામણ કરતો હતો તે વખતે કોઇએ બારણું ઠોકયું.

મેં બારણું ખોલીને જોયું તો કપ્તાન પોતે! ધીમેથી તે બોલ્યોઃ "સાહેબ, હું એક ખાનગી વાત કહેવા આવ્યો છું. જબરી આફત ઊભી થઇ છે."

મે એકદમ પૂછયુ: "કેવી આફત? સ્ટીમર પર કોઈ ચઢી આવ્યું છે કે કંઇ માઠો બનાવ બન્યો છે?"

કપ્તાન બોલ્યો: "એવા કશાથી તો હું ડરતો નથી. ઇશ્વરે શું ધાર્યું છે તેની તો ખબર નથી, પણ આપણી આગબોટમાં પ્લેગે દેખાવ દીધો છે."

કપ્તાનની વાત સાંભળી હું ડઘાઇને ઊભો જ રહી ગયો. કેટલી ય વાર સુધી હું બોલી જ શક્યો નહિ. બીકથી મારી છાતી ધડકી ઊઠી. આખરે મેં પૂછ્યું: "આપને કોણે કહ્યું? કોને પ્લેગ થયો છે? એ વાત પહેલી ક્યારે જાણી?"

કપ્તાન બોલ્યો: "આજે સવારે જ ખબર પડી. સવારે મારા બબરચી તથા નોકરને પ્લેગ જણાયો. નોકર તો નવ વાગે મરી ગયો. તેનું શબ સમુદ્રમાં ફેંકી દીધું છે. બબરચીની હાલત પણ ચિંતાજનક છે. કલાક બે કલાકનો જ મહેમાન લાગે છે. બીકથી મારો તો જીવ જ ઊડી ગયો છે. મારાં બૈરીછોકરાં દેશમાં છે. મારા સિવાય તેમનું કોઇ જ નથી. કોણ જાણે કયા મુહૂર્તમાં આગબોટ પર ચઢ્યો હઈશ! કઇ રીતે બચવું તે જ સમજાતું નથી. તમે કંઇ ઉપાય ન બતાવો?"

હું થોડી વાર સુધી મૂઢ જેવો ઊભો રહ્યો. પછી બોલ્યો: "મને તો કંઇ જ ઉપાય દેખાતો નથી. રાસ્તાઈ સાહેબ પાસે ગયા વિના મારી પાસે શીદ આવ્યા? તેમને જ પહેલી ખબર આપો તો સારું."

કપ્તાન બોલ્યો: "તે તો બહુ ભયંકર માણસ છે. તેને એ વાત જણાવવાની મારી હિંમત ચાલતી નથી. આજે તેણે મને એવો તો ધમકાવી કાઢ્યો છે કે મારાથી જીવનભર નહિ ભૂલાય. સ્ટીમર ઝડપથી ચાલતી નથી તે મારો અપરાધ! હું શું ખેંચીને લઇ જાઉં? આ સ્ટીમરમાં ભલા ભલા મુસાફરો આવી ગયા, પણ એના જેવો વિચિત્ર એકે જોયો નથી!"

મેં કહ્યું: "હું કંઇ જ સલાહ આપી શકું એમ નથી. આજે રાત્રે બીજા કોને કોને પ્લેગ થાય તે કોણ કહી શકે? ઇશ્વરે ધાર્યું હશે તે થશે."

મારી વાત પૂરી થાય તે પહેલાં કેબિનનાં બારણાં આગળ એક ખલાસી આવીને ઊભો. તેને જોઇ કપ્તાન બહાર થોડે દૂર ચાલ્યો ગયો ને

તેની સાથે કંઇ વાતચીત કરી. પછી એ જ મિનિટમાં મારી પાસે ફરી આવીને ગભરાતો ગભરાતો બોલ્યો: "સાચે જ, સત્યાનાશ વળી જવાનું! ઈજનેરને પણ પ્લેગ થયો છે! પેલો ખલાસી એ જ વાત કહી ગયો. આ રીતે અમને બધાને એક પછી એક પ્લેગ થશે તો આ સ્ટીમર ચલાવવાવાળું જ કોઇ ન રહે."

ઇજનેરને પ્લેગ થયાની વાત સાંભળીને મારા ગભરાટનો પાર રહ્યો નહિ. કપ્તાનને વિદાય કરીને હું રા–તાઇને ખબર આપવા ચાલ્યો. પણ તેની કેબિનમાં જાઉં તે પહેલાં જ તે તુતક પર મળી ગયો. કપ્તાને મને જે જે વાત કરી હતી તે બધી મેં રા–તાઇને કહી સંભળાવી.

તદ્દન શાંતિથી રા–તાઇએ વાત સાંભળી. પછી બોલ્યો: "વહાણમાં પ્લેગનો ઉપદ્રવ શરૂ થયો હોય તો આપણે પણ એના પંજામાંથી છૂટીએ એવી આશા બહુ જ ઓછી. એક જણને પ્લેગ થયો કે તરત જ કપ્તાને ખબર ન આપી એ કેવી ભયંકર ભૂલ છે? હવે પોતાની ભૂલનો પોતે જ ભોગ બનવું રહ્યું! હું અત્યારે જ પ્લેગના દરદીની ખબર કાઢવા જાઉં છું. વહાણ પર બધા જ નોકરોને પ્લેગ થશે તો તો તેને ચલાવશે કોણ? કંઈ ઉપાય શોધી જ કાઢવો પડશે."

રા–તાઇ કપ્તાનને મળવા ચાલ્યો ગયો. એટલામાં રેબેકા તુતક પર આવીને મારી સામે ઊભી રહી. વહાણ પર આવ્યાને ઘણો વખત થઇ ગયા છતાં તેનો મેળાપ થયો નહોતો. સમુદ્રની હવાથી તેનું શરીર સ્વસ્થ થયું હતું. થોડી વાતચીત પછી તે બોલી: "હવે આપણે કેટલોક વખત આગબોટમાં રહેવાનું થશે?"

મેં કહ્યું: "રાત્રે બાર વાગે જહાજ લંગર નાખશે. પણ આ તો દરિયાની મુસાફરી; કઈ ઘડીએ શું થાય તે કોણ કહી શકે?"

આ વાત સાંભળીને રેબેકાએ એક વાર મારી સામે ચંચળ દૃષ્ટિ નાંખી. બત્તીના અજવાળામાં તેણે મારા મોં પરની નિરાશા જોઇ લીધી

હોય એમ મને લાગ્યું. થડકતે અવાજે તે બોલી: "પરમ દિવસની રાતથી મારી આસપાસ જે બનાવો બનતા આવે છે તે મારાથી કેમે ભૂલાતા નથી. મારી મૂંઝવણ પણ વધતી જાય છે. ઘડીએ ઘડીએ મને થાય છે કે આ બધું માત્ર સ્વપ્ન જ છે; સ્વપ્નમાં જ મુસાફરી કરી રહી છું. આપણે હેમખેમ ઈંગ્લાંડ પહોંચી જઈશું એવું એક પણ દિવસ મને લાગ્યું નથી. હું જાણું છું કે રા–તાઇ મને સહેજે છોડી દેવાનો નથી. જીવનમાં કદિ પણ તેના પંજામાંથી છૂટવાની નથી. હું સાચે જ ભાનમાં છું? સ્વપ્નની પેઠે એકે એક બનાવ મને યાદ આવે છે. હોટલમાં મારી તબિયત બગડી ગઇ, તમે સ્ટીમર ઓફીસે ગયા, હું તમારી રાહ જોતી બેઠી તે પછી શું થયું તેમાંથી એક પણ વાત યાદ આવતી નથી. એ બધી હાલત મને કહી સંભળાવો. મને ખૂબ અધીરાઈ થાય છે."

રા–તાઇ હેમ્બર્ગ આવ્યો ત્યાંથી માંડીને સમુદ્રપ્રવાસ કરવા માંડયો ત્યાં સુધીમાં જે જે બન્યું હતું તે બધું બ્યાન મેં ટૂંકમાં રેબેકાને કહી સંભળાવ્યું.

બધી વાત સાંભળી રેબેકા બોલી: "મને તો કંઇ જ યાદ આવતું નથી. દુનિયામાં માણસની બધી ઇચ્છા સફળ થતી નથી. મારી ઇચ્છા હતી કે જીવનના બાકીના દિવસો આપણે સાથે રહીને સુખેદુઃખે ગાળીશું, પણ હવે તો એ આશા પણ આકાશકુસુમ જેવી લાગે છે!"

મેં કહ્યું: "તું નકામી બીએ છે. અત્યાર સુધીમાં આપણા મિલનના માર્ગમાં કોઇ આડું આવ્યું નથી. અલબત્ત, ભવિષ્યની વાત તો કહી શકતો નથી, પણ હવે તો મને આશા ઉપજી છે કે ઈંગ્લાંડ ગયા પછી આપણું લગ્ન થશે ને જરૂર સુખી થઇશું."

રેબેકા બોલી: "માણસની આશાનો પાર જ કયાં છે? આપણી આશા અપરિમિત છે, પણ આપણી શક્તિ નહિ જેવી છે. એકલી પડતાં જ એ વાતનો વિચાર આવે છે ને ત્યારે મન બહુ અકળાઇ ઊઠે છે. હેમ્બર્ગમાં

તમારી પાસેથી સાંભળ્યું હતું કે ઇંગ્લાંડમાં હજી સુધી પ્લેગ દેખાયો નથી. એ વાત કદાચ ખરી હશે. પણ આપણે છાનામાનાં પ્લેગનાં બીજ લઇને ઇંગ્લાંડ જઇએ છીએ એ શું વ્યાજબી છે? ત્યાંના સત્તાવાળાઓની આંખમાં ધૂળ નાંખીને આપણે આપણા સુખને માટે કદાચ દેશની અંદર પહોંચી જઇએ, પણ એ કેવો ઘોર અન્યાય છે? પોતાના સ્વાર્થને માટે કરોડો લોકોના જીવ આપણે જોખમમાં નાંખીશું. આપણા એ પાપનું પ્રાયશ્ચિત ક્યાં હશે? માણસહત્યારા ને આપણી વચ્ચે શો ફેર? આ વાતનો જ્યારે જ્યારે વિચાર આવે છે ત્યારે મારા મનમાં જાણે પશ્ચાત્તાપનો અગ્નિ ધીકવા માંડે છે."

રેબેકાએ જે વાત કરી તે વાતનો વિચાર મને ન આવ્યો હોય એવું નહોતું. પણ હું તો મારી સ્વાર્થકલ્પનામાં એવો મત્ત થઇ ગયો હતો કે એને ઝાઝું મહત્વ આપ્યું નહોતું. પણ દિલાસો આપવાને ઇરાદે હું બોલ્યો: "એ બધા માટે તું પંડને અપરાધી માને છે, પણ તારો કશો જ ગુનો નથી. રા–તાઇ આપણને ઇંગ્લાંડ લઇ જતો નહોત તો આપણથી ઇંગ્લાંડ જવાનું હાલ બનત જ નહિ. રા–તાઇની ઇચ્છા વિરુદ્ધ વર્તવાની આપણી ગુંજાશ નથી. એટલે જ આપણે દોષિત નથી."

રેબેકા બોલી: "આપણા પ્રેમને વધુ મહત્વ આપીને જ આપણે ઇંગ્લાંડ જઇએ છીએ. તેમ ન હોત તો આપણો દોષ ન ગણાય; નહિ તો એ તો આત્મા સાથેની માત્ર છેતરપીંડી જ છે. જરા વિચાર કરી જુઓ, આપણા પોતાના જ ઉપર એક મહાસમૃદ્ધ દેશનું આરોગ્ય નિર્ભર છે. ખ્યાલ કરો કે આપણા પોતાના કાર્ય પર કયા ને કેવા દેશનો આધાર છે? ના, ના, હજારોને મારવા ત્યાં જવું તે કરતાં તો દરિયામાં પડી ડૂબી મરવું સારું."

હું બોલ્યો: "રેબેકા, તું તો દેવી છે. તું જે કહે છે તેમાં હું પણ સંમત છું. પણ તું શું કરવા માગે છે તે મને ખુલ્લેખુલ્લું કહી દે."

રેબેકા બોલીઃ ‘હું રા–તાઇને કહીશ કે મારે આ સ્ટીમરમાંથી ઊતરવું નથી. હા, એ પહેલાં જો ઇંગ્લાંડમાં પ્લેગ શરૂ થયો હોય તો તે જુદી વાત છે. પણ પ્રેમના મોહમાં અંધ બનીને હું મારી ફરજ નહિ જ ચૂકું.”

મેં કહ્યું: “આપણે ઇંગ્લાંડ ન જઇએ તો આપણું સ્થાન બીજે ક્યાં થશે ? આપણે શું કરીશું ?”

રેબેકા બોલીઃ “એ વાતનો મેં વિચાર કર્યો નથી. તેનો ઉત્તર પણ આપી શકું એમ નથી. નસીબમાં થવાનું હશે તે જ થશે.”

મેં કહ્યું: “મેં સ્વેચ્છાથી ક્યારે ય કોઇનું અનિષ્ઠ કર્યું નથી ને કરીશ નહિ, એ બાબતમાં તારા જેવો જ મારો પણ મનોભાવ છે તેની ખાતરી રાખજે. ”

કેટલીક વાર પછી પ્લેગવાળા દરદીને જોઇ આવ્યા પછી રા–તાઇ અમારી પાસે આવ્યો, તુતક પરની બત્તીના અજવાળામાં તેનું મુખ પિશાચ જેવું અતિ ભયંકર–અતિ ભીષણ લાગતું હતું ! તે રેબેકાને કહેવા લાગ્યોઃ “હવે ધીરે ધીરે તું સારી થતી જાય છે. મને તો આશા છે કે કિનારે ઊતરીએ તે પહેલાં તું તદ્દન સારી થઇ જશે.’

મેં કહ્યું: “રા–તાઇ સાહેબ, જહાજમાંથી ઊતરવા અંગે અમારે કંઇક વાત કહેવાની છે.”

મારી સામે તીરછી નજરે જોઇને રા–તાઇ બોલ્યોઃ “તારે વળી નવું શું કહેવાનું છે ? અત્યારે હું ખૂબ જ ચિંતામાં છું, લાંબી વાત સાંભળવાનો મને વખત નથી. જે કહેવું હોય તે ટૂંકમાં કહી દે. વહાણમાં કેટલાક જણને પ્લેગનાં જે ચિન્હો જણાવાં લાગ્યાં છે તે પરથી મને લાગે છે કે આજની રાત પૂરી થાય તે પહેલાં જ આપણા બધાનો જીવ બચાવવાની તક સાધી લેવી જોઇએ.’ ”

રા–તાઇની વાત સાંભળી રેબેકા બીકથી ચીસ પાડી ઊઠી: "જહાજમાં પણ પ્લેગ ચાલે છે?" તે પછી અકળાતી નજરે મારી સામે જોઇને બોલી: "અરે, એ વાત મને કેમ કહી નહિ?"

હું કંઇ ઉત્તર આપું તે પહેલાં જ રા–તાઇ બોલ્યો: "રેબેકા, અનુપે તને એ વિષે કંઇ વાત કદાચ ન કરી હોય, તો તે સારું જ કર્યું છે. તું નકામી ડરે તેથી શું વળે? પણ આટલી વાર સુધી તેં જે છાનગપતિયા યુક્તિઓ લડાવી છે, તે મારાથી અજાણી છે એમ ન માનીશ."

મેં ચારે તરફ જોઈ લીધું. કોઈ ઓરડાની બારીમાંથી તો રા–તાઇએ અમારી વાત ન સાંભળી લીધી હોય? પણ તેવું કંઇ જ નહોતું. કેબિનની બધી જ બારી બંધ હતી!

ગંભીર સ્વરે રા–તાઇ બોલ્યો: "તમે બંનેએ મસલત કરી છે કે કિનારે ઊતરવું નહિ, ઇંગ્લાંડમાં પગ ન મૂકવો! વિચાર તો સરસ છે! આવી હાસ્યજનક યુક્તિ સ્વાભાવિક અવસ્થામાં કોઇના મગજમાં ઊઠે નહિ. પણ હવે આખી આગબોટમાં જ જ્યારે પ્લેગ દેખાયો છે ત્યારે તો તમારો વિચાર તમારે જલદી બદલી નાખવો પડશે એમ લાગે છે. થોડા વખતમાં જ જહાજમાંના ચાર જણને પ્લેગ થઇ ચૂક્યો છે. તેમાંના બે જણના તો રામ પણ રમી ગયા છે."

આશ્ચર્યથી હું બોલી ઊઠ્યો: "મને તો એક જ જણના મરણની ખબર મળી છે, ને એટલી વારમાં બીજો પણ મરી ગયો?"

રા–તાઇ બોલ્યો: "એમાં શું આશ્ચર્યની વાત છે? તમારે જહાજમાંથી ઊતરવાની ઇચ્છા ન હોય તો અહીંથી ક્યાં જવું છે તે કહો? આ આગબોટ એટલી બધી મોટી નથી કે તેમાં લાંબો વખત સુધી ભૂખ્યા ભૂખ્યા તમે આખા દરિયામાં ફર્યા કરો."

અધીરાઇથી હું બોલી ઊઠ્યો: "આપ ગમે તે કરો, પણ અમે સંકલ્પ કર્યો છે કે જે દેશમાં પ્લેગે પ્રવેશ કર્યો નથી, તે દેશમાં પગ મૂકી

પ્લેગનાં જંતુ છૂટાં મૂકી અમે તે દેશનું સત્યાનાશ નહિ વાળીએ. એમાં અમે કંઇ અજુગતું કરીએ છીએ એવું આપે ન માનવું."

રા-તાઈ ખભાં ચઢાવી બોલ્યો: "ના, ના, ઇશુ ખ્રિસ્ત જેવી વાત! તમારે એવા સાધુવેડા કરવાની જરૂર નથી. ઈંગ્લાંડમાં પ્લેગે ખચીત ક્યારનો પ્રવેશ કર્યો જ છે, પણ ત્યાંના સત્તાવાળાઓને એની ખબર નથી. એટલે તમે ખાતરી રાખજો કે ઈંગ્લાંડમાં પ્લેગની આયાત કરવા માટે ઇશ્વર કે માણસ-કોઈની પણ સમક્ષ તમે દોષિત ઠરવાના નથી."

રા-તાઇએ એકાએક પોતાનો ડાબો હાથ ઊંચો કર્યો. પછી ઉશ્કે-રાયલા સાદે બોલવા લાગ્યો: "આ પહેલાં કેટલી ય વાર મારી મરજી વિરુદ્ધ તું વર્ત્યો છે, તે માટે મેં તને ચેતવણી પણ આપી છે, પણ તેનું કંઇ જ પરિણામ આવ્યું નથી. તું ફરી હવે મારી સૂચનાથી વિરુદ્ધ વર્તવા માગે છે, તો હવે તારો એ અપરાધ હું માફ નહિ કરું. તને અતિ કઠોર સજા કરવી જ પડશે. રેબેકાએ પણ મારા અનેક અપરાધ કર્યા છે, તેની પણ મેં ઘણી ક્ષમા આપી છે. હું ધારું તો આ ઘડીએ જ તેની દૃષ્ટિશક્તિ, શ્રવણશક્તિ નષ્ટ કરી શકું એમ છું—રેબેકા, તું અબઘડી મારી નજર સામેથી ચાલી જા. તો જ મારો ક્રોધ વધશે નહિ. મારી ક્ષમાશીલતાનો તને બરાબર અનુભવ છે. પણ તું મારી સામે ઊભી રહેશે તો તારે માથે આપત્તિ આવ્યા વિના નહિ રહે!"

કંઈ પણ બોલ્યાચાલ્યા વિના રેબેકા તરત ચાલી ગઇ. રા-તાઇ બીજી બાજુ ચાલ્યો ગયો. હું એકલો જ તુતક પર બેસી રહ્યો. કેટલીક વાર પછી ઊઠીને હું મારી કેબિનમાં જવા ડગલાં ઉપાડું છું ત્યાં તો એક જણ દારુડિયાની પેઠે લથડતો લથડતો ને જાતજાતના લવારા કરતો મારી તરફ આવતો જણાયો. નજીક આવતાં જોયું તો તે કપ્તાન હતો!

હું બોલી ઊઠયો: "આ શું? કેપ્ટન, આપની તબિયત તો સારી છેને?"

શૂન્ય દૃષ્ટિએ કપ્તાન મારી સામે જોઇ રહ્યો. જાણે મારી વાત

સાંભળી ન હોય તેમ તે પોતાની જ ધૂનમાં બબડવા લાગ્યો: "મેં તારે માટે બહુયે કર્યું, પણ તેં તેની પરવા રાખી નથી. તેં મને અટકાવ્યો પણ નહિ!"

કપ્તાનના ચેનચાળામાં મને કશી સમજણ પડી નહિ. મેં કહ્યું: "તમે આ શું ફાવે તેમ લવારો કરો છો? ચાલો, તમને તમારી કેબિનમાં મૂકી આવું."

મને થયું કે બેહદ ઢીંચવાથી તે દીવાનો બની ગયો છે. એટલે તેનો હાથ પકડી તેને તેના કેબિનમાં ખેંચી જવા મેં પ્રયત્ન કરવા માંડયો. પણ તેણે તો ભૂખ્યા વાઘની પેઠે મારા પર કૂદકો માર્યો. હું સાવચેત બનીને ખસી ન ગયો હોત તો તે મને ઉઠાવી દરિયામાં જ ફેંકી દેત. તેના હાથમાંથી હાથ છોડાવવા માટે મેં બાથોડિયા મારવા માંડયાં, પણ છોડાવી શક્યો નહિ. તે ખૂબ જ ઉન્મત્ત બની ગયો હતો! કેટલી ય વાર સુધી બાથંબાથા કર્યા પછી તેણે મને ડેક પર પછાડી પાડયો અને મારી છાતી પર ચઢી બેઠો. એટલા તો જોરથી મારું ગળું દબાવ્યું કે મારો શ્વાસ ગુંગળાવા લાગ્યો. એટલામાં રા તાઈ આવી પહોંચ્યો. તેણે કપ્તાનના માથાના વાળ પકડીને તેને ખેંચી પાડયો. ચત્તોપાટ થઈને તે ડેક પર ગબડી પડયો. લોઢાના કઠેરા સાથે તેનું માથું જોરથી અથડાયું. તુતક પરની બત્તીના અજવાળામાં મેં જોયું તો તેનું ગળું ખૂબ ફૂલી ગયું હતું. ઓહ! એ જ પ્લેગ? હું એકદમ ઊભો થઈ ગયો, ને વિહ્વળ બની તેની સામે જોઈ રહ્યો.

રા-તાઈ બોલ્યો: "એનું ગળું કેવું ફૂલી ગયું છે તે જોયું? એને પ્લેગ થયો છે. પ્લેગનાં જ એ આબાદ ચિહ્ન છે. હવે અર્ધા કલાકમાં તો તે મરણશરણ પહોંચી જશે."

અર્ધા કલાકમાં જ કપ્તાનનું મૃત્યુ થયું.

કપ્તાનના મરણ પછી જહાજ ચલાવવાનો ભાર તેના મદદનીશને

માથે આવ્યો, તેને ય પ્લેગ થાય તો પછી જહાજ કોણ ચલાવે તે પ્રભુ જાણે. પણ એટલામાં તો અમે ઇંગ્લાંડની ખૂબ જ નજીક પહોંચી જઈશું એમ મને લાગતું હતું.

અમારું જહાજ કિનારા પરના ઇંગ્રેજ ચોકીદારની નજરે પડી ન જાય તે ભયથી તુતક પરની બત્તીઓ ઓલવી નાંખવામાં આવી. જે જે ઓરડામાં બત્તી બળતી હતી તેની બધી જ બારીઓ પર ભૂરા પડદાઓ નાખી દીધા.

કેટલીક વાર પછી રા-તાઇ તુતક પર આવીને મારી પાસે ઊભો રહ્યો. તે વખતે ચંદ્રોદય થઈ ચૂકયો હતો. તેના આછા પ્રકાશમાં દૂર દૂર, સમુદ્રતટ પર પથરાએલા ધૂમસવર્ણા પર્વતો ભૂરાં વાદળાં જેવા દેખાતા હતા. તે દિશા તરફ આંગળી ચીંધતાં રા-તાઇ બોલ્યોઃ "જો, દૂર દૂર ઇંગ્લાંડના કિનારાની રેખા આછી આછી દેખાઇ રહી છે."

મેં કંઇ જ ઉત્તર આપ્યો નહિ. મંત્રમુગ્ધ જેવો બનીને હું તે જ દિશા તરફ તાકી રહ્યો !



## પ્રકરણ ૧૭ મું

### લંડનમાં

ધીમે ધીમે આગબોટ ઇંગ્લાંડના કિનારાની ખૂબ જ નજીક પહોંચી. દરિયાકિનારા પરની પર્વતમાળા ને પર્વતોની તળેટીમાં આવેલાં ગામડાંઓ અમને સ્પષ્ટ દેખાવા લાગ્યાં. હું થોડી જ વારમાં ઇંગ્લાંડ પહોંચી જઇશ એ વાતનો વિચાર આવતાં પહેલાં જેવો આનંદ મને થતો નહોતો. હવે પછી હું જીવનના કયા માર્ગનો પ્રવાસી બનીશ તે કોણ જાણતું હતું? રેબેકા સાથે કદિ ય મેળાપ થશે કે નહિ તે પણ કેમ જાણી શકાય?

પોતાની અલૌકિક શક્તિના પ્રભાવે રા–તાઇએ મને જે રીતે જકડી લીધો હતો તેથી ભવિષ્યમાં સુખશાંતિનો સંભવ જ ક્યાં રહ્યો હતો ?

તે વખતે રા–તાઇ મારી પાસે તુતક પર ચુપચુપ ઊભો હતો. મેં તેને પૂછ્યું: "ઇંગ્લાંડમાં ગયા પછી આપે શું કરવાનો વિચાર રાખ્યો છે ?"

રા–તાઇ બોલ્યો: "હજી સુધી તો કશું નક્કી કર્યું નથી. પણ લંડન ગયા પછી ત્યાં થોડા દિવસ રહેવાનો વિચાર રાખ્યો છે. અનુપ, આજે તારી સાથે કઠોર વર્તન ચલાવીને મેં તને જે કષ્ટ આપ્યું છે તે માટે મને અત્યંત શોક થાય છે. મારા જેવો વૃદ્ધ નજીવા કારણે કેમ ઉશ્કેરાઇ જાય છે તે તારા જેવો યુવાન બરાબર સમજી શકે નહિ. તું મારે માટે ગમે તે ધારતો હોય, પણ સાચે જ હું નીચ બુદ્ધિનો નથી. હું સ્વભાવે કઠોર હોત તો આટલા બધા દિવસ સુધી તારી સાથે સારું વર્તન ન રાખ્યું હોત. પણ પહેલેથી જ તેં મારી સામે નકામો વહેમ રાખ્યા કર્યો છે. તું મને ધિક્કારે છે એ હું સારી પેઠે જાણું છું. પણ અનેક આફતમાંથી મેં તને ઉગાર્યો છે, એટલું જ નહિ, મોતના મોંમાંથી મેં તને અનેક વાર બચાવી લીધો છે. તું મારો અતિથિ છે. અતિથિ પ્રત્યેની મારી જે જે ફરજ હોય તેમાંથી હું ચૂકતો હોઉં એમ મને લાગતું નથી. તું મારી આશ્રિત કન્યા રેબેકાને લઇને ભાગી છૂટયો હતો, પણ તે અપરાધ માફ કરીને તેને તારા હાથમાં સોંપવાની મારી સંપૂર્ણ તત્પરતા છે. તારે માટે આટલું કર્યા છતાં ય જો હું નીચ માણસ હોઉં, તો તું સારો માણસ કોને કહીશ ?"

શું મારા હિત ખાતર રા–તાઇએ આટલું બધું કર્યું હતું ? મારા જ સુખને માટે તે મને ઇંગ્લાંડ લઇ જતો હતો ? અનેક કારણો અંગે તેની આ વાતોમાં મને વિશ્વાસ પડતો નહોતો, છતાં આ વખતે તો મેં તેની સાથે વાદવિવાદ કર્યો નહિ. હું મૂગો જ રહ્યો.

મને મૂગો બેઠેલો જોઇને રા–તાઇ ફરી બોલવા લાગ્યો: "તારા હિત માટે–તારા કલ્યાણ ખાતર હું ગમે તે કરવા તૈયાર છું. હજી ય તું મારો અનુયાયી બને, મારી બધી આજ્ઞાની અવગણના ન કરે તો હું તારે માટે

શું શું ન કરું ? મારા વર્તનમાં કદાચ સ્નેહનો અનુભવ ન થતો હોય, પણ તારે માટે મને તો સાચ્ચે અપાર પ્રેમ છે. તું ઐશ્વર્ય ચાહતો હોય તો હું તને અનાયાસે અતુલ ઐશ્વર્યશાળી બનાવી શકું છું. ખ્યાતિ–પ્રખ્યાતિ માટે તને લાલચ હોય તો તારી એ આકાંક્ષા પૂરી પાડવાનું મારે મન કઠણ નથી. રેબેકા સાથે લગ્ન કરવા માગતો હોય તો તું પરદેશી ને વિધર્મી હોવા છતાં તેનો હાથ તારા હાથમાં સોંપવામાં મને જરાય વાંધો નથી. આ બધાં કારણોથી તું સમજી શકશે કે મારી મૈત્રી અને સ્નેહ ઉપેક્ષાપાત્ર નથી. તો પણ તું તો સર્વદા મારા તરફ શંકાની જ નજરે જુએ છે, એ વાત જાણતાં મને ભારે દુઃખ થાય છે.”

મેં કહ્યું: “રા–તાઇ સાહેબ, આપ અત્યાર સુધીમાં જે જે વાત કરી ગયા તેમાં આપની મહત્તા જોઇને મને પરમ આનંદ થયો. કેટલીક વાર હું આપની અપ્રીતિનો ભોગ થઇ પડયો છું, પણ આપે મારા બધા જ અપરાધ માફ કર્યા છે તેમાં આપની સહૃદયતા જ મને દેખાય છે. છતાં અનેક વેળા સામાન્ય કારણે કે અકારણે જે રીતે તમે મને ભય બતાવ્યો છે તેમાં ય મારા પ્રતિની આપની આકસ્મિક કરુણા મને વધારે પડતી લાગી છે. પહેલેથી માંડીને આજ સુધીમાં આપ મારા પ્રત્યે જે કઠોર વર્તન રાખતા આવ્યા છો, તેનો વિચાર કરીએ તો આપના પ્રત્યેની કૃતજ્ઞતા માટે વ્યાજબી કારણો હોવા છતાં ય આપની ભલમનસાઇમાં કંઇક શંકા મને આવી શકે કે નહિ તે આપના જેવા બુદ્ધિશાળી માણસ અનાયાસે સમજી શકે એમ છે.”

મારી વાત સાંભળી રા–તાઈ થોડી વાર મારા તરફ ત્રાંસી નજરે જોઇ રહ્યો. પછી બોલ્યો: “તારો દિમાગ જરા ગરમ થઇ ગયેલો લાગે છે. મગજ ઠંડુ પડે તે પછી બરાબર વિચાર કરી જોજે.”

કંઇક ગુસ્સે થઇને રા–તાઇ મારી પાસેથી ચાલ્યો ગયો. તે દેખાતો બંધ થયો તે પછી રેબેકા મારી પાસે ધીમે પગલે આવીને ઊભી રહી ને મૃદુ સ્વરે બોલી: “આપણે કિનારા નજીક આવી પહોંચ્યા છીએ. એટલે

કેબિનમાં ગુપચુપ મારાથી બેસી રહેવાયું નહિ. આપણે જહાજમાંથી ન ઊતરવા કહ્યું તેથી રા–તાઇએ આપણને અબૂધ માની લીધા છે, પણ આપણા સંકલ્પમાંની શુભ નિષ્ઠા માટે તો કોઇ જ સંદેહ રાખી શકે એમ નથી. હવે આ વહાણમાં જ પ્લેગે પ્રવેશ કર્યો છે, ને વળી ઇંગ્લાંડમાં પણ તેનો ઉપદ્રવ શરૂ થયો છે ત્યારે જહાજમાં પડી રહેવું વ્યાજબી ન ગણાય. હું કોઇ પણ કારણે આપને સંતાપવાની નથી. આપના સુખમાં જ મારું સુખ ને આપનું દુ:ખ એ જ મારું દુ:ખ—એ સિવાય મારી બીજી કોઇ જ વાંછના નથી. એટલું નક્કી માનજો."

થોડી વાર પર રા-તાઇ મને જે લાલચ બતાવી ગયો હતો તેની બધી વાત મેં રેબેકાને કહી સંભળાવી. મારી વાત સાંભળી લીધા પછી રેબેકા ગભરાઇને બોલી ઊઠી: "એની કોઇ પણ લાલચને વશ થશો નહિ. કયારે પણ એનો વિશ્વાસ કરશો નહિ. આજ સુધીના અનુભવ પછી પણ તમે એને ઓળખી શકયા નથી ? મારી ખાતરી છે કે આપણા સત્યાનાશ માટે જ એ શયતાન કોઇ નવું કાવતરું યોજી રહ્યો છે. મનમાં કોઇ સ્વાર્થજાળ ન હોય તો એના મુખમાંથી મીઠાં વચનો કદી નીકળતાં નથી."

હું બોલ્યો: "હું તેની લાલચમાં ફસાઉં ? એ કદી ન બને. તેની જોડે મારે ઝાઝા વરસનો પરિચય નથી, પણ તે કેવો ભયંકર માણસ છે તે તો હું સારી પેઠે જાણી ચૂકયો છું. છતાં ઇંગ્લાંડના કિનારા નજીક આવી ગયા પછી તે મારી સામે આમ પ્રલોભનો કેમ ધરી રહ્યો છે તેની મને સમજ પડી નથી."

મૃદુ હસતાં રેબેકા બોલી: "થોડા દિવસમાં જ તે જણાશે. એટલે જ ચેતતા રહેવું બહુ જરૂરનું છે તે હું ખાસ જણાવું છું."

ધીરે ધીરે જહાજ એટલું તો નજીક જઇ પહોંચ્યું કે કિનારા સાથે અથડાતાં મોજાંનો ધ્વનિ અમારે કાને અથડાવા લાગ્યો. લગભગ એક કલાક પછી તે ઊભું રહ્યું અને મદદનીશ કપ્તાન અમારી નજીક આવી ઊભો.

કપ્તાન બોલ્યો: "આપ તો થોડી જ વારમાં કિનારે ઊતરી પડશો. પણ હું આ શાપિત નૌકા લઈ જઇને શું કરીશ—કયાં જઇશ તે જ મને સમજાતું નથી. આ સ્ટીમરમાં લાંબો વખત રહેવાનું થશે તો તો પ્લેગમાં જ મારું મોત થશે. કોઇ કોઇ વાર થઇ જાય છે કે સ્ટીમર અહીં જ પડતી મૂકીને આપની સાથે કિનારે જ ઊતરી પડું."

રા–તાઇએ એની વાત કાને ધરી નહિ. અમે શું કરી શકીએ ? એનું દુઃખ જોઇને અમને પણ દુઃખ થયું, પણ તેમને માટે કંઈ કરવું તે અમારી શક્તિ બહાર હતું.

કપ્તાન જહાજને કિનારા નજીક એક ટેકરા આડે લઇ ગયો. પછી રા–તાઇને કહેવા લાગ્યો: "સાહેબ, આપ જલદી ઊતરી જાઓ. ટેકરા ઉપરથી કોઇ ચોકિયાત જોઇ જશે તો આફતનો પાર રહેશે નહિ. તમે બધા હોડકામાં બેસીને કિનારે ચાલ્યા જાઓ એટલે હું જહાજને દૂર લઇ જઇશ. હોડકું તમને મૂકીને આવે ત્યાં સુધી હું અહીં જ છું."

અમે ઝડપથી હોડકામાં બેસી ગયા. રાતને અંધારે સમુદ્ર શાંત હતો. કિનારે ઊતરતાં અમને કશી જ અડચણ નડી નહિ. હોડકામાંથી ઊતરી પડયા પછી સ્ટીમરના નોકરોને રા–તાઇએ સારી જેવી બક્ષિસ આપી.

અમે જ્યાં ઊતર્યાં હતાં ત્યાંથી થોડે દૂર સપાટ મેદાન હતું. થોડી જ મહેનતે મેદાનમાંથી સાંકડી કેડી પર અમે ચઢી ગયાં. તે માર્ગે અમે ત્રણ જણ મૂંગાં મૂંગા ચાલવા લાગ્યાં. એ ઘોર અંધારી રાત્રે ત્યાં માણસ પ્રાણીનો અવાજ જરા સરખો સંભળાતો નહોતો. માત્ર રસ્તાની ધારે ઊભેલાં ઝાડ ઘોર અંધકારમાં ભૂત જેવા લાગતાં હતાં. ચાલતાં ચાલતાં અમે એક ગામની નજીક પહોંચ્યાં. એ ગામમાં બધા માછીઓ જ રહેતા હતા. દૂર દૂર ગાજતા દરિયાનાં પાણીનો ઘોર અવાજ હજી ય અમારે કાને અથડાતો હતો. કકડતી ઠંડી પડતી હતી, આગબોટમાં તો એટલી બધી ઠંડી જણાઇ નહોતી. રેલ્વે સ્ટેશને પહોંચવા માટે અટકળે અટકળે અમે સૂમસામ ગામનો રસ્તો કાપવા લાગ્યા.

એ રીતે અમે ચારપાંચ માઈલ રસ્તો વટાવ્યો. રેબેકા માટે મને ખૂબ ચિંતા થતી હતી. રાતને વખતે આવો લાંબો ને કઠણ પ્રવાસ તે સહન કરી શકશે કે કેમ તે વિષે મારા મનમાં વારંવાર શંકા ઊઠતી. રા–તાઈ તો બેધ્યાનપણે ચાલતો હતો; અને શરીર ગરમ રાખવા માટે થોડીથોડી વારે ગજવામાંથી શીશી કાઢી તેમાંનો કશોક અર્ક પીતો હતો.

કેટલીય વાર પછી અમે રેલ્વે પાટા નજીક પહોંચ્યા! દૂર દૂર દીવાનો ઝાંખો પ્રકાશ જણાતો હતો. તે રેલ્વે સ્ટેશનનો દીવો હશે એવું અમે માની લીધું. એ જ દીવાને લક્ષ્ય તરીકે રાખીને ચાલતાં ચાલતાં અમે પ્લેટફોર્મ પર પહોંચી ગયાં. ત્યાં એક પણ માણસ જણાતું નહોતું. થાંભલા પરના દીવાના ઝાંખા અજવાળામાં સ્ટેશનનું નામ વાંચતાં જણાયું કે તે ટેરવર્થનું સ્ટેશન હતું.

સ્ટેશનની દીવાલ પર ટાઇમટેબલ હતું. તેના પરથી ખબર પડી કે રાત્રે ત્રણ વાગે ટ્રેન નૉરવીચ જતી હતી. તે વખતે રાતના અઢી વાગ્યા હતા. અર્ધા કલાકમાં જ ટ્રેન ત્યાં આવી પહોંચે એમ હતું.

સ્ટેશન પરના નાનકડા વેઇટીંગ રૂમમાં ટ્રેનની રાહ જોતા અમે બેઠા. ટિકિટકચેરી પાસે જઇને રા–તાઈ ટિકિટ લઇ આવ્યો. થોડી જ વારમાં ગાડી આવી પહોંચી. સ્ટેશન માસ્તરે ગાડીના પહેલા વર્ગનો દરવાજો ખોલી આપ્યો ને તેમાં અમે ત્રણે જણ ચઢી બેઠાં.

ગાડી ઝડપભેર ચાલવા લાગી. રાત્રે સાડા ત્રણ વાગે અમે નૉરવીચ સ્ટેશને પહોંચ્યા. અમે ત્યાં ઊતરીને લંડન જતી ગાડીમાં બેસી ગયાં. એ ગાડી કલાકના પચાસ માઇલના વેગે ચાલતી હતી.

અમારી ગાડી ઝડપભેર લંડન તરફ દોડવા લાગી. રા–તાઇ થોડો આઘો બેઠો હતો. મેં તેને પૂછ્યું: "લંડન જઇને આપ ક્યાં ઊતરવા માગો છો? હું તો મારે જ ઘેર ચાલ્યા જવાનો વિચાર કરું છું."

રા–તાઇ બોલ્યો: "જો અનુપ, આટલા દિવસ આપણે સુખદુઃખમાં સાથે જ ગાળ્યા છે: હવે લંડનમાં ગયા પછી તું અમને છોડીને ચાલ્યો

જવા માગે છે તે ઠીક ન કહેવાય. તું અમારી સાથે જ રહે એવી મારી ઇચ્છા છે. એજન્ટના કાગળ પરથી ખબર મળી છે કે તે મકાન નાનું નથી. આપણે એ જ મકાનમાં ખુશીથી એકઠાં રહી શકીશું. મેં તને કહ્યું જ છે કે રેબેકાનો હાથ તને સોંપવામાં મને લેશ પણ વાંધો નથી. મોડે કે વહેલે તેનાં ને તારાં લગ્ન થવાનાં જ છે એવું છે તો અમને છોડીને બીજે રહેવાની જરૂર જ શી છે?"

આ વાત સાંભળી રેબેકાનું મોં શરમથી રાતું થઇ ગયું. રા–તાઇની દરખાસ્તનો શું જવાબ આપવો તેનો હું વિચાર કરવા લાગ્યો. તેના જેવા હૃદયહીન નરરાક્ષસની સાથે રહેવામાં પૂરેપૂરું જોખમ હતું તેની મને સારી પેઠે ખબર હતી, પણ રેબેકાને છોડીને દૂર રહેવા જવાની મારી મરજી નહોતી. રા–તાઇ કશા પણ સ્વાર્થ વિના મને સાથે રહેવા જણાવતો હોય એવો વિશ્વાસ મને બેસતો નહોતો. તો પણ રેબેકાનો સંગાથ મારાથી કેમ છૂટે ? તેને મારાથી એકલી કેમ નંખાય? એટલે તેની વાત કબૂલી.

લંડનના લિવરપુલ સ્ટ્રીટનો રાજમાર્ગ વિશાળ છે. એ લત્તામાં અનેક પ્રતિષ્ઠિત ધનવાન વ્યકિતઓ રહે છે. એ લત્તાનાં ભાડાં પણ ભારે, એટલે મધ્યમ વર્ગના લોકો ત્યાં રહેતા નથી. સ્ટેશનથી ઘોડાગાડીમાં બેસીને અમે રા–તાઇના નવા ઘરને દરવાજે ઊભાં રહ્યાં ત્યારે એ પ્રચંડ મકાનને જોઇને મારા વિસ્મયની સીમા રહી નહિ. એ મકાનનું ભાડું હજારોને હિસાબે હોય તો નવાઇ નહિ !

અગાઉથી જ અમારે માટે એક ખંડ નક્કી થઈ ગયો હતો ઘોડા-ગાડીમાંથી ઊતરીને એ ખંડમાં જતાં મેં જોયું તો તે સારી પેઠે શણગા-રેલો હતો. પ્રેગની હોટલમાં મારો જે સરસામાન હતો તેને એ જ ખંડમાં એક ખૂણામાં નાખેલો જોઇને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ બધો સરસામાન અહીં કોણ લાવ્યું હશે ? કેવી રીતે તે આવ્યો હશે ? અમે ત્રણ જણ તો ખાલી હાથપગ લઇને 'નાઇટિન્ગેલ'માંથી ઊતર્યાં હતાં. અમારો સરસામાન પણ તેમાંથી ઉતારવામાં આવ્યો નહોતો, અને ઇંગ્લાંડથી

કોઇ જહાજ એને માટે આવ્યું હોય તે પણ શક્ય નહોતું. તો પણ પ્રેગમાં હું જે મૂકીને આવ્યો હતો તે મારી સામે જ પડયું હતું !–એ તે સ્વપ્ન કે જાદુલીલા?

## પ્રકરણ ૧૮ મું

### રંગરાગ!

લાંબા પ્રવાસ ને અનિયમિતતાથી રેબેકાનું શરીર ખૂબ જ લેવાઈ ગયું હતું. તેની એવી દશા જોઇને રા–તાઇએ તેને તરત જ ઊંઘી જવાનું કહ્યું. કંઇ પણ બોલ્યા વિના રેબેકા પોતાના શયનગૃહમાં ગઇ.

બીજે દિવસે રા–તાઇએ મને કહ્યું: "હવે તું સ્વતંત્ર છે. લાંબા સમય સુધી પરદેશમાં તેં ઘણું કષ્ટ વેઠયું છે. હવે કંઈ મોજમઝામાં પડી જા. તારા લગ્ન જેમ બને તેમ જલ્દી થઇ જાય એવી ગોઠવણ હું કરીશ."

મેં કહ્યું: "રેબેકા સાથે મારા લગ્ન કરવામાં આપને વાંધો નથી એ ખરું, પણ મારી આર્થિક સ્થિતિ કેવી છે, હું મારા પરિવારનું ભરણ–પોષણ કરવા શક્તિમાન છું કે કેમ તે વાત તો એક પણ વખત મને પૂછી નથી!"

રા-તાઈ બોલ્યો: "એ પૂછપરછ કરવાની જરૂર ન લાગવાથી જ મેં જિજ્ઞાસા દર્શાવી નથી. તારા જેવા પ્રતિભાશાળી ચિત્રકારને નાણાંનો કોઈ પણ વખત તોટો પડવાનો નથી એ વિષે મને પૂરેપૂરી ખાતરી છે. વળી મારી પાસે જે કંઇ છે તે બધું રેબેકાને જ મળવાનું છે. જો તું મારા બધા જ આદેશનું અક્ષરશઃ પાલન કરવાનો હોય તો મારી તમામ સંપત્તિ તારા જ હાથમાં આવવાની છે. એ બધી વાતનો આપણે પાછળથી વિચાર કરશું. પણ અહીં આવતાવેંત જ એક પંચાત આવી પડી છે. હું લંડન આવ્યો છું એ વાત ફેલાઈ જતાં જ કેટલાંક આમંત્રણપત્ર મારા પર

આવ્યાં છે. બધાં જ નિમંત્રણને કદાચ માન ન આપી શકું, પણ કોઈ કોઇ સ્થળે તો જવું જ પડશે."

આમ કહી વીસપચીસ આમંત્રણપત્રો રા–તાઇએ મારા હાથમાં મૂકયા ! મેં જોયું તો તેમાંના ઘણા સ્થળેથી મને પોતાને પણ આમંત્રણ મળ્યાં હતાં. અમે લંડન પાછા આવ્યાં છીએ એ સમાચાર કઇ રીતે ફેલાઇ ગયા હશે ? એ બધાં નિમંત્રણોમાં ડચેસ ઓફ એમરશામનો પત્ર વિશેષ લલચાવનારો હતો. તેને ત્યાં નૃત્યસમારંભમાં હાજર રહેવા માટે આમંત્રણ હતું. ડચેસે રા–તાઇને નિમંત્રણ આપ્યું હતું !

મેં રા–તાઇને પૂછ્યું: "ડચેસ ઓફ એમરશામ સાથે આપને ઓળખાણ છે ?"

ધીમું હસીને રા–તાઈ બોલ્યો: "એમની સાથે તો મારે ઘણા વખતથી ઓળખાણ છે. બીજે કશે ન જાઉં તો ભલે, પણ એમના નિમંત્રણને તો મારે માન આપવું જ જોઇએ. ત્યાં રેબેકાને ય ઇજન છે. આપણે ત્રણે જણ સંગાથે ત્યાં જઇશું."

મેં કહ્યું: "શિષ્ટાચાર ખાતર એ આમંત્રણને માન આપવું એ આપની તો ફરજ છે, પણ રેબેકાને ય સાથે લઇ જવામાં જોખમ નથી ? મને લાગે છે કે તેના આરામમાં ભંગ ન કરીએ એ જ ઉચિત છે."

રા–તાઇ બોલ્યો: "રેબેકાની તબિયત તું ધારે છે તેટલી ખરાબ નથી. દવા વખતસર પેટમાં ન ગઇ હોત તો તેનો રોગ કઠિનસાધ્ય થઈ પડત. પણ હવે તેનું શરીર એવું વળી આવ્યું છે કે તેને સાથે લઈ જવામાં કશી જ અડચણ નથી. ડચેસને ઘેર રાત્રે અગિયાર પછી જવાનું છે. તે પહેલાં તારી સાથે બેચાર બીજાં ઘર ફરી વળવાનો મારો વિચાર છે. અનેક દિવસ આપણે એકધારું જીવન જીવ્યા છીએ. આજે હવે જરા નવીનતા માણીશું. સૌથી પહેલાં આપણે 'એરિસ્ટોક્રેટિક કલબ'માં જઇશું. ત્યાં ભોજન વગેરે પતાવીને લંડનમાં જે જે મોજશોખનાં સ્થળો છે ત્યાં ફરી વળીશું. મારી સાથે તને ઘણું જાણવાનું પણ મળશે. એ બધાં સ્થળે

ફરી આવ્યા પછી રાત્રે બાર વાગે અહીં પાછાં આવીશું. પછી રેબેકાને સાથે લઇને ડચેસને ઘેર જઇશું. એ ગોઠવણમાં તને કંઈ વાંધો છે ?"

મારે કશો જ વાંધો નહોતો. સાંજ પડતાં અમે યોગ્ય રીતે સજ્જ થઇને એક ગાડી ભાડે કરી 'એરિસ્ટોક્રેટીક કલબ' તરફ ચાલ્યા. ત્યાં જતાં અમને દસ મિનિટથી વધારે વખત લાગ્યો નહિ. એ કલબને લંડનની સર્વોત્કૃષ્ઠ કલબ કહેવામાં જરા ય [illegible]ાયોક્ત નથી. કલબના બધા જ સભ્યો પ્રતિષ્ઠિત ને પ્રખ્યાત માણસો હતા. રા-તાઇને એનું સભ્યપદ કેવી રીતે મળ્યું હતું તે સમજાયું નહિ. મને આશ્ચર્ય પણ ન થયું. કારણ કે લંડનમાં જ નહિ પણ કેરો, હેમ્બર્ગ, પ્રેગ વગેરે સર્વ સ્થળે યુરોપના તમામ પાટનગરોના પ્રતિષ્ઠિત સમાજમાં રા-તાઈ સારી પેઠે પરિચિત ને સન્માનિત હતો! એનું રહસ્ય હું આજ દિવસ સુધી પામી શક્યો નથી!

કલબના દરવાજા પાસે જઈ ગાડી ઊભી રહેતાં જ, દરવાનોએ અમને ઝૂકી ઝૂકીને સલામ કરી. પછી જાતજાતના ચિતરામણવાળાં આરસનાં મોટાં મોટાં પગથિયાં વટાવી અમે એક વિશાળ ખંડમાં પેઠાં. ત્યાં સ્વર્ગે ગયેલા ને જીવતા સભ્યોનાં તૈલચિત્રો દીવાલો પર ટાંગેલાં હતાં. એ ખંડમાં થઇને અમે ભોજનખંડમાં ગયા. આવો સુસજ્જિત ભોજનખંડ મેં જીવનભરમાં જોયો નહોતો. તે જેટલો પહોળો હતો, તેટલો જ ઊંચી ઊભરણીનો હતો. યુરોપના મહાસમૃદ્ધ સમ્રાટોનો ભોજનખંડ પણ આવો મનોહર ને સુસજ્જિત કદાચ ન હોય! ભોજનખંડની બારીમાંથી નદીનું દશ્ય સારી પેઠે જોઇ શકાતું હતું. એ બારી પાસે એક ટેબલની સામે રા-તાઇએ બેઠક લીધી. પછી પોતાના જમણા હાથ પર એક ખુરસી બતાવી મને બેસવાની ઇશારત કરી. કંઇ પણ બોલ્યા વિના હું તે ખુરસી પર બેસી ગયો.

રા-તાઇ બોલ્યો. "ખાવાપીવાની બાબતમાં હું સાવ ઉદાસીન છું એ તો તું જાણે જ છે. પણ કયા દેશની કઈ હોટલમાં સરસ ને મને અનુકૂળ ભોજન મળે છે તે મારાથી અજાણ્યું નથી. આખા યુરોપમાં માત્ર

ચાર જ હોટલમાં મને મનગમતું ભોજન મળે છે. પહેલી છે સેન્ટપિટર્સ-બર્ગની લાડીમાર કલબ, બીજું વિયેનાનું માર્ટોનિક રેસ્ટોરાં, ત્રીજું પારિસનું કાફે–ડિ–પાર્નેસસ ને ચોથી લંડનની આ એરિસ્ટોક્રેટિક કલબ! તું કદાચ આ કલબમાં આવ્યો પણ હશે, નહિ?"

મેં કહ્યું: "ના, આ કલબમાં આજે હું પહેલી જ વાર આવું છું. પણ આપે કલબની જે પ્રશંસા કરી છે, તે મને સાચી જ લાગે છે."

થોડી જ વારમાં ટેબલ પર ખાણું આવ્યું. આવી ઉત્કૃષ્ટ ભોજન-સામગ્રી જીવનમાં મેં પહેલી જ વાર જોઇ હશે. રા–તાઇની સામે પણ ભરપૂર ભોજન આવી પડયું. પણ તેણે તો એકે ચીજને સ્પર્શ સરખો કર્યો નહિ! તો પછી આ કલબમાં તે કેમ આવ્યો હશે? મને જરા ય સમજ પડી નહિ! જ્યાં સુધી મેં ભોજન લીધું ત્યાં સુધી જાણે વરસોનો મિત્ર હોય તેમ તેણે મારી સાથે વાતચીત કર્યા કીધી!

રાત્રે આઠ વાગતાં કલબના સભ્યો એકઠા થવા લાગ્યા. કલબના બધા જ સભ્યો પ્રતિષ્ઠિત ને અગ્રગણ્ય નાગરિકો હતા. બધાએ જ કીમતી પોશાક પહેર્યા હતા. બધા જ રસિક અને શિષ્ટાચારવાદી. થોડી જ વારમાં કલબનો વિશાળ ખંડ ખડખડાટ હાસ્ય ને જાતજાતનાં ગપ્પાંસપ્પાંથી ગાજી ઊઠયો. દારુની બાટલીઓ ઊડવા લાગી. દુ:ખદગ્ધ સંસારથી બળ્યાઝળ્યા બધા જાણે હૈયાંની વરાળને ઠારવા થોડા વખત માટે આ નંદન–ભુવનમાં એકઠા થયા હતા!

એ શંભુમેળા તરફ તુચ્છકારભરી દૃષ્ટિ ફેંકી રા–તાઇ મને કહેવા લાગ્યો: "તું જુએ છે તે લંડનના વિલાસી સમાજનું દૃશ્ય છે. તું પરદેશી છે એટલે એ દૃશ્યથી કદાચ તું પરિચિત નહિ હોય. જે કઠોર આત્મત્યાગ, સત્યાનુરાગ અને ધર્મભીરુતા ઇંગ્રેજ પ્રજાના જાતિગુણ હતા તેને લીધે ઇંગ્રેજો દુનિયાની બધી પ્રજાઓમાં ઉચ્ચ પદ મેળવવા સમર્થ બન્યા છે. એ ગુણોના કેટલાક અંશ તેઓમાં હજી કાયમ રહ્યા છે. એટલે તેઓ આજે ય દુનિયામાં મહાપરાક્રમી અને અજેય ગણાય છે. પણ

ઈંગ્લાંડના શ્રેષ્ઠતમ સમાજમાં પણ ધીમેધીમે એ બધા ગુણોનો અભાવ દેખાવા લાગ્યો છે. જે ઉચ્ચ કુળના નબીરાઓ ખાણીપીણી ને ઘડીભરના આમોદપ્રમોદ માટે અહીં એકઠા થયા છે તેમાંના ઘણાને હું ઓળખું છું. એમાંના ઘણા પોતાના પૂર્વજોના ઉમદા ગુણો તજી દઇને ઘોડદોડ, વ્યસનો ને વિલાસિતામાં બાપદાદાએ એકઠી કરેલી સંપત્તિસમૃદ્ધિ ઉડાવી રહ્યા છે. ઘણાની સાથે તારો પરિચય કરાવત, પણ વખત ક્યાં છે? હવે આપણે ચાલવા માંડીએ. આ દેશના અગ્રણી લોકો ક્ષણિક આનંદ માટે કેટલો અમૂલ્ય સમય ને મહામહેનતે એકઠું કરેલું ધન વેડફી રહ્યા છે તે જોઇને તેઓની રુચિ, પ્રવૃત્તિ ને રીતિનીતિનો તને થોડી જ વારમાં સારો પરિચય થઇ ગયો હશે!"

કંઇ પણ બોલ્યા વિના રા–તાઇ સાથે કલબમાંથી નીકળીને હું ઘોડાગાડીમાં બેઠો. થોડી વારમાં અમે એક નાટયગૃહમાં જઇ પહોંચ્યાં. 'પેરેડાઇઝ થિયેટર.' થિયેટરની બહારની બાજુ દીપમાળ ને પુષ્પમાળાઓથી સજાવેલી હતી. દરવાજા આગળ વિપુલ માનવમેદની એકઠી થઇ હતી. મહામહેનતે એ મેદની ચીરીને અમે મેનેજરની કચેરીમાં પેઠા. મેનેજર સાથે રા–તાઇને ઠીક ઘરોબો હોય એમ મને લાગ્યું. રા–તાઇને જોતાં જ તેણે માનભેર સલામ કરી અને અમને 'બોક્ષ'માં બેસાડવા માટે અમારી સાથે આવ્યો. હજી નાટક શરૂ થયું નહોતું. પડદો પણ ઊપડયો નહોતો. નાટકના પૂર્વરંગ જેવા તીણાં વાદ્યો વાગી રહ્યાં હતાં. થિયેટરના તમામ વર્ગ ચિકાર થઈ ગયા હતા. પ્રેક્ષકોના આનંદનો પાર નહોતો.

બધા પ્રેક્ષકો પ્રત્યે ઘૃણામિશ્રિત દૃષ્ટિ ફેંકીને રા–તાઇ મને કહેવા લાગ્યો: "લંડનના સમાજનું આ બીજું એક દૃશ્ય બરાબર જોઇ લે. નાટક શરૂ થતાં જ પ્રેક્ષકોમાંથી અનેક જણ વાતચીત કરવા મંડી પડશે, કેટલાક નશામાં ચકચૂર બનીને શિયાળવાં પેઠે હો હો કરી મૂકશે, તો કેટલાક લોલુપ નજરે નટીઓ તરફ જોઇ રહેશે! અભિનય દ્વારા બોધ લેવા અહીં

કાણુ આવ્યું હશે ? નાટયાનંદનો ઉપભોગ કરવા જે આવ્યા છે તેમાંના કેટલા શાંત બનીને ઠેઠ સુધી સાંભળશે તે બરાબર જોઈ લેજે."

નાટક શરૂ થતાં મે જોયું તો પ્રેક્ષકો માટે રા–તાઇએ અભિપ્રાય આપ્યો હતો તે ખોટો નહોતો. જેવા પ્રેક્ષક હતા તેવું જ નાટક પણ હતું ! નાટક ખૂબ શૃંગારિક ને કુરુચિથી ભરપૂર હતું. છતાં પ્રેક્ષકો તો આનંદભેર તે માણી રહ્યા હતા ! નાટક જોતાં મને તિરસ્કાર છૂટવા લાગ્યો. મને થયું: આ બધા લોકો આવા હલકા આનંદમાં કેટલા પૈસા અને વખત ગુમાવી રહ્યા છે ! તેમના કલ્યાણની આશા જ કયાં હોઇ શકે ? રા–તાઇની તરફ જોયું તો ખુરસી પર બેઠો બેઠો હર્ષોન્મત્ત પ્રેક્ષકોનો આનંદ તે નિહાળી રહ્યો છે. તેની આંખો ક્રોધથી પહોળી બની ગઇ છે. હોઠ ઘૃણાથી વંકાઇ ગયા છે. તેના મોઢા પરના ભાવ જોઇને મને થયું કે તેનું ચાલે તો જાણે પ્રેક્ષકસમૂહ સાથે આખા થિયેટરને ભસ્મ કરી નાંખે !

મારા તરફ જોઇ ઉશ્કેરાયલા સ્વરે તે બોલ્યો: 'તું નાટક જુએ છે ? સંસ્કારી માણસ પણ પોતાની પત્નીદીકરી સાથે આવું નાટક જોવા કેમ આવતા હશે તે જ હું સમજી શકતો નથી ! જેવા પ્રેક્ષકો તેવી જ અભિનેત્રીઓ ! જો, કેવી અર્ધનગ્ન દશામાં નિર્લજ્જ પેઠે નાચી રહી છે ! જાણે પોતે સરસ નાચી રહી છે એમ જ બધી માનતી લાગે છે. પણ એમનામાં નૃત્યકલાની આવડતનો અંશ સરખો ય તને દેખાય છે ? આટલા બધા સારા દેખાતા માણસો પણ આવા નૃત્ય જોઈ કેમ સંતોષ પામતા હશે તે મને તો સમજાતું નથી. પ્રજાનું અધઃપતન ન થયું હોય તો આવો અધમ રસાસ્વાદ ચખાડવાની કોઇ હિંમત પણ કરી શકે નહિ. વળી હાલહાલમાં આ લોકો દુનિયાની પ્રાચીન સંસ્કૃતિઓની સમાલોચના કરવા નીકળી પડયા છે ! એશિયા ને આફ્રિકાના રહેવાસીઓને અસભ્ય, જંગલી ગણી તેઓ તેમની વિડંબના કરી રહ્યા છે ! પણ એ દંભદર્પ કાયમ ટકવાનાં નથી. ટૂંકમાં જ એવો સમય આવવાનો છે કે આ ગોરા મદમત્તોના આર્તનાદથી સમગ્ર યુરોપ બહેરું થઇ જશે. એની અશ્રુધારાથી નદીઓ ઉભરાશે. જો, પહેલા અંકનો પડદો પડી ગયો. નાટક તો આપણે સારી પેઠે જોઇ લીધું.

હવે અહીં પળ વાર પણ થોભવાની જરૂર નથી. ચાલ, હવે બીજે કોઇ ઠેકાણે ઊપડીએ."

નાટકઘરમાંથી નીકળીને અમે ગાડીમાં બેઠા. પછી ચેરિંગક્રૉસની દિશાએ ઊપડયા. બહુ રાત વીતી નહોતી એટલે રસ્તાની પગથીઓ માણસોથી ચિકાર હતી. દીપમાળાઓથી ઝાકઝમાળ માર્ગો પર સંખ્યાબંધ વાહન દોડતાં હતાં. કેટલીક વાર પછી 'ઓકસીડેન્ટલ'મ્યુઝીક હોલ નામના સંગીત-ભુવનના દરવાજા આગળ પહોંચ્યા.

ગાડીમાંથી ઊતરીને રા–તાઇ કહેવા લાગ્યો: "ચાલ, અહીંના રંગરાગ જરા જોઇ લઇએ."

સંગીતભુવનના દરવાજા બહારથી ટકિટ લઇને અમે માળે ગયા. અંદર ગયા ત્યારે પ્રેક્ષકોથી આખો વર્ગ ચિકાર થઇ ગયો હતો. કયાંય ફાંફા ન મારતાં અમે એક ખૂણે ખાલી બેઠક પર ગોઠવાઇ ગયા. તમાકુના ધૂમાડાથી અને દારૂની છાકથી મારો જીવ ઘડીભર ગુંગળાઇ ગયો. રંગમંચ પર લગભગ નગ્ન દેહે કેટલીક યુવતી ગાંડાતુર નાચ કરતી હતી. જાણે સ્ટેજ ઘડીકમાં તૂટી પડશે, કે શું એવો ઉન્માદભર્યો તેમનો નાચ હતો.

તે દિવસે એક ગીતનાટય ચાલુ હતું. જેવાં ગીત તેવું જ નાટક! કેટલીક વાર બેઠા પછી રા–તાઇ બોલ્યો: "અહીંના લોકોનો આનંદ–રસ જોયો? આ નાટક પણ જેમ જેમ લંબાતું જશે તેમ તેમ બીભત્સ રસ વિના તને કશું જોવા ન મળે. ચાલ, અહીં વધુ વખત ગુમાવવો નકામો છે."

લગભગ દસેક મિનિટ પછી અમે પાર્લામેન્ટના મકાન તરફ ઊપડયા. ઉમરાવ સભાના ભુવનમાં જઇને જોયું તો તેમાં યુરોપી પ્લેગના ઉપદ્રવને લગતી ઉગ્ર ચર્ચા ચાલી રહી હતી. સભ્યો ને પ્રેક્ષકોથી ગેલેરીઓ ચિકાર થઇ ગઇ હતી.

અમે સભ્યોનું વાગ્યુદ્ધ સાંભળવા લાગ્યા. પોતાના પક્ષની જીદ ખરી કરવા એક પક્ષ પોતાના વિરુદ્ધ પક્ષ પર જલદ આક્રમણ કરી રહ્યો હતો. એક પક્ષ સીધી વાત કરતો હતો તો પણ માત્ર પોતાની જીદ જ ખરી

કરવા બીજો પક્ષ જોરશોરથી વિરુદ્ધમાં ચર્ચા ચલાવતો હતો. જાણે પ્રતિ-પક્ષીને વાગ્યુદ્ધમાં પરાસ્ત કરવા જ બંને પક્ષોએ વ્રત લીધું હોય એમ લાગતું હતું ! કેટલાક વકતાનાં ઉદ્ધતાઈ ને દંભ જોઈ મારા મનમાં વિસ્મયનો પાર રહ્યો નહિ !

ધીમે ધીમે રાત વધતી ચાલી. રેબેકાને ડચેસ ઓફ એમરશામની નાચ-મિજલસમાં લઈ આવવાની હતી એટલે અમે ઝડપભેર મુકામે ચાલી નીકળ્યા.

મિજલસલાયકનો પોશાક પહેરીને રેબેકા અમારી રાહ જોતી જ બેઠી હતી. એ પોશાકમાં તે ખૂબ જ દીપતી હતી. આનંદ ને ઉત્સાહથી તેનું મુખ પ્રફુલ્લ હતું. તેની પ્રશાંત આંખો ચંચળ જણાતી હતી. વધારે ન રોકાતાં રેબેકાને સાથે લઈને અમે ડચેસના ઘર તરફ ઊપડયા.

મિજલસમાં જઈને જોયું તો ત્યાં લંડનની ઘણીક પ્રતિષ્ઠિત ને સંસ્કારી વ્યક્તિઓ એકઠી થઈ હતી. પાર્લામેન્ટના મંત્રીમંડળના કેટલાક સભ્ય પણ ત્યાં જણાતા હતા. ગામડાંઓમાં રહેતા ઉમરાવો ત્યાં આવ્યા હતા તેમને મેં અહીં પહેલી જ વાર જોયા ! તેઓના પોશાકના આડંબરથી ઘડીભર મારી આંખો મીંચાઈ ગઈ ! કેટલાક ધનપતિઓની કન્યાઓ પણ આમંત્રણને માન આપી પધારી હતી. કેટલાંક પ્રતિષ્ઠિત કુટુંબોના કુંવારા નબીરાઓ તેઓની સાથે ઘૂમી ઘૂમી મનોરંજન મેળવવાનો પ્રયાસ કરી રહ્યા હતા. ચોમેર ગોરાં ગોરાં મુખવાળી સુંદરીઓ સાથે ઈંગ્રેજ યુવકોને ઘૂમતા જોઈને મારા મનમાં એક ઉપમા સહેજે ઊપસી આવી કે યુવતી જાણે ખીલેલું કમળ છે અને કાળાં વસ્ત્રોમાં સજ્જ યુવકો જાણે ભ્રમર છે ! ફૂલમાંનું મધ ચૂસવા માટે તેઓ કમળની આસપાસ જાણે ગુંજન કરી રહ્યા છે. મિજલસમાં મેં અનેક રૂપવતીઓ જોઈ ને સોહામણા પુરુષો પણ જોયા, પણ રેબેકા જેવી સુંદર યુવતી ને રા–તાઈ જેવો કદરૂપો માનવી તો મને કોઈ દેખાયાં નહિ. અહીં એકઠી થયેલી અનેક પ્રતિષ્ઠિત ને અગ્રગણ્ય વ્યક્તિઓ સાથે રા–તાઈને ઓળખાણ હતી તે જોઈને મારા આશ્ચર્યની સીમા રહી નહિ. વધુ નવાઈની વાત તો એ હતી કે દરજ્જે

ને ધનથી તે બધે સન્માન પામતો હતો ! ઈંગ્લાંડના ઉમરાવ કુટુંબો સાથે પણ રા–તાઇને આવી ઓળખાણ હશે તેની મને આજે પહેલી જ વાર ખબર પડી. અનેક રૂપાળી શ્વેતાંગનાઓ અદેખાઇભરી નજરે રેબેકા તરફ જોવા લાગી અને અનેક સંસ્કારી ઈંગ્રેજ યુવકો પણ એ રૂપવતી યહૂદી કન્યાની રૂપમાધુરીથી આશ્ચર્યચકિત બની પોતાના મિત્રો સમક્ષ તેના પરિચય માટે ખટપટ કરવા લાગ્યા.

નૃત્યનો આરંભ થયો. આવા નૃત્યથી હું ટેવાએલો નહોતો. પણ અહીં તો ઇચ્છા ન હોવા છતાં ય એક ઉમરાવની દીકરી સાથે મારે નૃત્ય કરવું પડયું સાચું કહું તો આટલો બધો વખત વિલાયતમાં રહ્યા છતાં મને યુરોપનું સમૂહનૃત્ય કેમે પસંદ પડયું નથી. આપણા સંસ્કારની ભિન્નતા એનું કારણ હોય એમ મને લાગે છે. લાલ લાલ ચામડી ને પાકા વાળ-વાળા વૃદ્ધો સુંદર યુવતીઓને બાથ ભીડી, હાથમાં હાથ મેળવી, કયારેક ચંચળ ચરણે તો કયારેક કૂદકા મારી ઉન્મત્ત જેવાં નૃત્યો કરે; બબ્બેનાં જોડકાં ટોળું વળીને વેગબંધ ઘૂમતાં ફરે—એ દશ્ય મારા જેવા પૂર્વ-વાસીને તો ઘૃણાજનક લાગે પણ ઇતર દેશના સામાજિક રિવાજની સમાલોચના કરવી એ અજુગતું ગણાય.

લગભગ રાત્રે બે વાગ્યે મિજલસનો અંત આવ્યો. મિજલસ વિસર્જન પામી એટલે રેબેકાને સાથે લઇ અમે મુકામ તરફ ઊપડયા. રાત્રિ ખુશનુમા હતી, ઠંડો ઠંડો પવન વાતો હતો એટલે મને વાતાવરણ આરામદાયક લાગતું હતું. આકાશમાં કયાં ય વાદળ ઘેરાયલું નહોતું. ચકચકિત તારા ગગનમંડળમાં પ્રકાશી રહ્યા હતા.

રસ્તે રા-તાઇ બોલ્યોઃ "આપણું રાત્રિભ્રમણ હજુ પૂરું થયું નથી. રેબેકા ગાડીમાં ઘેર જશે. ચાલ, આપણે બે જણ હજી જરા ભટકી આવીએ."

ખૂબ મોડી રાત થઇ હતી. હું ખૂબ થાકી ગયો હતો. વધુ ભટકવાની મારી ઇચ્છા નહોતી. પણ રા–તાઇની ઇચ્છા વિરુદ્ધ હું કંઇ જ બોલી શકયો નહિ. ગાડી થંભાવી અમે બંને જણ ઊતરી પડયા. રા–તાઈના

હુકમથી રાવત રેબેકાને લઇ મુકામે ગયો.

કેટલેક દૂર સુધી પગપાળા ચાલીને અમે એક ગાડી ભાડે કરી, અને એ જ ગાડીમાં બેસી 'કોનવેન્ટ ગાર્ડન' નામના મહોલ્લામાં 'ફેન્સી ડ્રેસ-બૉલ' જોવા ચાલ્યા. રા–તાઇ બોલ્યો: "અહીં ઇંગ્રેજ સમાજના આનંદ રસનો એક વધુ નમૂનો તને જોવા મળશે."

આ નાચઘરમાં જઇને જોયું તો અસંખ્ય નટનટીઓ ઝાકઝમાળ પોશાકમાં સજ્જ થઇને વાદ્યના તાલે તાલે નૃત્ય કરી રહ્યાં હતાં. દૃશ્ય રંગબેરંગી હતું. બીજો કોઇ દિવસ હોત તો એ નૃત્યગીત અમે નિરાંતે માણ્યું હોત, પણ રાત પૂરી થવા આવી હતી ને હું ખૂબ થાકી ગયો હતો એટલે મને કંટાળો આવી ગયો. ઉપરાંત એ બધા પર આગળ મુજબ રા–તાઇની ટીકાઓની ઝડી વરસતી જ હતી. એ એકની એક વાત કરતાં તેને કંટાળો કેમ ન આવતો હોય તે જ મારાથી સમજાતું નહોતું. જ્યાં જ્યાં અમે જતા ત્યાં ત્યાંના લોકોનાં આનંદલિપ્સા ને ઉચ્છૃંખલતા જોઇને તે શાપ વરસાવતો હતો: આ લોકોનું થોડા જ વખતમાં સત્યાનાશ વળી જવાનું છે. એ લોકોનો દેશ સ્મશાન જેવો બની જવાનો છે વગેરે. મને તો એની શાપવાણીમાં કંઇ જ અર્થ તે વેળાએ દેખાતો નહોતો.

થોડી વારે ત્યાંથી બહાર નીકળ્યા. રસ્તે આવતાં રા–તાઇ બોલ્યો: "સાંજથી માંડીને આટલી રાત સુધી આપણે અનેક સ્થળે ફરી વળ્યા; અતિ ઉચ્ચ સમાજથી માંડીને સાધારણ સમાજના લોકો કેવે પ્રકારે રાત્રિનો આનંદ લૂંટી રહ્યા છે, એ બધું તેં એક જ રાતમાં જોયું. પણ આ દેશના અશિક્ષિત અને શ્રમજીવી લોકો રાત્રિનો આનંદ કેમ લૂંટે છે તે ન જુએ તો આપણું રાત્રિ-ભ્રમણ અધૂરું જ ગણાશે. હવે આપણે લગભગ નરકના દ્વાર આગળ આવી પહોંચ્યા છીએ. ચાલ, એક વાર જરા નરકના દર્શન કરી આવીએ."

મેં કંઇ વાંધો કાઢયો નહિ. ડોસો તો હજી જરા ય થાકયો નહોતો. તે તો પહેલાં જેવા જ વેગ ને ઉત્સાહથી ધપી રહ્યો હતો. ઝળાંઝળાં

રાજમાર્ગ પર થઇને અમે બંને ચાલતા ચાલતા શહેરના દરિદ્રવાસ તરફ વળ્યા. દૂર દૂરના ટાવરમાં ટનન ટનન કરતા ત્રણના ટકોરા પડયા !

એક અંધારી સાંકડી ગલીમાં થઇને અમે એક મેદાનમાં આવી પહોંચ્યા. ત્યાં પચીસ ત્રીસ જણ એકઠા થઇને શોરબકોર મચાવી રહ્યાં હતાં. નજીક જ દારૂનું પીઠું હતું. આખા દિવસનો થાક ઉતારવા દારૂ પીને તેઓ આનંદ માણી રહ્યા હતા. વળી બેચાર ડગલાં આગળ ગયાં ત્યાં એક ગુંડો કોઇ નિરાધાર સ્ત્રીનો હાથ પકડી ખેંચાખેંચી કરી રહ્યો હતો. એ બિચારીના આર્તનાદ સાંભળવાની પણ કોઇને પરવા નહોતી. કેટલાંક ડગલાં દૂર બેએક જણ હાથોહાથની ઝપાઝપી પર આવી ગયા હતા. એક બીજા પર હુમલા કરી તેઓ મારામારી કરી રહ્યા હતા. એટલા આખા ભાગમાં કોઇ ચોકીદાર કે સિપાઇ પણ જણાતો નહોતો. સાચે જ એ સ્થળ નર્યું નરકાગાર જ હતું. ત્યાં કોઇના ધનપ્રાણ બચાવનારું કોઇ નહોતું. એ તો શું, પણ ધોળા દિવસેય કોઈ કોઇનું ખૂન કરે તો વાંધો આવે એવું જણાતું નહોતું. હું એકલો હોત તો ત્યાં જવાની હિંમત પણ કરી શકત નહિ. રા–તાઇની સંગાથે જ આગળ વધવાની હિંમત કરી શકયો.

ત્યાંથી થોડે દૂર આગળ વધીને રા–તાઇ એક રસ્તા સામે જઈ ઊભો. બાજુમાં એક માળનું ને એક જ બારણાવાળું મકાન હતું. બારણું બંધ હતું. રા–તાઇએ પાસે જઇને બારણા પર ટકોરા માર્યા. થોડી વારે એક સ્ત્રીએ અધું બારણું ખોલી બહાર ડોકું કાઢયું. રા–તાઇએ તેના કાનમાં કંઇક કહ્યું.

સ્ત્રી બોલી: “આપ આવ્યા છો તેની પહેલાં તો ખબર જ પડી નહિ. બારણું ખોલી દઉં છું, પણ આપની સાથે કોણ છે ?”

રા–તાઇ બોલ્યો: “એ મારા મિત્ર છે. કશો જ વાંધો નથી.”

“ત્યારે તો આવો.” એમ કહી બારણું ખોલીને સ્ત્રી એક બાજુ સરીને ઊભી. અમે ઘરમાં પેઠા. સ્ત્રીએ અંદરથી પુનઃ આગળો મારી દીધો.

પછી એક બત્તી પકડી આગળ ચાલી. અમે તેની પાછળ પાછળ ચાલ્યા.

એક ઓરડામાં પ્રવેશતાં જ દુર્ગંધથી અમારું મગજ ફરી ગયું. આવા દુર્ગંધમય ઘરમાં હું જિંદગીભરમાં પહેલી જ વાર પેઠો હતો. ઓરડામાં બીજું કોઇ દેખાતું નહોતું. અમારી આગળ ચાલતી સ્ત્રીએ બીજા એક ઓરડાના બારણાં પાસે આવીને દીવાલ પર હાથ મૂકયો. પછી એક ગુપ્ત સ્પ્રીંગ પકડીને ખેંચી. એકદમ ટન ટન કરતો ઘંટ વાગી ઊઠયો ને સાથે સાથે બારણાં પણ ખૂલી ગયાં.

બારણામાં થઇને અમે ખંડમાં પેઠા. ખંડની વચ્ચોવચ એક ઝગઝગાટ દીવો બળતો હતો. થોડે દૂર મોટું ગોળ ટેબલ હતું. તેની ચારે બાજુ ગોળાકારે બેસીને વીસપચીસ પુરુષ ને સ્ત્રીઓ જુગાર રમી રહ્યાં હતાં.

અમને જોતાં જ બધાં એકસામટા ઊઠીને ઊભાં થઇ ગયાં. ટેબલ પર બાજી રમવા માટે રાખેલા પૈસા તેમણે ટપોટપ સંતાડવા માંડયા. એ લોકો અમને પોલિસ સમજ્યા હતા. અમારી સામે ડોળા ઘૂરકાવી તેઓ અમારા પર હુમલો કરવાની તૈયારી કરવા લાગ્યા. જરાય શરમાયા વિના કહી દઉં કે બીકથી હું તો સરકીને રા–તાઇની પાછળ લપાઇ ગયો !

પણ ગેસબત્તીના અજવાળામાં રા–તાઇને ઓળખી જતાં જ તેઓ ઠંડા પડી ગયા. રા–તાઇએ ગજવામાંથી એક ગીની કાઢીને તેઓને દારૂ પીવા બક્ષિસ આપી. દારૂ પીવા માટે પૈસા મળતાં જ તેઓ આનંદની કિકિયારી પાડી ઊઠયા, અને પુનઃ જુગાર રમવા બેસી ગયા. તેઓ બધાં જ જુગાર રમવામાં એક્કો જણાતાં હતાં. ટેબલ પર પૈસાનો ઢગલો થઇ ગયો હતો. કેટલાંક હારતાં હતાં તો કેટલાંક પુનઃ પુનઃ જીતતાં હતાં. કેટલાંક વળી છેલ્લી ફાર્ધિંગ પણ હારી જતાં ઘડિયાળ, અછોડો કે અંગુઠી ગીરો મૂકી જે પૈસા મળતા તે લઇને ફરીને જુગારમાં મંડી પડતાં હતાં.

કેટલીક વાર પછી મને થોડે દૂર ખેંચી જઇને રા–તાઇ ધીમે અવાજે બોલ્યોઃ "આ ઘર લંડનના મોટા મોટા બદમાશોનો અખાડો છે. એ બધા જ પાકા ચોર છે. એમાંના કેટલાક તો જબરા ખૂનીઓ પણ છે.

માણસનાં ખૂન અંગે એમાંના કેટલાકની સામે વૉરંટ પણ છે. પણ એઓને શોધી કાઢવાનું પોલિસોને પણ મુશ્કેલ છે. પેલા ઊંચા જુવાનને જોયો? એ તસ્કરવિદ્યામાં જબરો ઉસ્તાદ છે. લોઢાની ગમે તેવી તિજોરી ખોલી નાખી તેમાંની જણસ એ એવી તો સફાઇથી કાઢી લે કે નજરે જોયું નહિ હોય તો માન્યામાં પણ આવે નહિ. એની પાસે જે યુવતી બેઠી છે તે એની રખાત છે. એ સ્ત્રી મોટા મોટા લોકોના દરવાનોને લલચાવી ઘરમાં કયાં શું છે તેનો પત્તો મેળવી લે છે ને પછી તેને આધારે ચોરો ચોરી કરવા જાય છે. એની પાસે જે ત્રણ જણ જુગાર ખેલી રહ્યા છે તેને પકડવા માટે પોલિસે હજારોનાં ઇનામ જાહેર કર્યાં છે. ઇનામની લાલચે કેટલા ય જાસૂસો એમનો પત્તો મેળવવા ભમી રહ્યા છે તો પણ જો તો ખરો, કેવા નચિંત રીતે તેઓ જુગાર ખેલી રહ્યા છે! આપણને રસ્તો બતાવવા જે સ્ત્રી આવી હતી તે તો તેં જોઈ ને? બેએક અઠવાડિયા પર જ એક ધનાઢ્યનું ખૂન કરીને સંતાતી ફરે છે. પોલિસને હજી સુધી એનો પત્તો મળ્યો નથી!"

આશ્ચર્યભેર મેં રા-તાઇને પૂછયું: "એ બધી વાત આપે કેમ કરીને જાણી? ટોળકીનાં માણસો સિવાય બીજાને એ બધી ખબર પડે એવો તો કંઇ જ સંભવ જણાતો નથી."

રા-તાઇ બોલ્યો: "તું એમ ધારે છે કે હું પણ એમનામાંનો છું? જે દિવસે મારે તારી સાથે સૌ પહેલી વાતચીત થઇ દિવસે જ મેં નહોતું કહ્યું કે મારાથી અજાણ્યું કશું જ નથી? મને લાગે છે કે તારા માન્યામાં એ વાત આવતી નથી. પણ તને ફરીને યાદ દેવડાવું છું કે તારા દેશના પ્રાચીન યુગના યોગીતપસ્વીઓ યોગશક્તિના પ્રભાવે આખી દુનિયાનાં બધાં રહસ્ય પામી શકતા. યોગની એ શકિત હજી પણ લુપ્ત થઈ નથી. હા, એ વિદ્યા માટે કઠોર તપ સાધનારા ઓછા થઇ ગયા છે ખરા. હું કેવી રીતે બધી વાત જાણી જાઉં છું એ જાણવાની તારે જરૂર નથી. હું બધું જ અગાઉથી પામી જાઉં છું તે તેં ઘણી વાર જાતે અનુભવ્યું છે.

હશે, જવા દે વાત. યુરોપના હલકા વર્ગના લોકો રાત્રિનો આનંદ કેમ લૂટે છે તે તો તેં કંઇક જોયું ને ?"

મેં કહ્યું: "બરાબર, આજે એક જ રાતમાં મેં જોયુંજાણ્યું તે કેટલાં ય વરસમાં જોઇ કે જાણી શકત કે કેમ તેની શંકા છે.'

ખુશ થતાં રા–તાઇ બોલ્યો: "તો ચાલ, આ નરકકુંડમાં વધારે વખત થોભવાની કંઈ જ જરૂર નથી. રાત પણ પૂરી થવા આવી છે. આપણે મુકામ પર જઇશું ન જઇશું તે પહેલાં તો મળસ્કું પણ થઇ જશે. હજી બેત્રણ કલાક રાત બાકી છે. તું તૈયાર હોય તો તને લઇને વળી થોડું ભટકવા હું તૈયાર છું !"

હું બોલી ઊઠયો: "હવે માફ કરો. મારા પગ કહ્યું કરતા નથી, મારી આંખો પણ બળી રહી છે. આખી રાત ભમી ભમીને હું ખૂબ જ થાકી ગયો છું. હવે તો આરામ લઈ લઉં એમ થાય છે."

ગુંડાઓના અખાડામાંથી નીકળીને નાના મોટા માર્ગો પર ભમતા ભમતા અમે મુકામે પહોંચ્યા, ત્યારે લગભગ સાત વાગી ગયા હતા. હું તરત જ મારા શયનખંડમાં ઘૂસ્યો. કપડાં પણ ઉતાર્યાં વિના પથારી પર લેટી પડયો. પાંચ મિનિટમાં તો હું ઘસઘસાટ ઊંઘમાં પડયો !



## પ્રકરણ ૧૯ મું

### મહામારી

આખી રાત જાગ્યા પછી જ ઊંઘ આવી, એટલે હું બહુ મોડો ઊઠયો. જાગ્યા પછી મને થયું કે રાતે મેં જે જે જોયું તે સાચું નહિ, માત્ર સ્વપ્ન જ હશે. નિદ્રિત અવસ્થામાં જ આખી રાત મેં ભમ્યા કર્યું હશે. રા–તાઇની તે ઘૃણાજનક ને સર્પ જેવી ક્રૂર દૃષ્ટિ હું કેમે કરી ભૂલી શકતો

નહોતો. તે શા માટે મને સાથે લઇને આખી રાત નગરમાં ભમ્યો હતો. તે મને જરાય સમજાયું નહિ.

રા-તાઈ સાથે મારે ઝાઝા દિવસનો પરિચય નહોતો. પણ આ થોડા દિવસમાં તો હું તેને બરાબર ઓળખી ચૂક્યો હતો. તેની એકે ભવિષ્યવાણી નિષ્ફળ જતી નહિ. એટલે તરતમાં જ ઇંગ્રેજોનો સત્યાનાશ થશે, શહેરે શહેરે હાહાકાર થઇ જશે, નરનારીઓની અશ્રુધારાથી રાજમાર્ગો છંટકાઈ જશે એવી એવી જે ભવિષ્યવાણી તેણે ભાખી હતી તે માત્ર વૃથા પ્રલાપ નહિ હોય એમ લાગવા માંડયું. એ વાતો સાંભળતાં મારા શરીરમાં ભયંકર કંપારીઓ ઊઠી હતી. હવે મને ખાતરી થવા લાગી હતી કે એની ભવિષ્યવાણી નિષ્ફળ નહિ જાય. ઇંગ્લાંડ થોડા જ વખતમાં મહા આફતમાં સપડાઇ જશે, પણ ઇંગ્લાંડ કયા પ્રકારની આફતમાં સપડાઇ પડશે તેનું અનુમાન હું બહુ વિચાર કર્યા છતાં ય કરી શક્યો નહિ. કોઇ બહારના શત્રુના આક્રમણથી ઇંગ્રેજો એકાએક આફતમાં આવી પડે એવું તો જરાયે લાગતું નહોતું. રશિયા પર્શિયા કે જર્મની વગેરે દેશો ઇંગ્લાંડ વિરુદ્ધ એકાએક હથિયારો ઉપાડે એ પણ સંભવિત નહોતું.

એટલે શક્ય હોય એવી એક જ વાત પુનઃ પુનઃ મારા મગજમાં ઊઠવા લાગી તે એ, કે કોઇ પણ પ્રકારે ઇંગ્લાંડમાં પ્લેગ પ્રવેશ કરે તો એથી ઇંગ્રેજ જાતિ વિપત્તિમાં આવી પડે ખરી. પ્લેગ ઇંગ્લાંડમાં પ્રવેશ કરે નહિ તે માટે સત્તાવાળાઓએ અગમચેતીઓ કરી પગલાં લીધાં હતાં. એટલે સમુદ્રની વચ્ચે આવેલા એ ટાપુ પર પ્લેગ પ્રવેશ કરે એવો બહુ જ ઓછો સંભવ હતો. નાઇટિન્ગેલ જહાજ પર રા-તાઇએ મને કહ્યું હતું કે ઇંગ્લાંડમાં ક્યારનો પ્લેગ દાખલ થયો છે. સત્તાવાળાઓને હજી સુધી તેની ખબર નથી, પણ એ કદાચ એની ડંફાસ હોય તો કોણ જાણે? રા-તાઈ સાથેની વાતચીત પરથી મને લાગ્યું હતું કે ઇંગ્રેજો પ્રત્યે તેને ભારે તિરસ્કાર હતો. કારણ કે મિસર અને અન્ય પ્રાચીન દેશોમાં પ્રવાસ કરીને પ્રાચીન વસ્તુઓનું ખૂબ સંશોધન કરવામાં અને ખૂબ સંકટો સહન

કરી જમીન ખોદીને પણ પ્રાચીનકાળના અનેક કીર્તિવંતાં ખંડિયેરો ને પુરાણી ચીજોમાંથી ઉપયોગી ભાગો પોતાના દેશમાં ઉપાડી જવામાં ઇંગ્રેજો મુખ્ય હતા. એ ઇંગ્રેજો સામેના વેરની વસુલાત માટે તે છાનો છાનો કંઇ ષડયંત્ર રચતો હતો કે કેમ તેની મને ખબર નહોતી. પણ કશું જ અશક્ય નહોતું. તેની બુદ્ધિનો તાગ ગમે તેવો માનવી પણ પામી શકે નહિ એ વિષે મને શંકા નહોતી.

રા–તાઇ સાધારણ માણસ હોત તો જુદી વાત હતી. આ તો માનવીના દેહમાં સેતાન હતો. સ્નેહ, મમતા, કરુણા, સહાનુભૂતિ કે પરોપકાર જેવી માનવસહજ લાગણીઓને તો તેના હૃદયમાં સ્થાન જ નહોતું. પારકાનાં દુઃખવેદના જોતાં તેને પરમ આનંદ થતો, અન્યના સર્વનાશમાં જ તેને સુખ જણાતું, અન્યનાં શોકાશ્રુ નજરે પડતાં તે અતિ તૃપ્તિ અનુભવતો! રા–તાઇ જેવા લોકો દુનિયામાં ઝાઝા હોય તો ભગવાનનું સૃષ્ટિસર્જન પણ નિષ્ફળ બની જાય. ખ્રિસ્તીઓના ધર્મશાસ્ત્રમાં શયતાન નામના દુષ્ટ જીવનો ઉલ્લેખ છે, તેની લીલાના વર્ણન મેં કાંક ક્યાંક વાંચ્યાં છે. તે યાદ આવતાં મને થઇ જાય છે કે ખ્રિસ્તીઓનો એ ખુદ શયતાન જ પહેરવેશ ને ટોપી બદલી રા–તાઇ રૂપે મારી ખાંધે ચઢી બેઠો છે!

હાથમોં ધોઇ, દાતણપાણી કરી હું ઓરડાની બહાર નીકળ્યો. રેબેકા મારી રાહ જોતી જ બેઠી હતી. મને જોતાં જ તે પૂછવા લાગી: “કાલે રાત્રે મિજલસમાંથી ઘેર આવતી વખતે એકાએક ગાડીમાંથી ઊતરી પડીને તમે ક્યાં ગયા હતા? ચિંતામાં મને તો આખી રાત ઊંઘ ન આવી, એટલે વરંડામાં તમારાં પગલાં કદાચ સંભળાય એ આશાએ આખી રાત મેં બહાર જ વીતાડી.”

મારા રાત્રિભ્રમણની વાત મેં રેબેકાને કહી સંભળાવી. તે સાંભળી ચિંતાતુર બની રેબેકા બોલી: “રા–તાઇ એ બધાં સ્થળોએ આપને શા માટે લઇ ગયો હતો? કંઇક પણ હેતુ વિના મોજમઝા ખાતર તે આટલી બધી તસ્દી લે એ મારા મગજમાં તો કેમે ઊતરતું નથી. તમને પણ તેની મતલબની સમજણ પડી નથી?”

મેં કહ્યું: "ના, રા-તાઇ જબરો મતલબી છે તે મારાથી અજાણ્યું નથી પણ તેનો મનોભાવ શો હતો તે હું કેમે કરી સમજી શક્યો નહિ."

સવારનો નાસ્તો પતાવી હું મારા અસલ ઘરની તપાસે નીકળ્યો. પરદેશના પ્રવાસે નીકળ્યો તે પહેલાં એક નોકર રાખી મેં દેખરેખ સોંપી હતી. પણ આટલો બધો વખત વીત્યા છતાં વચગાળે તેની પાસેથી કશા જ ખબરઅંતર મળ્યા નહતા.

પગપાળો હું આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં હેમિલ્ટન પ્લેસ નજીકના મ્યુઝિયમના અધ્યક્ષ સર જ્યોર્જ મૂલરને મળવા ગયો. હું સલામ કરીને તેમની સામે ઊભો રહ્યો, ત્યાં તો અતિ હરખથી તેમણે મારા હાથમાં હાથ મેળવ્યો ને હસતાં હસતાં બોલ્યા: "અનુપ, કેટલા દિવસે મળ્યો? આટલા બધા દિવસ પછી તારી મુલાકાત થતાં મને અતિ આનંદ થાય છે. તું લંડન આવ્યો છે તેની મને ખબર જ નહોતી."

મેં કહ્યું: "હું કાલે જ અહીં આવ્યો. હું અહીં નહોતો તે આપે કેમ જાણ્યું?"

સર જ્યોર્જ બોલ્યા: "હું ફરતો ફરતો એક દિવસ તારે ઘેર જઇ ચઢયો હતો. ત્યાં તારા નોકરે કહ્યું કે તું તો પરદેશના લાંબા પ્રવાસે ઊપડયો છે. પરદેશનો પ્રવાસ તને ભારે પડી ગયો હોય એમ લાગે છે. જોને, તારું શરીર કેવું લેવાઇ ગયું છે?"

હું બોલ્યો: "ના, ના, પ્રવાસમાં તો મને એવી કશી આપદા પડી નથી. આજે આપને એકાએક મળ્યો છું તો એક વાત પૂછવી છે."

મારી સામે જરા તીણી નજરે જોઇ લીધા પછી સર જ્યોર્જ બોલ્યા: "શું પૂછવું છે, બોલ?"

મેં કહ્યું: "પરદેશ જતાં પહેલાં એક દિવસ હું આપને આપની ઓફિસમાં મળવા આવ્યો હતો. તે દિવસે વાતમાં ને વાતમાં આપે કહ્યું કે રા-તાઇના પંજામાં ફસાઇ જવા કરતાં મરણ બહેતર છે, એ વાત આપને સાંભરે છે?"

એકાએક ગંભીર બની જઈને સર જ્યોર્જે પૂછ્યું: "આટલા બધા દિવસ પછી એ વાત તને એકાએક કેમ યાદ આવી?"

મેં કહ્યું: "છેલ્લા બે મહિનામાં મેં રા–તાઈની સાથે જ પરદેશમાં ગાળ્યા છે. પણ તે કરતાં મારું મૃત્યુ બહેતર થઈ પડત એવું મને આજ સુધીમાં કદી લાગ્યું નથી!!!"

મારી વાત સાંભળતાંવેંત જ જાણે સર જ્યોર્જ પર જાણે વજ્ર પડ્યું. અત્યંત ચિંતાતુર બનીને તે બોલી ઊઠ્યા: "ઓ મારા બાપ! માર્યા ઠાર! આ તું શું કહે છે?"

મેં કહ્યું: "હા. સાચું જ કહું છું. એ બે માસ રા–તાઈની સાથે એકઠા રહીને હું તેને વિષે જે બધું જાણી શક્યો છું, તે બધું આપ જો સાંભળો—"

બેબાકળા બનીને સર જ્યોર્જ બોલ્યા: "ના, ના, એ બધી વાત મારે સાંભળવી નથી."

મારે મૂગા બની જવું પડ્યું. સર જ્યોર્જ ક્યાંય સુધી કશું બોલ્યા નહિ. તે પછી તે એકદમ મને પૂછવા લાગ્યા: "આજનું છાપું વાંચ્યું?"

હું બોલ્યો: "ના. આજે તો હું મોડે સુધી ઊંઘ્યા જ કરતો હતો. ઊઠ્યો કે તરત જ થોડો નાસ્તો કરીને બહાર નીકળી પડ્યો. છાપું જોવાનો વખત મળ્યો નથી. આપ એમ કેમ પૂછો છો? કંઈ નવાજૂની થઈ છે?"

સર જ્યોર્જ બોલ્યા: "બહુ જ માઠા સમાચાર છે. લંડનમાં એકાએક પ્લેગ ફાટી નીકળ્યો છે."

હું બોલ્યો: "મને તો એ વાતની ખબર પડી નથી. એકબે દિવસમાં જ દેખાયો છે?"

ગંભીર સ્વરે સર જ્યોર્જ બોલ્યા: "પ્લેગના આવિર્ભાવથી શહેરના લોકો ગભરાઈ ગયા છે. લંડનમાં કોઈ પણ પ્રકારે પ્લેગનો પ્રવેશ ન થાય તે માટે સત્તાવાળાઓએ ખૂબ જ સાવચેતી રાખી હતી. બધા જ

ચાંપતા ઇલાજ અગાઉથી લીધા હતા. પણ તેઓના બધા પ્રયાસ નિષ્ફળ ગયા છે. કાલે વાત સાંભળવામાં આવી હતી કે સમુદ્ર કિનારા પરના દૂરનાં કોઇ ગામડામાં એક જણને પ્લેગ થયેલો જણાયો છે. અને આજે સવારે તો સમાચાર મળ્યા છે કે થોડા જ કલાકમાં એ ભીષણ રોગે ત્યાં લગભગ પાંચસો લોકોને પટકી નાખ્યા છે. તેમાં મારા પિછાનવાળા પણ છે. ખરા ભયની વાત તો એ છે કે એ રોગે સમાજના દરેકે દરેક વર્ગના લોકોના ઘરમાં પ્રવેશ કર્યો છે. એટલે કોનો કયારે જીવ જાય તે કોણ કહી શકે? હાલ તો હું કામસર બહાર જાઉં છું. પછીથી વખત મળે તો એકાદ દિવસ આવજે."

સર જ્યોર્જ પાસેથી છૂટયા પછી હું મારે ઘેર ગયો. ત્યાં જે જે ચીજો જ્યાં જ્યાં રાખી ગયો હતો તે તે બરાબર તે જ સ્થળે હતી. ટેબલ પરની ઘડિયાળ હજી પણ ટીક ટીક કરતી હતી. મારા નામના જે જે કાગળો મળ્યા હતા તે બધા જ નોકરે બરાબર સાચવીને ટેબલ પર રાખ્યા હતા. મેં કેટલાક વાંચ્યા, કેટલાક તો વાંચ્યા વિના જ રહેવા દીધા, જેને જેને જવાબ આપવાના હતા તે બધા કાગળો ગજવામાં મૂકી દીધા. નોકર તે વખતે ઘેર નહોતો. પણ તેથી કંઇ અડચણ પડે એમ નહોતું. બારણે જે તાળું લગાડેલું હતું તેની એક ચાવી મારી પાસે ને બીજી નોકર પાસે હતી. હું આવ્યો હતો તે વાત જણાવવા મેં એક ચિઠ્ઠી લખી ને તેને ટેબલ પર રાખી બારણે તાળું માર્યું. પછી રા–તાઇના નિવાસ ભણી ચાલી નીકળ્યો.

રસ્તે જતાં કેટલેક દૂર મારા એક મિત્રને મેં જોયો. તેને પકડવા હું ઉતાવળે પગલે ચાલવા લાગ્યો, પણ પકડી શકયો નહિ. તે ઉતાવળે પગલે રસ્તા પરની એક કલબમાં દાખલ થયો. હું પણ તેની પાછળ કલબમાં પેઠો. તેની સાથે થોડી વાર વાતચીત કરી. પછી કલબના જુદા જુદા ઓરડામાં ફરવા નીકળ્યો.

એક ઓરડામાં જોયું તો ચારેક જણ કંઇ મંત્રણા કરી રહ્યા હતા. ચારેને હું ઓળખતો હતો. તે બધા જ ચિંતામગ્ન હતા, બધાનાં જ મોં

ગંભીર જણાતાં હતાં. ચાર જણમાંનો એક યુરોપનો નકશો ટેબલ પર પાથરી તેના પર કયાંક કયાંક પેન્સિલ વતી નિશાન કરતો હતો. બાકીના ત્રણ જણ નકશાની ફરતે ઊભા ઊભા કોઇ કોયડાના ઉકેલ માટે મથી રહ્યા હતા.

વાતચીત ખાનગી ન લાગી એટલે હું પણ જઇને ઊભો. પેલો પેન્સિલવાળો બોલતો હતોઃ "મારી માન્યતા છેક ભ્રમમૂલક નથી જ, તે તમને સ્પષ્ટ જણાવી દઉં છું. આજ સુધીમાં મળેલા બધા ટેલીગ્રામ વાંચતાં જણાય છે કે પ્લેગ સૌપહેલો કોન્સ્ટાન્ટીનોપલમાં દેખાયો હતો. તે દિવસથી પ્લેગ અંગે જેટલા તાર છાપામાં આવ્યા છે તેને કાતર વતી કાપીને મેં જુદા ચોંટાડી રાખ્યા છે. પછી દેશદેશથી પ્લેગના આક્રમણના જે ખબર મળ્યા છે તે મુજબ જુદા જુદા દેશોના દરેક શહેર વિષે મેં નકશા પર નિશાની કરી છે. એ નિશાનીઓને અનુસરી તમે આગળ વધો તો માલૂમ પડશે કે પ્લેગ કયે રસ્તે યુરોપના જુદાં જુદાં રાજ્યો પર આક્રમણ કરતો કરતો આખરે ઇંગ્લાંડમાં પેસી ગયો છે !"

એની વાત સાંભળીને મારું કુતૂહલ ખૂબ વધી ગયું. હું તેની કંઇક વધુ નજીક જઇને ઊભો, અને તેની ખાંધ પર થઇને નકશા પર નજર નાંખી.

તે આગળ બોલ્યોઃ "પ્રથમ કોન્સ્ટેન્ટિનોપલ થઇને રશિયા ને બાલ્કન રાજ્યોમાં તે ફેલાયો. તે પછી બે દિવસ બાદ વિયેના અને પ્રેગમાં તેણે દેખાવ દીધો. તે પછી બર્લિનનો વારો આવ્યો. ત્યાંથી ગટનબર્ગ ને હેમ્બર્ગમાં તેણે આક્રમણ કર્યું; બર્લિનમાં થઇને તેણે ફ્રાંસમાં ઉપદ્રવ મચાવ્યો. ગઈ કાલે જે ખબરતાર આવ્યો છે તે વાંચતાં જણાય છે કે ફ્રાંસમાં દોઢ હજાર, ઓસ્ટ્રિયામાં વીસ હજાર અને જર્મનીમાં લગભગ અઢાર હજાર લોકો પ્લેગના આક્રમણનો ભોગ બન્યાં છે. જર્મનીના હેમ્બર્ગ શહેરમાં જ સાત હજાર ને સાડા છસો લોકો પ્લેગમાં સપડાયાં છે ! ઇટાલીમાં પ્લેગથી પીડાતા લોકોની સંખ્યા ચાર હજાર ત્રણસો સત્તર, સ્પેન અને પોર્ટુગલમાં એક હજાર છપ્પન, તુર્કીમાં સાત હજાર અને રશિયામાં ચાલીશ હજાર નવસો વીસની છે ! યુરોપના અન્ય દેશોમાં પણ આઠદશ

હજાર લોકોને પ્લેગ થયો છે, તેમાં ગ્રીસમાં તો બધાંથી વધુ છે–અઢાર હજાર સાતસો ત્રીસ ! તે પરથી જણાય છે કે તુર્કી ને તેની આસપાસના દેશો એટલે કે ગ્રીસ, રશિયા ને ઓસ્ટ્રિયામાં પ્લેગનું આક્રમણ ખૂબ જ જોરદાર છે. તેથી ઊતરતે નંબરે જર્મની. હેમ્બર્ગ શહેર પર પ્લેગે આટલો બધો અનુગ્રહ કેમ કર્યો છે તે સમજાતું નથી. એની સરખામણીમાં ઈંગ્લાંડમાં ઠીક છે; પણ આ દેશમાં પ્લેગે પ્રવેશ કર્યો તેના થોડા સમયમાં જ પાંચસો લોકો એ ભીષણ રોગનો ભોગ બન્યા છે !''

એની બધી વાત સાંભળી હું જડ જેવો બનીને ત્યાં જ ઊભો રહી ગયો ! મારા પગ જાણે પથ્થરના બની ગયા ! હાલવાચાલવાની પણ તેનામાં શક્તિ નહોતી. એકાએક મારી આંખ આડેનો પડદો દૂર થઈ ગયો ! આટલે બધે વખતે જ મને સમજણ પડી કે પ્લેગે કયે પ્રકારે યુરોપમાં પ્રવેશ કર્યો હતો !

પેલો વળી બોલવા લાગ્યો: ''પ્લેગ લંડનમાં કઈ રીતે પેઠો છે તે પણ હવે સમજાવું. ઈંગ્લાંડમાં સર્વ પ્રથમ પ્લેગ દેખાયો, તે ટેરવર્થ નામના એક રેલ્વેસ્ટેશન પર. એક પહેરેગીરને ને સ્ટેશન માસ્તરને લગભગ એક જ સમયે એ રોગ લાગુ પડયો. તે પછી જ તેણે લંડનમાં પ્રવેશ કર્યો. ગઈ રાતે જે લોકો 'પેરેડાઈઝ થિયેટર'માં ખેલ જોવા ગયા હતા, તેમાંથી પંચોત્તેર જણને પ્લેગ થયો છે. જેઓ 'એરિસ્ટોક્રેટિક કલબ'માં ગયા હતા તેમાંથી ત્રીસ જણ પ્લેગના ભોગ બન્યા છે. એ બધી જ પ્રતિષ્ઠિત વ્યક્તિઓ છે. જેઓ 'ઓકસીડેન્ટલ મ્યુઝીક હોલ'માં સંગીત સાંભળવા ગયા હતા તેઓમાંથી એકયાસી જણને; કોન્વેન્ટ ગાર્ડનમાં ફેન્સી ડ્રેસ–બોલમાં ગયેલા અઠ્ઠાવીસ જણને લગભગ એક જ સમયે પ્લેગ થયો છે. ગઈ કાલે રાતે ડચેસ ઓફ એમરશામને ઘેર નૃત્યની મિજલસ હતી. ત્યાં જેઓ ગયા હતા તેમાંથી ચાલીસ જણ પ્લેગનો ભોગ બન્યા છે. આ દરમિયાનમાં શહેરની જુદી જુદી ગલીઓમાં રહેતા સાધારણ લોકોમાંથી કેટલા જણને પ્લેગ થયો છે તેની માહિતી તો હજી મળી જ નથી.''

હવે હું વધારે સાંભળી શક્યો નહિ. મારા કાનમાં જાણે અગ્નિનો વરસાદ વરસવા લાગ્યો ! મારી દષ્ટિશકિત પણ લુપ્ત થઇ ગઇ ! પગનાં તળીઆં સરી સરીને ભોંયમાં જવા લાગ્યાં ! દારૂડિયાની પેઠે ડોલતો ડોલતો હું બહાર નીકળ્યો. કલબની બહાર નીકળીને મેં ઘોડાગાડી ભાડે કરી. તેમાં બેસી અર્ધબેભાન અવસ્થામાં ઘેર ચાલ્યો. ગાડી અવાજ કરતી રાજમાર્ગ પર દોડવા લાગી, પણ હું ક્યાં જાઉં છું તેનું મને ભાન નહોતું. મને થતું હતું કે જાણે મારા શરીર પર કોઇ ઘાસતેલ રેડીને તેમાં દીવાસળી ચાંપી રહ્યું છે. મને થયું કે મારા જીવનમાં હવે જરા ય સુખ નથી. મેં મનુષ્ય નામને કલંકિત કર્યું છે. જાણે તે જ ઘડીએ મારું મૃત્યુ થયું હોત તો હું બચી ગયો હોત !

પણ હવે બચવું જ કયા સુખ માટે ? સાચી વાત તો આટલે દિવસે સમજાઇ. જે ગંભીર રહસ્ય બે માસ સુધી સમજાયું નહિ તેનો મર્મ પાંચ જ મિનિટમાં પકડાઈ ગયો ! મારી કાખમાં જે જણાયું હતું તેનું કારણ હું સમજી શક્યો નહોતો. આટલે દિવસે હવે જ સમજાયું કે રા-તાઇએ મને મિસર લઇ જઇને, રાત્રે પિરામિડના દર્શન કરાવી કુશળતાથી મને બેહોશ કરી મારા લોહીમાં પ્લેગના વિષનું મિશ્રણ કર્યું હતું ! કાખમાં જે ચિહ્ન હતું તે રસીનું હતું તેમાં હવે કંઇ જ શંકા નહોતી. પ્લેગનો ભોગ બનીને જ રણપ્રદેશ પરના તંબૂમાં પડયો પડયો રોગપીડામાં હું પીલાઇ રહ્યો હતો ! પેલો આરબ નોકર મારી સારવાર માટે જ રાખ્યો હતો. પ્લેગમાં જ તેનું પણ મરણ થયું. તે મર્યો પણ હું ન મર્યો. કાળી કલંક-ધજા ખાંધે વહીને દેશ દેશાંતરમાં એ ભીષણ મૃત્યુબીજ વેરવા માટે જ ભગવાને મને જીવતો રાખ્યો ? રા–તાઈની સેતાનિયતની કથા જેમ જેમ મને સમજાવા સાંભરવા લાગી તેમ તેમ ક્રોધ ને ક્ષોભથી હું પાગલ બની ગયો. હવે જ મને સમજ પડી કે લંડન આવીને સમગ્ર શહેરમાં એ વિષને ફેલાવી દેવા ખાતર જ ગઈ કાલે આખી રાત તે મને સાથે લઈ ભમ્યો હતો ! સમાજના સર્વોચ્ચ થરથી માંડીને નીચલા થર સુધી પ્લેગનું વિષ છંટકાઇ ગયું છે ! હું અભાગિયો, હું મૂર્ખ, હું સુખ માટે તલસતો કમ-

નસીબ જુવાન એ પિશાચની ઇંદ્રજાળને સમજ્યા વિના તેનું રમકડું બની ગયો અને મારી જ સહાયથી તે હજારો લાખો લોકોનો સંહાર કરી રહ્યો છે ! હાયરે, મારા એ પાપનું પ્રાયશ્ચિત શું હશે ? ક્ષોભે, દુઃખે, લજ્જાના પરિતાપે મારું બાહ્ય જ્ઞાન જાણે લોપ થઇ ગયું !

ઘેર આવીને ઝડપભેર હું મારા ખંડમાં ચાલ્યો ગયો. પ્રચંડ ઝંઝાવાત પહેલાં કુદરત જેમ એકદમ સ્થિર થઇ જાય છે, તેમજ મારું મગજ પણ સ્થિર થઇ ગયું. પણ મનમાં શાંતિ નહોતી. દુર્ભાગ્યની એક જ ફૂંકે મારી તમામ આશા, તમામ કામના, તમામ સંકલ્પ બધાં જ એક ઘડીમાં ઉડાડી મૂકયાં. તો પછી વ્યાકુળતા શા માટે ? મારા મનમાંથી વ્યાકુળતા તો મટી, પણ હૃદયનો હાહાકાર ગયો નહિ. વીજળી પડતાં વિશાળ વડવૃક્ષ જેમ સૌંદર્ય, રસકસ ને માધુર્યથી વંચિત બની જઇને ઠુંઠા પેઠે નદીકિનારે ઊભું રહે, તેવી જ દશા આજે મારી પણ હતી. એ વખતે હૈયું ખોલીને મારાથી રડી શકાયું હોત તો મને લાગે છે કે મારો ભાર કંઇક હળવો થાત; પણ દગ્ધ હૃદયની દારુણ પીડામાં મારાં આંસુનો ઝરો પણ સુકાઇ ગયો હતો !

મેં દાંત કચકચાવ્યા, પછી નિશ્ચય કર્યો કે રા–તાઇ અત્યારે જ સામો મળી જાય તો એક જ લાતે તેનું માથું ફોડી નાખું, સેતાનનું ગળું રૂંધી નાખું. પણ દીવાનખાનામાં જોયું તો રા–તાઇ હતો નહિ !

રેબેકા બારી પાસે બેઠી બેઠી મનને બહેલાવવા વાયોલિન વગાડતી હતી. વાયોલિનની કઇ ગત હતી તે તો યાદ નથી, પણ લાગે છે કે તે કોઇ આનંદગીત હતું. ભવિષ્યના સુખની પ્રફુલ્લ કલ્પનાથી તેનું હૃદય સભર હતું. વાયોલિનમાંથી પણ જાણે તેના પડઘા જ પડતા હતા. પણ મને તો તે સ્મશાનવૈરાગ્યનું ગીત જ લાગ્યું. ધડકતે હૃદયે જડ જેવો બની ગએલો હું જઇને રેબેકા સામે ઊભો.

હસતે મોંએ રેબેકાએ મારી સામે જોયું. પણ ઘડી વારમાં જ તેનું

મોં કરમાઇ ગયું. પ્રફુલ્લ ફૂલ પર જાણે હીમ પડયું! તેના હાથમાંથી વાયોલિન પડી ગયું. એકદમ ફાળ ખાતી તે મને પૂછવા લાગી: "અરે, તમને શું થઇ ગયું છે? તમે આવા કેવા દેખાઓ છો? તમારા હાલ જોઇને જાણે કંઈ જબરી આફત તમારા પર પડી હોય એવું લાગે છે."

રેબેકાએ મારો હાથ પકડવા માટે જમણો હાથ લંબાવ્યો.

હું એક ડગલું પાછળ રહી ગયો. ગાંડાની પેઠે બોલી ઊઠયો: "અડીશ નહિ, અડીશ નહિ, મને અડીશ નહિ. હું તારા સ્પર્શને લાયક નથી..."

રેબેકા ઘડીભર ડરી જ ગઈ! થોડી વાર પછી ઉતાવળી ઉતાવળી બોલવા લાગી: "પણ થયું છે શું? જલદી કહો. મને કશી જ સમજણ પડતી નથી. તમે કેમ આવી વાત કરો છો? હું તમને અડકી કેમ ન શકું?"

રૂંધાતે સાદે હું બોલ્યો: "તારી સાથેનો મારો તમામ સંબંધ પૂરો થઈ ગયો. હવે હું મનુષ્યનામને પણ યોગ્ય નથી. માંસાહારી હિંસક જંગલી પશુ કરતાં પણ હું અધમ છું. હું અધઃપતિત છું, શાપિત છું, માનવસમાજમાં મારે માટે સ્થાન નથી. મારા પડછાયાનો પણ કોઇ સ્પર્શ કરી શકશે નહિ. રાજદ્રોહી કે સમાજદ્રોહી માનવીના પાપનું પ્રાયશ્ચિત હોય છે, પણ મારા પાપનું તો પ્રાયશ્ચિત પણ નથી. મેં હજારો નરનારીની હત્યા કરી છે. કેટલાં ય સુખી કુટુંબોમાં શોકની આગ જલાવી છે. એ જ અગ્નિ હવે મારા હૈયાને જલાવી રહ્યો છે!"

મારી વાતનો અક્ષર પણ રેબેકા સમજી શકી નહિ. તેને થયું કે રા-તાઇએ મારી જ્ઞાનશક્તિ નષ્ટ કરી મને ઉન્મત્ત બનાવી દીધો છે. પ્રફુલ્લિત ફૂલોથી ફાલીફૂલી વનલતા પર હીમ પડયું હોય તેમ બાજુ પર પડેલા આરસના ટેબલ પર ઢગલો થઇને તે બેસી પડી. તેના હીબકાથી એ નીરવ ખંડ પણ જાણે રડી ઊઠયો!

એ જ વખતે ધીમે પગલે રા-તાઇ મારી સામે આવી ઊભો. તેને જરા ય આશ્ચર્ય થયું નહિ—તે લેશ પણ વિચલિત થયો નહિ. છાતી પર

બંને હાથની અદબ વાળી, એકીટસે મારી સામે જોઇ રહી, દઢ સ્વરે તે બોલ્યો: "અનુપ, શું છે? ગાંડો તો નથી થઈ ગયો?"

મારા મોંમાંથી એક પણ અક્ષર નીકળ્યો નહિ. જાણે કંઠ રૂંધાઇ ગયો ન હોય! ક્રોધથી મારું આખું શરીર કંપવા લાગ્યું. ઘૃણાભર્યો, રા-તાઇ સામે હું જોઇ પણ શકયો નહિ. બીજી બાજુ મોં ફેરવી લઇ હું બોલ્યો: "રા-તાઇ સાહેબ, આટલા દિવસની તમારી મનોવાંછના પાર પડી છે. ખૂબ જ મોડેથી મને તમારા મનની ઝંખના સમજાઈ. જો અત્યાર પહેલાં તે જાણી શકયો હોત!..."

તેને લેશ પણ સંકોચ થયો નહિ મારા તરફ તીવ્ર કટાક્ષ નાખી સ્થિર સ્વરે તે બોલ્યો: "મારા મનની કઈ વાત તેં જાણી? ને પહેલાં જાણ્યું હોત તો શું કરત, બોલ?"

હું પંડને જરાય સંભાળી શકયો નહિ. ક્રોધથી કંપતે અવાજે હું બોલ્યો: "હવે શું બાકી રહ્યું છે? શું બોલું? તમે કેટલા ભયંકર છો, મારા અજાણપણાનો લાભ લઈ તમે મને કેવા ભીષણ પાપમાં સંડોવ્યો છે તે બધું હું આટલું મોડું સમજી શકયો છું. મારા હાથમાં માનવહત્યાનાં શસ્ત્રો પકડાવવા માટે જ તમે આટલા બધા દિવસ સુધી મારી મીઠી મહેમાનગીરી કરી છે! ઇન્દ્રજાળના અતુલ બળ વડે મને તમારો અધમ ગુલામ બનાવી, મારી જ મદદ વડે દૂર દૂરના આફ્રિકા દેશથી તમે આ લંડનમાં પ્લેગનાં બી આયાત કર્યાં છે. આજે પ્લેગથી આખું યુરોપ ક્ષુબ્ધ બન્યું છે, એના આક્રમણથી લાખો કુટુંબ અનાથ બન્યા છે, દારુણ આર્તનાદોથી આખું યુરોપ ઉભરાઈ ગિયું છે, લાખો સુખી કુટુંબોમાં અશાંતિ વ્યાપી ગઇ છે. એ બધાં વ્યાપક દુઃખો માટે તમે જ—તમે જ જવાબદાર છો! તમે જ ઇચ્છાપૂર્વક મને એ ભીષણ હત્યાકાંડમાં સંડોવી માર્યો છે. પણ હવે ખચીત માનજો કે તમારો હવે કંઇ જ આરો નથી; અત્યારે તમે કેવી રીતે તમારો બચાવ કરો છો તે જ હું જોઉં છું. એક જ કલાકમાં દુનિયાભરમાં તમારાં સમગ્ર દુષ્કર્મો જાહેર થઇ જવાનાં છે; પિશાચના મોં પરનો

પડદો એક જ કલાકમાં હટી જવાનો છે, હું તમારી રગેરગ ઓળખી ગયો છું. હવે મારા હાથમાંથી તમે છટકી શકવાના જ નથી. તમારાં પાપોનો ઘંટ હવે વાગી ચૂકયો છે..."

રેબેકા મારા પગ નજીક પોટલું થઈને પડી હતી ! બંને હાથો વડે મોં ઢાંકી તે ધ્રૂસકે ધ્રૂસકે રડી રહી હતી. તેની સામે નજર સરખી કર્યા વિના રા–તાઈ ક્રોધથી રાતોચોળ બની ગર્જના કરી ઊઠયો. પિશાચની પેઠે ખડખડ હસી પડતો બોલ્યો: "છોકરા, તને પૂરું ભાન જ કયાં છે ? જાણે છે, તું કોની સામે આ બધી વાતો કરી રહ્યો છે ? તારી હાથચાલાકી, તારી શેખીને મેં અનેક વાર ક્ષમા આપી છે, હવે તને ક્ષમા નહિ કરું. તારો સર્વનાશ કરીશ. તું મને શું ડર બતાવી રહ્યો છે ? શું હું માણસથી ડરી જાઉં છું ? મિસરનો **ઇંદ્રજાળવિશારદ** રાજપુરોહિત ત્રણ હજાર વરસની વયનો રા–મિસ એક મગતરાની શેખીથી ડઘાઈ જશે ? અબઘડી મગતરા પેઠે હું તને છૂંદીકચરી નાખું એમ છું, પણ ગાંડાનો વધ કરીને હું મારા હાથ કલંકિત કરવા માગતો નથી. આજે બધી વાત માંડીને કહું છું.

"સાંભળ, મિસરના પિરામિડમાં ને આમનદેવના ખંડિયેર મંદિર આગળ તેં જે કંઈ જોયું છે તે સ્વપ્ન નથી, સત્ય છે. **એ આખીય ઘટના ત્રણ હજાર વરસ પહેલાં સાચે જ બની હતી.** હું તે જ રા–મિસ, રા–તાઈ નામ ધારણ કરી આ ત્રણ હજાર વરસથી પૃથ્વી પર ભ્રમણ કરી રહ્યો છું. દેવતાના શાપથી મારી અસદ્ગતિ થઈ ત્યારથી જ મેં પ્રતિજ્ઞા કરી હતી કે જ્યાં સુધી હું સદ્ગતિને નહિ પામું ત્યાં સુધી મનુષ્યના સ્વરૂપમાં હું દુનિયાભરમાં અશાંતિ અને અનિષ્ટોનાં બીજ રોપતો ફરીશ. એ માટે પહેલાં તો મને એકાદ સ્ત્રીની જરૂર પડી. તે માટે કુશળતાપૂર્વક મેં રેબેકાના પિતા સોલોમન કોહનનું ખૂન કર્યું. પછી તેની રૂપસુંદર દીકરીને હાથ કરી. તે પછી પુરુષ અનુચરની જરૂર પડી. યુરોપભરમાં તે માટે ભમ્યો, પણ કયાં ય સફળતા ન મળી. તે પછી નિશ્ચય કર્યો કે પૂર્વ

તરફના કોઇ યુવાનને હાથ કરી મારો સંકલ્પ સિદ્ધ કરીશ. યુરોપની સમગ્ર જાતિઓ તરફ મને લાંબા સમયથી નફરત છે. તેઓ દાંભિક, અવિશ્વાસુ ને અહંકારી છે. પ્રાચીન મિસરના દેવોની અતુલ પવિત્રતાને હસવામાં ઉડાવી દે છે. દેશદેશાંતરોથીં મિસર આવીને પ્રાચીન મંદિરોને તેમણે તોડી-ફોડી નાખ્યાં છે. દેવોનાં પ્રાચીન સ્મૃતિચિન્હોની અવગણના કરી છે. એટલે તેનો બદલો વાળું નહિ–તેમને નસીયત કરું નહિ, તેમને ખેદાનમેદાન કરું નહિ ત્યાં સુધી મારો આત્મા મુક્ત થાય નહિ–એ જ મારી દઢ મનોવાંછા. એ જ ઉદ્દેશ પાર પાડવા માટે આજકાલ કરતાં ત્રણ હજાર વરસથી હૃદયમાં સ્મશાનભાવ ધારણ કરી અશાંત પ્રેત જેવો દેશદેશ ભમતો રહ્યો છું. આખરે દૈવયોગે તારો મેળાપ થયો. મારી **ઇન્દ્રજાળ** વડે જ તું રેબેકાના પ્રણયપાશમાં જકડાયો, ને પડછાયાની પેઠે મારી પાછળ પાછળ ચાલ્યો. ને ત્યારે જ મારા જુગજૂના સંકલ્પની સિદ્ધિ થઇ...”

સ્તબ્ધ બની જઇને હું રા–તાઇની અદ્ભુત કહાણી સાંભળવા લાગ્યો. હું સ્થળકાળના ભેદ ભૂલી ગયો. રે, મારા અસ્તિત્વને પણ વિસરી ગયો !!!

થોડી વાર મૂગા રહ્યા પછી રા–તાઇએ પુન બોલવા માંડયું: “તારે હજી વધુ કંઇ સાંભળવું છે ? મારાં ‘કુકર્મો’ની જનસમાજમાં ઘોષણા કરવા તું તત્પર બન્યો છે, તો મારો સમગ્ર વૃત્તાંત તારે જાણી લેવાની જરૂર છે. એ બધી વાત તારાથી છુપાવી રાખવાની જરૂર જ હતી ત્યાં સુધી તો મેં છુપાવી રાખી. પણ હવે તો મારી પ્રતિજ્ઞા પાર પડી છે. હવે એક પણ વાત છુપાવવાની જરૂર નથી. સાચું કહું તો હાલ તું મારા સંપૂર્ણ કાબૂમાં છે. મારી ઇચ્છા વિરુદ્ધ હાલીચાલી શકવાની પણ તારામાં તાકાત નથી !

“સાંભળ, અસંભવિત લાગતી મારી આખી કહાણીના હરફેહરફનો તું પ્રચાર કરે તો મને લગારે હરકત નથી. તારી એક પણ વાત પર એક પણ માનવીને વિશ્વાસ બેસવાનો નથી. બધા તને ગાંડો ગણીને ઉડાવી દેવાના છે. બધા જ માનશે કે પ્લેગની પ્રબળ અસર તળે તારું મગજ ચસકી ગયું છે. પહેલવહેલો તું મને મળ્યો ત્યારે મને હું તારી શેરીના

એક દુકાનદારનો ખૂની માની લીધો. તે વખતે તો એ વાત મેં કબૂલી નહિ પણ તારી એ શંકા ખોટી નહોતી. એ દુકાનદારનો ખૂની હું જ છું. એ દુકાનદાર પાસે મિસરના પ્રાચીન રાજવંશની એક મંત્રેલી વીંટી હતી. કોઈ ગુપ્ત ઉદ્દેશ પાર પાડવા માટે તે વીંટી મારે જોઇતી હતી. તેને હાથ કરવા મેં અનેક પ્રયાસ કર્યા. પણ મારો એકે પ્રયાસ ફળિભૂત થયો નહિ. એટલે આખરે મારે દુકાનદારનું ખૂન કરીને વીંટી મેળવવી પડી. ને પછી ઇન્દ્રજાળબળથી એક અજાણ્યાને વશ કરી ખૂનનો એકરાર તેને જ સ્વમુખે કરાવ્યો...!

"મારા જાદુથી મુગ્ધ બનીને જ તેં ઇટાલીથી મારી સાથે મિસરનો પ્રવાસ કર્યો. મારી પાછળ પાછળ તું પિરામીડો નજીક આવ્યો ને પિરામીડમાં તેં પ્રવેશ કર્યો તે મારા જ ઇચ્છાબળથી. પિરામીડમાં તું માર્ગ ભૂલી ગયો તે પણ મારી ઇન્દ્રજાળથી, ત્યાં તું બેભાન થઇ ગયો. પછી મેં તારા લોહીમાં પ્લેગનાં બીજનું મિશ્રણ કર્યું. તે પછી હાથ પર રસીની નિશાનીથી તને આશ્ચર્ય થયું. પ્લેગનો ભોગ બની તું મિસરની રણભૂમિ પર કેટલાક દિવસ બેભાન પડી રહ્યો. મારા ઉપાયોને લીધે તારું મરણ થતું અટકયું. પછી તું સારો થયો ને મારી સંકલ્પસિદ્ધિ માટે તને હું યુરોપ લઇ આવ્યો. કોન્સ્ટાન્ટિનોપલ, વિયેના, પ્રેગ, બર્લિન, હેમ્બર્ગ—યુરોપનાં જે જે નગરમાં તેં પગ મૂકયો તે બધાં જ શહેરોમાં અનેક નાગરિકના શરીરમાં તારા શરીરમાં રહેલાં પ્લેગબીજે પ્રવેશ કર્યો, હજી પણ તે વ્યાપતો જ જાય છે. આજ સુધીનો મારો ઉદ્દેશ પાર પાડયો છે. હવે મારે આ દુનિયામાં રહેવાની જરૂર નથી. હવે મારા આત્માની સદ્દગતિ થશે. થોડી જ વારમાં હું મારી સમાધિગુફામાં પ્રવેશ કરી ચિરવિરામ ભોગવતો થઇ જઇશ...

"જો, સાંભળ, લંડનના પ્રત્યેક ઘરમાંથી રુદનના આર્ત્તનાદ ઊઠી રહ્યા છે. કેટલાય વરસનાં પ્રયાસને અંતે હું એ અગ્નિ પ્રજ્વલિત કરી શકયો છું. એ કંઇ એકદમ ઓલવાવાનો નથી. એ ભીષણ દાવાનળમાં એકલું લંડન જ નહિ, પણ સમગ્ર ઇંગ્લાંડ બળવા માંડશે, અને યુરોપની એ મહા-

સમૃદ્ધ રાજધાની થોડા જ વખતમાં સંપૂર્ણ જનશૂન્ય બની જઇને શાંત સ્મશાનમાં પલટાઇ જશે. ખેતરમાં વાવેલું ધાન પરિપકવ બનતાં ખેડૂત તેને લણી લે છે તેમ જ દેવતાના શાપરૂપ આ ભીષણ વ્યાધિમાં આ દેશના બાળક, યુવક, વૃદ્ધ, પુરુષ કે સ્ત્રી, શિક્ષિત કે અશિક્ષિત, ધનિક કે દરિદ્ર બધાંનો જ એકસરખો સંહાર થશે. વંશનો ગર્વ, ધનનો અહંકાર, દરજ્જાનું ગૌરવ બધું જ એની આગળ નિરર્થક બનશે; હાહાહાહા! મૃત્યુનું સુલલિત સંગીત નાના મોટા દરેક ઘરમાં એક જ સૂરે રમઝટ ઝમાવશે. હાહાહાહાહાં!... અને આ ત્રણ હજાર વરસ પહેલાંનો મિસરનો રાજપુરોહિત ઇન્દ્રજાળ-વિદ્યાવિશારદ રા–મિસ એ જ કર્ણમધુર સંગીત સાંભળતો સાંભળતો કાયમને માટે આંખો મીંચી જશે. જા, અત્યારે ને અત્યારે જા, આ મારી વાતના અક્ષરે અક્ષરની જનતા સમક્ષ મુક્ત કંઠે ઘોષણા કરવા માંડ... હાહાહાહા!"

આમ ખડખડ હસતાં હસતાં પણ રા તાઇ સર્વાંગે થર થર કંપવા લાગ્યો. તેનું મોં પિશાચના જેવું અતિ વિકરાળ, અતિ ભયંકર ને કદરૂપું બની ગયું. તેની આંખોમાંથી અગ્નિના તણખા નીકળવા માંડયાં. ઉન્મત્ત જેવો બનીને મારી સામે જોઇ રહી તે વળી બોલવા લાગ્યો: "ઓ નાદાન, ઓ અહંકારી અલ્પજીવી માનવ! જીવન ઘડી બે ઘડીનું હોવા છતાં, આંગળી અડાડતાંમાં ભાંગી જાય એવી માટીની પૂતળી હોવા છતાં મારા પર શાસન ચલાવવાની શેખી કરે છે? પણ હજી કાળ પૂરો થયો ન હોવાથી, હજી પણ હું તારો ત્યાગ કરવાનો નથી. તારે હજી પણ મારું થોડું કામ કરવાનું છે. એટલા માટે તને આદેશ આપું છું: તું અબઘડી મોહનિદ્રામાં પડ, એ નિદ્રાના ઘેનમાં જ ઊઠીને તું મારા બાકી રહેલા આદેશનું પાલન કર."

મોહનિદ્રામાં પડી જતાં મેં જોયું તો રા–તાઇનો દેહ ધીરે ધીરે વધતો જ જાય છે ને તે ઠેઠ છાપરાને અડયો છે! તેની બંને આંખો ખૂબ જ પહોળી થઇ જઇને અગ્નિગોળાની પેઠે જલી રહી છે, એ અગ્નિથી મારું સર્વાંગ દાઝી રહ્યું છે, છતાં હાલવાચાલવાની મારામાં લેશ પણ

શક્તિ નથી ! મેં જોયું તો રેબેકાએ કૂદકો માર્યો. પાગલની પેઠે દાંત પીસ્યા. એ ખંડમાં ક્યાંક પડેલો છરો વેગથી હાથમાં લઇ લીધો. વાઘણની પેઠે એક જ કૂદકે તે રા–તાઇ પર જઇ પડી. જેવી તે તેના વક્ષઃસ્થળ પર તીક્ષ્ણ છરાનો ઘા કરવા જાય છે કે તે પહેલાં જ કોઇ અદૃશ્ય શક્તિના પ્રબળ પ્રહારથી તે બે હાથ દૂર જઇને પડી. થોડી જ વારમાં તે બેભાન બની ગઈ. છરો તેના હાથમાંથી છૂટી જઇને ખણખણ કરતો આરસની મેજ પર જઇ પડયો...પણ તે પછી શું થયું તે હું જોઈ શકયો નહિ. મારી આંખો ઉઘાડવાની શકિત મારામાં નહોતી. બેભાન બનીને હું તે જ જગ્યાએ તૂટી પડયો !



## પ્રકરણ ૨૦ મું

### ઇન્દ્રજાળ !

પાંચ દિવસ ને છ રાત રા–તાઇની ઇન્દ્રજાળવિદ્યાને બળે હું મોહ-નિદ્રામાં રહ્યો, પણ મારી અનુભવશકિત નષ્ટ થઈ નહિ. મોહનિદ્રામાં હતો છતાં પથારીમાં પડી ન રહેતાં નાનાંમોટાં દરેક કામ કરતો, અનેક સ્થળે ફરતો. પણ શું કરું છું તેનું સ્મરણ મને રહેતું નહિ. જરા સ્વસ્થ થવા પછી મેં ઘણા ય પ્રયાસ કર્યા પણ તે કેટલાક દિવસની વાત મારા સ્મરણમાં આવી શકતી નહિ. માત્ર સ્વપ્ન જેવી એકબે વાત સાંભરે છે. તે પરથી લાગે છે કે તે કેટલાક દિવસ રા–તાઈ સાથે હું સજીવ પૂતળા જેવો ઘૂમતો હતો. નવાઇની વાત તો એ હતી કે વખતસર જ હું જમી લેતો, ઊંઘતો ને આરામ લેતો ! માત્ર રેબેકા જોડે જ વાત કરતો નહોતો. તે બધા દિવસ રા–તાઇ રેબેકા પાસે મને જવા દેતો નહોતો. એક દિવસ વહેલી સવારે હું રા–તાઈ સાથે બહાર ગયો તે ઠેઠ મધરાતે ઘેર આવ્યો હતો. મને સુવાડી દીધા પછી જ તે પોતાના ખંડમાં ચાલ્યો ગયો હતો.

એ રીતની મોહનિદ્રામાં પાંચ દિવસ વહી ગયા. છઠ્ઠે દિવસે ઊંઘમાંથી જાગીને મેં જોયું તો મારી આંખો સામે પૃથ્વી ચકર ચકર ફરતી હતી. માથામાં તીવ્ર બળતરા થતી હતી. મારા જ્ઞાનતંતુઓ એટલાં બધાં પરવશ થઈ ગયાં હતાં કે હું કયાં છું ને શું કરું છું તે એકે વાત સમજાતી ન હતી. ધીરે ધીરે મારી ઇન્દ્રિઓને પુનઃ સ્વાભાવિક શકિત આવી. પરવશ જ્ઞાનતંતુઓનું ધીરે ધીરે સાંધણ થવા માંડયું ને તરત જ હું પથારી પરથી ઊઠયો.

વહેલી સવારમાં સૂર્યકિરણો બારીમાંથી ઓરડામાં પ્રવેશતાં હતાં. તે પરથી માલૂમ પડયું કે સૂર્યોદય થયાને ઘણી વાર થઇ ગઈ છે. મેં બહાર જવા માટેનો પોશાક પહેર્યો હતો. પણ તે કયારે પહેર્યો હતો ને કયારે હું ઊંઘમાંથી ઊઠયો હતો તે યાદ આવતું નહોતું. રા—તાઇના આદેશથી હું કેટલા દિવસ મોહનિદ્રામાં પડયો હતો તે યાદ આવતું ખરું, પણ અજ્ઞાત અવસ્થામાં હાલ કયે પ્રકારે તેના દુષ્કર્મોમાં હું તેને સહાય કરતો હતો તે તો કયાંથી જાણી શકું ?

ઊંઘમાંથી ઊઠવા પછી હું પહેલાંની પેઠે દૈનિક કાર્યોમાં ગૂંથાઇ જવા ઉત્સુક થયો. પથારીમાંથી ઊઠી નીચે ઊતર્યો ને ઘૂમતો ઘૂમતો રાજમાર્ગ પર આવી પડયો. જોયું તો શહેરમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો હતો ! ચારે દિશા નિરતબ્ધ હતી. કયાંય માણસનો કોલાહલ સંભળાતો નહિ. મધરાતે શહેરનો મોટો ભાગ શાંત હોય છે તેવી જ શાંતિ મોડી સવારે પણ નજરે પડતાં મારા વિસ્મયનો પાર રહ્યો નહિ. રાજમાર્ગ પર એકે ગાડી નજરે પડતી નહોતી. રસ્તા પર ચકલું ય ફરકતું નહોતું. દૂર દૂરના મિલનાં ભૂંગળામાંથી ધુમાડો પણ નીકળતો નહોતો. શહેરનાં બધાં જ મિલભૂંગળાં મૂગાં બની ગયાં હતાં. સવારના નવ વાગ્યા હતા, પણ એકે ફેરિયાની હાક સંભળાતી નહોતી. ઓફીસઅદાલતમાં કોઈ પણ નોકર જતો જણાતો નહોતો. ટ્રામોનો ઘરર શબ્દ પણ નીરવ હતો ! બંને બાજુએ જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધીની તમામ દુકાનો બંધ હતી. મારું આખું શરીર દારુણ પીડાથી ભાગી પડતું હતું તો ય હું ડગ્યો નહિ

રા–તાઈની ઇન્દ્રજાળ વિષે યોગ્ય અધિકારીને જાણ કરવા હું અધીરો બની ગયો. હું રસ્તા પર આગળ ચાલવા લાગ્યો.

ફરતો ફરતો હું બાર્કલિ સ્ટ્રીટમાં જઇ પહોંચ્યો. ત્યાં જોયું તો રસ્તા પર માત્ર બે જ માણસ ચાલતા જણાતા હતા! ઘડિયાળ કાઢીને જોયું તો દશ વાગવામાં હવે થોડી જ મિનિટ બાકી હતી. મેં ગાડી માટે નજર દોડાવવા માંડી. હજી સુધીમાં એકે ગાડી નજરે પડી નહોતી. રસ્તાની બાજુના બાગબગીચા વગેરે સ્થળે પણ માણસજાનવર જણાતાં નહોતાં. ઝાડ પર માત્ર બે જ પંખી બેઠેલાં જણાતાં હતાં!

સેન્ટ જેમ્સ પાર્કનો વાંક વટાવી હું ઝડપભેર રાજકીય કચેરી તરફ ચાલ્યો. તે માર્ગ પણ નિર્જન હતો. રસ્તા પર કદિક કદિક એકબે માણસ બહાવરાં બહાવરાં જતાં મળતાં. દૂર દૂર, બાગમાં, કયાંક કયાંક કેટલાક લોકોનાં છૂટક છૂટક ટોળાં આરામથી ઊંઘી ગયેલાં જણાતાં હતાં. પણ પાસે જઇને જોયું તો તેમાંનાં કેટલાંક મરણ પામ્યાં હતાં, ને જીવતાં હતાં તે મોતની પીડાથી બૂમો મારતાં જમીન પર આળોટતાં હતાં! એ ભીષણ દૃશ્ય તો હું જીવનભર નહિ ભૂલું.

બીકભરી નજરે મેં મરણ પામેલા માણસોના ચહેરા તરફ જોયું. તેઓનાં મોં એવાં તો વિકૃત બની ગયાં હતાં કે જોતાં જ કંપારી છૂટે. એક સ્થળે કેટલાંક કૂતરાં એક શબને આમતેમ ખેંચીપીંખી રહ્યાં હતાં. લંડનના રાજમાર્ગ પર ધોળે દહાડે કૂતરાં શબ પીંખેચૂંથે એ શું માનવા જેવી વાત છે? બીકથી ત્રાસી જઇને હું થોડે દૂર સરકી જઈ ઊભો. એટલામાં ત્રણ ચાર માણસો મારી તરફ આવતા નજરે પડયા પહેરવેશ ને આકાર પરથી તેઓ પ્રતિષ્ઠિત માનવી જણાતાં હતાં. આવતાં જતાં માણસોના ચહેરા પર જાણે ગાંડપણની રેખાઓ જણાતી હતી!

એક જણ મારી પાસે આવી બોલ્યો: "મહાશય, મારાં બૈરાંછોકરાં કયાં મળશે? ઘરમાં રાખીને હું થોડા કલાક બહાર ગયો. પાછા ફરીને જોયું તો તેઓ ઘરમાં જ નહોતાં! એ બધાં શું પ્લેગમાં મરી ગયાં હશે

એ રોગ નથી, જીવતોજાગતો રાક્ષસ છે. સારાં માણસોને પકડી પકડી તેમનું લોહી ચૂસી જાય છે! રાક્ષસ પણ કેવો? એનું પેટ કેવડું ક હશે? આટલું બધું લોહી પીધા છતાં હજી તૃપ્ત જ ન થતો હોય?"

એવા ગાંડા સાથે તે શી વાત કરવી? હું દોડ્યો ને હોમ સેક્રેટરી (રાજમંત્રી)ની કચેરી પર પહોંચ્યો. સર એડવર્ડ બ્રેકફિલ્ડ રાજમંત્રી હતા. હું તેમને ઓળખતો હતો. અનેક મેળાવડામાં અમે એકઠા થઇ ગયા હતા. તેઓ મીઠાબોલા ને મળતાવડા હતા. ખૂબ મોટા દરજ્જાના અધિકારી હોવા છતાં તેઓ સ્વભાવે શાંત ને નિરભિમાન હતા. હું તેમને મળવાની માંગણી કરું તો તેઓ ઇન્કાર ન કરે એની ખાતરી હતી.

રાજકચેરીમાં જઇને જોયું તો એ એક વારની પ્રચંડ કચેરી આજે ખાલીખમ હતી! અગાઉ હજારો નોકરોથી એ કચેરી ભરપૂર રહેતી, પણ આજે તો દરવાન સિવાય કોઇ નજરે પડતું નહોતું.

મને જોઇને દરવાન દોડી આવ્યો; "આપ કેમ પધાર્યા, સાહેબ?"

મેં કહ્યું: "મારે હોમ–સેક્રેટરી સાહેબને મળવું છે. જરૂરી કામ છે."

દરવાન થોડી વાર ગૂંચવાયલી નજરે મારી સામે જોઇ રહ્યો, પછી બોલ્યો: "સાહેબને હાલ ફુરસદ નથી."

મેં કહ્યું: "હું ખાસ કામ માટે આવ્યો છું એમ જાણશે તો તેઓ હજારો કામ પડતાં મૂકી મને બોલાવશે"

માથું ધુણાવી દરવાન બોલ્યો: "તેમની પાસે કોઇને ય લઇ જવાનો હુકમ નથી. ઝાઝી લમણાંઝીક ન કરતાં રસ્તો પકડો."

કંઇક ગુસ્સામાં બોલ્યો: "હું કંઇ તેમને આ પહેલી જ વાર મળતો નથી. તું જવા ન દેશે તો હું બળજબરીથી તેમની પાસે જઇશ."

દરવાન પણ માથાનો જણાયો. તેના મોંના ભાવ પરથી મને લાગ્યું કે તે મારા પર હુમલો કરી બેસશે. પણ એકાએક કોઇને જોઇને તે સંકોચ પામી ગયો હોય તે દૂર ખસી ગયો. મેં પાછળ ફરીને જોયું તો સર

એડવર્ડ બ્રેકફિલ્ડ પોતે જ ઊભા હતા.

અગાઉ સર એડવર્ડને મેં હંમેશ ઉત્સાહી, હસતા ચહેરાવાળા ને ચમકતી આંખવાળા જોયા હતા. પણ આજે જોયું તો તેમનામાં ઉત્સાહ નહોતો, સ્ફુર્તિ નહોતી. મોં પણ ગંભીર ને શુષ્ક હતું, આંખો નિરાશાથી નમેલી હતી. જાણે થોડા દિવસમાં જ તેમની ઉંમર વીસ પચીસ વરસ વધી ગઇ છે! સ્વદેશની દુર્ગતિ જોઇને, રોગ, શોક ને દારુણ પીડા નીહાળી તેમનામાં અકાળે ઘડપણ આવી ગયું હતું!

સર એડવર્ડ બેત્રણ મિનિટ મારી સામે જ જોઇ રહ્યા. જાણે મને ઓળખતા ન હોય તેમજ મને લાગ્યું. હું બોલી ઊઠયો "સાહેબ, આપે મને ઓળખ્યો નહિ? હું કંઇ આપનાથી અજાણ્યો નથી."

મારો અવાજ સાંભળી મને ઓળખી કાઢતાં આશ્ચર્યભેર સર એડવર્ડ બોલ્યા: "કોણ? મિ. પરમાર? સાચે જ હું ઓળખી ન શકયો. તમારામાં ખૂબ જ ફેરફાર થઇ ગયો છે. પણ કેમ આવવું પડયું? તમારી વાત તો ખુશીથી સાંભળવા તૈયાર છું, પણ હાલ મને વખત નથી. અત્યારે જ હેલ્થ કમિશનર મને મળવા આવનાર છે."

મેં કહ્યું: "અરરર? મારે જે કહેવાનું છે તે આપ અત્યારે જ સાંભળો તો સારું. પણ અહીં વધારે વખત ઊભો રહીને કંઇ નહિ કહું. કોઈ ખુલ્લી જગામાં ચાલો. નહિ તો મારા શરીરમાંનાં પ્લેગનાં જંતુ આપના શરીરમાં દાખલ થઇ જશે!"

સર એડવર્ડ થોડી વાર મારી સામે ડઘાઇને જોઇ રહ્યા. પછી બોલ્યા: "એવી બીક રાખવાની જરૂર નથી. મને પણ પ્લેગે પટકી નાખ્યો છે, ખૂબ જ મુશ્કેલીએ અહીં સુધી આવ્યો છું. હવે તો પ્લેગની બીક રાખવાની મારે જરૂર રહી નથી. એટલે તમારે જે વાત કહેવી હોય તે ઓફિસમાં આવીને કહો. પણ હું તમને વધુ સમય તો નહિ જ આપી શકું."

સર એડવર્ડ સાથે હું અંદરના વિશાળ ખંડમાં ગયો. આખો ખંડ

નિર્જન હતો. તેના દરવાજા બંધ કરી તેમણે સામે જોયું. બોલ્યા: "જે કહેવું હોય તે ટૂંકમાં કહો."

મેં કહ્યું: "હાલમાં યુરોપભરમાં જે પ્લેગ વ્યાપી ગયો છે, જે રોગે ઇંગ્લાંડમાં સંહાર આદર્યો છે, તે યુરોપ ખંડના બહુવ્યાપી રોગનું મૂળ નિમિત્ત હું પોતે જ છું !"

વિસ્મયભરી નજરે મારી સામે જોઇ રહ્યા પછી સર એડવર્ડ બોલ્યા: "પ્લેગના નિમિત્ત પોતે છો એટલે? એ વાતનો શો અર્થ! તમે શું તમારા દેશમાંથી અહિં પ્લેગની આયાત કરી છે?"

મેં કહ્યું: 'સ્વદેશ સાથે તો મારે લાંબા સમયથી કશો જ સંબંધ નથી. મારા દેશમાં હજી સુધી પ્લેગનો ઉપદ્રવ શરૂ પણ થયો નથી, પણ બીજા દેશોમાંથી મારા શરીરે વળગીને એ રોગ આ દેશમાં આવ્યો છે.'

સર એડવર્ડ બોલ્યા: "તમને પણ પ્લેગ થયો છે."

મેં કહ્યું: "તે જ વાત કરવા હું આવ્યો છું. મારી એ કથા ભારે વિચિત્ર છે. મિસર દેશના પિરામિડમાં મને પ્લેગની ગાંઠ નીકળી હતી. તે પછી લકસર નજીકના રણમાં એક તંબૂમાં હું કેટલાક દિવસ મૃતવત પડયો રહ્યો ત્યાં જરાક સ્વસ્થ થયો એટલે એક જણ મને કોન્સ્ટાન્ટિનોપલ લઇ આવ્યો. કોન્સ્ટાન્ટિનોપલથી ઓસ્ટ્રિયા અને જર્મની થઇને શહેરેશહેર પ્લેગનો ચેપ મૂકતો મૂકતો કેટલાક દિવસથી હું ઇંગ્લાંડ આવ્યો છું. ડચેસ ઓફ એમરશામને ઘેર નૃત્યની મિજલસમાં હું ગયો તે જ રાતથી ત્યાંના અનેક જણ પર પ્લેગે આક્રમણ કર્યું. એ જ રાતે મારા શરીરમાં થઇને પ્લેગનું વિષ નિમંત્રિત ગૃહસ્થોનાં શરીરમાં દાખલ થયું હતું !"

સર એડવર્ડે પૂછ્યું: "તમને પ્લેગની રસી કોણે મૂકી હતી? તેને ઓળખો છો !"

મેં કહ્યું: "તે વ્યક્તિ કેવળ મને જ નહિ પણ ઇંગ્લાંડના બહુ જ પ્રખ્યાત ને પ્રતિષ્ઠિત માણસોને પણ પરિચિત છે. તેનું નામ રા–તાઈ. તે મિસરનો રહીશ છે. તેને માણસ નહિ પણ નરપિશાચ કહું તે જ વાજબી

છે. પ્રાચીન કાળમાં મિસર દેશમાં રા–મિસ નામનો એક ઇન્દ્રજાળવેત્તા હતો. ઇન્દ્રજાળવિદ્યાના બળથી તેણે ત્રણ હજાર વર્ષો પૂર્વે અનેક અદ્દભુત કાર્યો કર્યાં હતાં. તે જ રા–મિસ માનવદેહ ધારણ કરીને આખા યુરોપની પ્રજાનો સર્વનાશ કરવા તત્પર બન્યો છે. અત્યાર સુધીમાં તેણે માનવ-સંહારનાં અનેક કુકર્મો કર્યાં છે. એ જ નરપિશાચ હેમ્બર્ગમાંથી ગુપચુપ મને ઇંગ્લાંડ લઈ આવ્યો છે. તેની સાથે હું જે જે સ્થળે ફર્યો છું ત્યાં ત્યાં કેટલાય લોકો થોડી જ વારમાં પ્લેગથી પટકાઈ પડયાં છે. ઇંગ્લાંડમાં પ્લેગ વ્યાપી જવાનું કારણ પણ એ જ છે. એ વિપુલ માનવસંહારનું નિમિત્ત હું જ છું. એ સાંભરે છે ત્યારે મારું મન ભયંકર ઉદ્વેગથી ભરપૂર બની જાય છે. હૈયાંભાર અસહ્ય બની જવાથી બધી વાત ખુલ્લેખુલ્લી કહી સંભળાવવા જ હું આપની પાસે આવ્યો છું...”

સર એડવર્ડ બોલ્યા: “ડચેસની નાચ મિજલસમાં તો હુંય આપને મળ્યો હતો! તે દિવસે એ સંબંધે તમે કશું જ બોલ્યા નહિ!”

મેં કહ્યું: “હું જ એ પ્લેગનાં બીજ વેરી રહ્યો છું તે હું તે વખતે જાણતો નહોતો.”

સર એડવર્ડ થોડી વાર મૂગા બેઠા. પછી બોલ્યા: “તમારી વાત તો ખૂબ જ નવાઇ ભરી છે. કોઈ નવલકથામાં બરાબર રસ જમાવે, પણ કોઇ ખરી માની ન શકે? ઘેર જઇને મગજને પુષ્ટિકારક કોઇ દવા લઇ લો. પ્લેગથી તમારું મગજ બગડી ગયું છે. મને કહી તો કહી, પણ આવી અસંભવિત ગપ્પાષ્ટક કથા બીજા કોઇને કહેશો નહિ. તેનાથી લાભ તો કશો જ નથી, ઊલટું મશ્કરી થશે.”

ખુરશી પરથી ઊભો થઇને હું બોલ્યો: “સર એડવર્ડ, આપને મારી વાતમાં વિશ્વાસ કેમ બેસતો નથી તે જ મારાથી સમજાતું નથી. રા–તાઇ અત્યારે પણ આ જ શહેરમાં છે. થોડી જ મહેનતે આપ તેને ગિરફતાર કરી શકો છો. વિલંબ કરશો તો ઇંગ્લાંડમાંથી ભાગી જશે!”

સર એડવર્ડ જરા ય ઉશ્કેરાયા વિના બોલ્યા: “તમે હવે જલદી ઘેર

ચાલ્યા જાઓ. સાજા થઇ ગયા પછી મારી પાસે આવજો. મને આશા છે કે તે વખતે તમે આ અદ્‌ભુત ગપકથા ભૂલી ગયા હશો !"

ક્ષોભદુઃખે વિહ્વળ બની જઇને મોટે સાદે હું બોલ્યોઃ "મારા જેવા પ્રતિષ્ઠિત પરિચિત માણસની વાત પર આપને વિશ્વાસ પડતો નથી એ મારે દુર્ભાગ્ય જ છે ! પણ જે દિવસે એ માનશો તે દિવસે ઘણું મોડું થઇ ગયું હશે. ખરો ગુનેગાર સજા પામ્યા વિના જ છટકી જાય એ તો અસહ્ય છે."

એટલામાં એકાએક મને યાદ આવ્યું કે રેબેકા પ્લેગથી પટકાઇ પડી ત્યારે તેની દવા માટે રા-તાઇએ હેમ્બર્ગ શહેરમાં મને જે પ્રિસ્ક્રીપ્શન લખી આપ્યું હતું તે હજી મારા પૈસાના પાકીટમાં જ છે. તરત જ પાકીટ-માંથી પ્રિસ્ક્રીપ્શન બહાર કાઢી સર એડવર્ડના હાથમાં તે મૂકતાં હું બોલ્યોઃ "આપને મારી વાત પર વિશ્વાસ બેસતો નથી. પણ આ પ્રિસ્ક્રીપ્શન મારી વાતનું સમર્થન કરે છે. એક રમણી હેમ્બર્ગમાં પ્લેગથી પટકાઈ પડવાથી રા-તાઇએ સ્વહસ્તે મને આ પ્રિસ્ક્રીપ્શન લખી આપ્યું હતું. મેં એની કસોટી કરી જોઇ છે ને પ્લેગ માટે તે અમોઘ ઔષધ છે. આપ હેલ્થ કમિશનરને મળો ત્યારે એમને બતાવજો મારી વાત સાચી છે કે નહિ તેની ત્યારે જ આપને ખાતરી થશે. ત્યારે જ આપ મેં અત્યાર સુધી કરેલી વાતને કલ્પિત માનતા અટકશો."

સર એડવર્ડ બોલ્યાઃ "જાઓ, એ વાત કબૂલ છે એ જો પ્લેગની સફળ દવા હશે તો સરકાર દ્વારા લોકોમાં તે મફત વહેંચવાની હું વ્યવસ્થા કરીશ."

કચેરીમાંથી બહાર નીકળ્યા પછી હું ઘેર પાછો ગયો નહિ. રા-તાઇ જે ઘરમાં રહેતો હોય તે ઘર મારે મન અસહ્ય હતું. પગપાળો ચાલતો ચાલતો હું સેન્ટ જેમ્સ પાર્કમાં પેઠો. ત્યાં એક ઝાડ નીચે ઘાસ પર સુઇ ગયો. પછી અત્યાર સુધીની બધી વાત યાદ કરવા લાગ્યો. ધીરે ધીરે આંખો મીંચાઇ ગઈ ને મારું બાહ્ય જ્ઞાન લુપ્ત થઇ ગયું.

આંખો બંધ કરીને હું ગંભીર વિચારોમાં નિમગ્ન હતો, તે વખતે મારા કપાળ પર મૃદુ કરસ્પર્શ થતો હોય એમ મને લાગ્યું ! આંખો ખોલીને જોયું તો આંસુભરપૂર આંખોવાળી રેબેકા મારા માથા નજીક બેઠી હતી !

રેબેકા અહીં આવશે એવી મને કલ્પના નહોતી. એકદમ ઊઠી પડીને હું વિસ્મયભેર બોલ્યો: "રેબેકા ! તું અહીં ? હું આ ભાગમાં છું એમ તને કોણે કહ્યું ?"

રેબેકા બોલી: "મારા મને કહ્યું. મારા મનની શક્તિના પ્રતાપે હું જાણી શકી કે તમે અહીં છો. તમારી ઇચ્છા પાર પડી નહિ તે દુઃખથી જ તમે અહીં આવીને પડયા છો ને ?"

મેં કહ્યું: "રેબેકા, મારો પ્રયાસ વૃથા ગયો. હોમ સેક્રેટરીએ મને પાગલ માની લીધો. તેણે મારી વાત માની નહિ. હવે હું શું કરું. કયાં જાઉં તેનો વિચાર કરું છું. હવે આ દુનિયા મારે મન રેતીનું રણ છે, એ રણમાં હું એકલો જ છું. જગતમાં ઊંચું મોં રાખીને ફરવા જેવું મારે એકે સ્થાન નથી. હવે તો મોત આવે તે જ સારું."

કોમળ સ્વરે રેબેકા બોલી: "ના, ના ! એમ વાત કરશો નહિ. આટલા બધા નિરાશ થઇ જાઓ એ કંઇ ચાલે ? ઊઠો. ચાલો. આજે તો રા–તાઈ તદ્દન બદલાઇ ગયો છે. તેનું પરિવર્તન ભારે આશ્ચર્યજનક છે. વાત શી છે તે મને સમજાતી નથી. મને થાય છે કે આજે કશું અવનવું થશે. પણ ડરવાની કંઇ જરૂર નથી."

રેબેકાની વાતથી મને ઘણી રાહત મળી. તેણે ખૂબ સમજાવવાથી વ્યગ્ર ચિત્તે હું તેની સાથે ઘેર ગયો. ચાલતાં ચાલતાં રેબેકા કહેવા લાગી: "રા–તાઇ આજે ઇંગ્લાંડ છોડીને ચાલ્યો જાય છે. ટેમ્સનદીમાં તેનું જહાજ લંગર નાખી પડયું છે. કેટલા દિવસ માટે ને કયાં જાય છે તેની મને ખબર પડી નથી."

ઉત્કંઠાભેર હું બોલી ઊઠયો: "આપણને પણ સાથે તાણી જવાનો છે ? જે થવાનું હોય તે થાય. હું યે તેની સાથે નહિ જાઉં ને તને પણ ન દઉં જ જવા દઉં."

રેબેકા બોલી: "તેની મતલબ શી છે તેની ખબર પડી નથી. પણ વાત પરથી લાગે છે કે તે એકલો જ જવાનો છે. આજે તદ્દન બદલાઇ ગયો છે. તેનામાં આવો ફેરફાર મેં કયારે ય જોયો નથી."

ઘેર જઇને અમે સીધાં રા-તાઇના ખંડમાં ગયાં. જઇને જોયું તો તેની આકૃતિમાં અદ્‌ભુત ફેરફાર થઇ ગયો હતો. તેનું શરીર સંકોચાઇને અર્ધું થઇ ગયું છે. ચામડીઓ ઝૂલી પડી છે. આંખો ઊંડી ચાલી ગઈ છે. તે જીવતો છે કે કેમ તેની પણ શંકા પડતી હતી.

તેની એ દશા જોઇને મારા મનમાંથી ઘૃણા ને તિરસ્કાર ઓસરી ગયાં. તેને બદલે કરુણા ફાટી નીકળી!

રેબેકાનો હાથ પકડી રા-તાઇએ તેને આંખો મીંચવા કહ્યું. રેબેકાએ આંખો મીંચી એટલે રા-તાઇએ પૂછ્યું: "તને કંઈ દેખાય છે?"

આંખો બંધ જ રાખી રેબેકા બોલી: "એક વિશાળ ખંડ, તેની ચોમેર ઊંચા થાંભલા છે. દીવાલો પર જાતજાતનાં ચિત્રો છે. ખંડની મધ્યમાં એક વૃદ્ધ માથે હાથ દઇ બેઠો છે. તેની લાંબી પાકી દાઢીથી છાતી ઢંકાઇ ગઇ છે!"

ચીસ પાડીને રા-તાઇ બોલી ઊઠ્યો: "એ વૃદ્ધ કંઇ માણસ નથી. નરકદ્વારનો દરવાન છે. મારે તેની પાસે જ જવાનું છે. હવે મારો અંતકાળ આવી ચૂક્યો છે! દેવતાઓને સંતોષવા માટે યુરોપના લાખો લોકોનો સંહાર કર્યો, સેંકડો વરસના સંકલ્પની સાધના કરી, તેનું આ જ ફળ? હવે મારી ખાત્રી થઇ છે કે અન્યનો સર્વનાશ કરીને કોઇ પોતાને માટે સ્વર્ગનો રસ્તો કરી શકતું નથી."

પછી પોતાનો લોહી વિનાનો, હાડચામ હાથ કપાળે ઠોકી તે બોલ્યો: "હાય રા-મિસ! તારા નશીબમાં આજ હતું? ત્રણ ત્રણ હજાર વરસ પછી ય સદ્‌ગતિના લોભમાં તેં કેટલી ય અસાધ્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી, તે બધી જ વ્યર્થ નીવડી? ઓહ, આ નરકની આગ સૂસવાટા કરતી સળગી ઊઠી! ઓ! ઓ! ઓ! તે મને બાળી રહી છે! હે દેવાધિદેવ આમન-રા, તારા મનમાં આ જ હતું?"

જોતજોતાંમાં આખો ખંડ અંધકારથી છવાઇ ગયો. ખંડમાં જાણે ઝંઝાવાતનો આવિર્ભાવ થયો. ઉન્મત્ત જેવો બની જઇ રા-તાઈ પથારી પરથી ભોંય પર પટકાઇ પડયો, અને પોતાના જ બંને હાથના તીક્ષ્ણ નખો વતી પોતાનાં આંખમોં પીંખવા લાગ્યો. ધોધમાર લોહી તેના શરીર પર રેલાવા લાગ્યું. તેની બંને આંખો બહાર નીકળી આવી. તેની એ ભીષણ આકૃતિ જોઈ, તેની આંખો સામે નજર પડતાં, મારું માથું ભમવા લાગ્યું. હું ત્યાં જ મૂર્છિત થઇને પડયો.

* * *

મને ભાન આવ્યું. મેં જોયું તો એક સુંવાળા બિછાના પર હું પડયો છું. શરીર તદ્દન લેવાઇ ગયું છે. પાસે બેઠી બેઠી રેબેકા મારે માથે હાથ ફેરવી રહી છે. હું કયાં જાઉં છું તેનું પણ મને ભાન નથી. ઉત્કંઠાભરી નજરે મેં રેબેકા સામે જોયું.

મૃદુ સ્વરે રેબેકા બોલી: “હવે આપણને કશો જ ભય નથી. આપણે એ નરપિશાચના પંજામાંથી મુકત થયા છીએ. આપણે ઇંગ્લાંડ છોડી અમેરિકા જઇએ છીએ. ઇંગ્લાંડથી આપણે ખૂબ જ દૂર નીકળી આવ્યા છીએ. રા-તાઈ મરણ પામ્યો છે. મૃત્યુકાળે તે આપણને અખૂટ ધનભંડાર આપી ગયો છે. તે આપણે જીંદગીભર વાપરીએ તોય ખૂટે એમ નથી.”

લાંબો નિસાસો નાંખતાં હું બોલ્યો: “પણ આ જીવનમાં તો મારા પાપનું પ્રાયશ્ચિત કદી થઈ શકવાનું નથી. મોહમાં અંધ બનીને પૃથ્વી-ભરનાં અર્ધા માણસનો મેં નાશ કર્યો છે. હે કરુણામય, પરમકૃપાળુ પરમાત્મા, એ મહાપાતકમાંથી મારો ઉદ્ધાર કર. માનવસમાજમાં હવે મારું સ્થાન નથી. મારા શાપિત જીવનને શાંતિ આપ!”

દુનિયાના કોઈ અગોચર સ્થાન તરફની એ મારી યાત્રા. એ યાત્રાનો કદી અંત આવવાનો નથી! હું કયાં છું તે ખબર કોઇને હું પડવા દેવાનો નથી. સમગ્ર જીવન એકાંતમાં ગાળું એ જ.

અનુપસિંહ પરમાર

સમાપ્ત

બીજી કઈ સફળતા જોઈએ?...જીવનની ઊંડી સમજ, દાર્શનિક દૃષ્ટિ, મનુષ્ય-સ્વભાવને આલેખવાની તાકાત અને કલાની સપ્રમાણતાની સમજ આ લેખકમાં જરૂર છે."

જન્મભૂમિ

[૮–૧૧–૪૪]

"બંગાળના કુટુંબજીવનનો લેખકનો પરિપક્વ અનુભવ જણાઈ આવે છે...જીવનને લગતું સ્થિર ચિંતન પણ મળી આવે છે...એની લાક્ષણિકતા તે ક્ષેત્રનાથ સાથે બુઢ્ઢા રામતારણ ઘોષાલને બાંધી રાખતા સ્નેહતંતુનું સુશ્લિષ્ટ આલેખન...એનો સુખદ અંત એને કલોપમ વિશેષતા અર્પે છે. બંગાળી નવલકથાસાહિત્યની જે નીરસ અને કસહીણી દશા હવે થઈ પડી છે તેમાંથી આ નવલકથા એ વિશેષતાને લઈને જુદી પડે છે."

પ્રજાબંધુ

[૧૨–૧૧–૪૪]

"સુસંસ્કારનો ફેલાવો કરી કુટુંબમાં સખ્ય-ભાવ વધારનારી આ નવલકથા સૌએ વાંચવા, વિચારવા ને પ્રસરાવવા જેવી છે."

પ્રતાપ

[૧૮–૮–૪૪]

"એકેએક પાત્રનું નિરુપણ એટલી સુંદર રીતે કરવામાં આવ્યું છે કે કયું પાત્ર સારું અને કયું નરસું તે કહેવું કઠણ ..લેખક સફળ થયા છે."

આરામ

[૨૬–૧૨–૪૪]